# સ્વર્ગમાં શયતાન.

## (સામાજિક નવલકથા.)

પ્રયોજક અને પ્રકાશક,
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**
તંત્રી 'લુહાણા-બંધુ,'
માંડવીની પોળ—**અમદાવાદ.**

**सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रुरतर खलः।**
**मन्त्रेण शाम्यते सर्पो न खलः शाम्यते कदा॥**

(**ભાવાર્થ:**—સર્પ અને દુર્જન બન્ને ક્રૂર છે. તેમાં પણ દુર્જન વિશેષ ક્રૂર છે; કારણ કે સર્પ મંત્રથી શમી જાય છે અને દુર્જન કદાપિ શમી જતો નથી અર્થાત્ શાન્તિ પામતો નથી.)

સોલ એજન્ટ,
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**
બુકસેલર ઍન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા—**અમદાવાદ.**

| | |
|---|---|
| પ્રથમાવૃત્તિ | વિક્રમાબ્દ ૧૯૭૪ |
| પ્રત ૧૫૫૦ | ખ્રિસ્તાબ્દ ૧૯૧૮ |

**મૂલ્ય રૂ. ૧-૪-૦**

ગ્રંથસ્વામિત્વના સર્વાધિકાર સ્વાધીન છે.

# અર્પણ પત્રિકા.



શ્રીમાન્ માન્યવર અનેકવિધ સદ્‌ગુણાલંકૃત મહાપરોપકારી જ્ઞાતિહિતતત્પર નરરત્ન શેઠજીશ્રી

## દામોદરદાસ ભગવાનદાસ માવાણી.

પ્રિન્સેસ સ્ટ્રીટ, દામોદર બીલ્ડીંગ—મુંબાઈ.

શેઠજીશ્રી,

આપની ઉદારતા, પરહિતતત્પરતા, જ્ઞાતિપ્રિયતા, સાહિત્યપ્રિયતા આદિ અનેક મહદ્ સદ્‌ગુણરાશીથી મુગ્ધ થઈ જઈ હું આપને મ્હારી આ નવલકથા ભક્તિપૂર્વક સમર્પણ કરી અતિ આનંદિત થઉં છું. હું તો એક ક્ષુદ્રાદ્રપિ ક્ષુદ્ર સ્વજ્ઞાતિસેવક છું; છતાં આપે મ્હારા પ્રત્યે જે પ્રેમ દર્શાવ્યો છે તે પ્રેમના સ્મરણમાં આ રંક ભક્ત આપને આ નવલકથા સમર્પિત કરી કૃતાર્થ થાય છે. આપશ્રીના હાથે અનેક પરોપકારી કાર્યો થયાં છે, આપે અનેક દીનદરિદ્રોને સંતોષ્યાં છે, આપે યોગ્ય પાત્રને યોગ્ય પુરષ્કાર આપ્યો છે તેથી ભવિષ્યમાં પણ આપના પવિત્ર હસ્તે પરમાત્મા અનેક પરોપકારી કાર્યો કરાવવા આપને વિશેષ લક્ષ્મી અને દીર્ઘાયુ આપો એવી અનન્ય પ્રાર્થનાસહ વિરમું છું. મ્હારી વિનંતિ માન્ય રાખી આપે આ ગ્રંથની અર્પણપત્રિકા સ્વીકારી છે એ માટે હું આપનો હમ્મેશાંને માટે ઋણી થયો છું.

લિ૦

કૃપાકાંક્ષી ચરણરજ જ્ઞાતિસેવક

વ્રજલાલ જાદવજી ઠક્કર.

ॐ तत्सत्परमात्माने नमः ।

# પ્રસ્તાવના.

एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुसराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

भर्तृहरी.

" ભાવાર્થઃ—જે સત્પુરુષો પોતાના સ્વાર્થનો પણ ત્યાગ કરીને બીજાનું કલ્યાણ કરે છે તે પ્રથમ પંક્તિના જાણવા જેઓ પોતાનું હિત સાચવીને બીજાનું ભલું કરે તે બીજી પંક્તિના જાણવા, પણ જેઓ પોતાના હિતના માટે બીજાનું બગાડે તેવા મનુષ્યોને તો દેહધારી રાક્ષસ જાણવા; પણ જેઓ નિરર્થક અન્યના હિતનું નુકસાન કરે તેમને શું ઉપનામ આપવું એ હું જાણતો નથી. "

અમારા ' **લુહાણા–બંધુ** ' માસિકના ગ્રાહકોને પ્રથમ વર્ષની ભેટ તરીકે આ નવલકથા આપતાં અમને અપાર આનંદ થાય છે; કિન્તુ તે સાથે એટલું પણ જણાવવું આવશ્યક છે કે અમારા ' **લુહાણા–બંધુ** ' માસિકનો જન્મ યૂરોપમાં જાગેલા મહાભારત યુદ્ધ પ્રસંગે થયો છે, કાગળોની સાત ગણી મોંઘવારીમાં વાર્ષિક માત્ર રૂ. ૧–૮–૦ ના સામાન્ય લવાજમમાં પ્રતિમાસે ૪૮ પૃષ્ઠનું માસિક અને આવું દળદાર ભેટનું પુસ્તક આપવાનું કાર્ય કેટલું બધું મુશ્કિલ છે એની કલ્પના સર્વ બંધુઓ સહેલાઇથી કરી શકે તેમ છે; છતાં ઉદારવૃત્તિના આશ્રયદાતાઓ કિંવા ગ્રાહકબંધુઓની પ્રબળ ઇચ્છાને માન આપવાના હેતુથી અમે ઘણું ખરચ વેઠી આ પુસ્તક ભેટ તરીકે આપવાનું સાહસ કર્યું છે. કર્તવ્ય બજાવવું, જ્ઞાતિબંધુઓના આચાર વિચારોને ઉન્નત કરવા, કુસંપ અને ખરાબ રુઢીઓનો વિનાશ થાય એવા પ્રયત્નો કરવા, જ્ઞાતિબંધુઓના અંતરને વિશેષ વિચારશીલ કરી તેમને નૂતન ચૈતન્ય આપી જ્ઞાનમાર્ગ

લઈ જવા એ જ અમારો ઉદ્દેશ છે અને પરમકૃપાળુ પરમાત્મા અમારા આ ઉદ્દેશને થોડા ઘણા અંશે પણ ફળિભૂત કરશે તો અમે અમારી સફળ સેવા અને શ્રમની સાર્થકતા થઈ સમજીશું.

કેટલાક બંધુઓનો પ્રથમ એવો આગ્રહ હતો કે, ભેટનું પુસ્તક કોઈ ઐતિહાસિક નવલકથા આપવી; કિન્તુ માસિકમાં '**લાવણ્યમયી**' નામક ઐતિહાસિક નવલકથા ક્રમશઃ પ્રસિદ્ધ થતી હોવાથી ભેટનું પુસ્તક સામાજિક પસંદ કર્યું છે; જેથી સર્વ પ્રકારના પાઠકોને સંતોષ થશે એવી આશા રહે છે.

આ નવલકથાનું '**સ્વર્ગમાં શયતાન**' નામ વાંચી કદાચિત કેટલાક બંધુઓના અંતરમાં એવી કલ્પના ઉપજવાનો સંભવ છે કે, આ નવલકથામાં સઘળી અસંભવિત ઘટનાઓ અને આકાશ પાતાળની કપોળકલ્પિત કલ્પનાઓનું વર્ણન કરવામાં આવ્યું હશે; પરંતુ વાસ્તવિક રીતે આ કલ્પના અસત્ય છે. આ નવલકથામાં આવેલા વિષયો સંભવિત અને પ્રચલિત હોવાનો અનુભવ આ નવલકથા વાંચનારને અવશ્ય થશે જ એવી ખાત્રી છે. '**અતિલોભ એ પાપનું મૂળ છે**' એ સર્વમાન્ય સૂત્રનું તાદશ્ય ચિત્ર આ નવલકથામાં આલેખવામાં આવેલું હોઈ, એક પ્રૌઢ પુરુષના અંતરમાં પણ જ્યારે લક્ષ્મી પ્રાપ્ત કરવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે ત્યારે તે નિર્દોષ મનુષ્યોના ઉપર પણ કેવો હૃદયવિદારક જુલ્મ ગુજારે છે એ મહાત્મા લેખાતા મહાતમા **હરિદાસજી ભ**ગતનાં રાક્ષસી કૃત્યો ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવે છે. ચાલુ જમાનામાં ન્હાની ઉમ્મરનાં શ્રીમંત સંતાનોના ટ્રસ્ટીઓ આ સ્વર્ગીય દુનિયામાં, લોભને વશ થઇ, કવચિત્ કેવાં શયતાનનાં જેવાં કુટિલ કાર્યો કરે છે એનો ચિતાર વાંચતાં આ નવલકથાનું જે નામકરણ '**સ્વર્ગમાં શયતાન**' થયું છે, એ સર્વાંશે ઉચિત છે એમ માલૂમ પડયા સિવાય રહેશે નહિ. તદુપરાંત આદર્શ સતી સાધ્વી આર્યરમણી અનંગમોહિનીનો અપૂર્વ સ્નેહ અને પતિભક્તિ આધુનિક

આર્યનારીઓને માટે આદર્શસ્વરૂપ છે. લોભી માતાપિતાઓ વૃદ્ધના હાથે મીંઢળ બાંધી કન્યાવિક્રયનું જે મહાપાપ કરે છે તેનું કેવું પ્રતિષ્ઠાને રસાતળમાં પહોંચાડે એવું વિષમય પરિણામ આવે છે એ પ્રકાર પણ તારાસુંદરીના ચિત્રચારિત્ર્યના દર્શન વાચનથી સ્પષ્ટ સમજાય તેમ છે.

આધુનિક ગુર્જર સાહિત્યની, ઘણાં ખરાં વર્તમાનપત્રો અને માસિકપત્રોની તથા સરસ્વતી દેવીના કહેવાતા ઉપાસકોની કેવી હાસ્યજનક સ્થિાત છે એ દર્શાવવાનો પ્રયત્ન પણ કેશવકાન્ત અને **બી. જી.** ઠાકોરના પ્રાત્રદ્વારા કરવામાં આવ્યો છે; જો એ લખાણના વાંચનથી આજકાલના ઘમંડી લેખકો પોતાની હાસ્યજનક કર્ત્તવ્યપ્રણાલીનો કાંઈક અંશે પણ ત્યાગ કરશે તો હું અત્યંત સંતુષ્ટ થઇશ. આ નવલ કથાનું એક પણ ચરિત્ર અમુક વ્યક્તિને ઉદ્દેશીને અંકિત કરવામાં આવ્યું નથી. 'વસન્તેર રાણી' નામક એક ઘણી ન્હાની સંક્ષિપ્ત બંગાળી વાર્તાની વસ્તુસંકલનાને કલ્પનાની સહાયતાથી વિસ્તૃત કરી આ નવલકથા લખવામાં આવી છે, તેથી એ બંગાળી વાર્તાના વિદ્વાન્ લેખક શ્રીયુત નનીલાલ બંદોપાધ્યાયનો પણ હું આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અંતે આ સૃષ્ટિના સર્વમાન્ય '**धर्मे जय अने पापे क्षय**' સિદ્ધાંતાનુસાર આ નવલકથાની પૂર્ણાહુતિ થાય છે. પાપીઓને તેમનાં પાપોનું આ સંસારમાં જ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે અને સ્વધર્મનિષ્ઠ મનુષ્યો અંતે સ્વર્ગીય સુખને પ્રાપ્ત કરે છે. અસ્તુ.

'લુહાણા-બંધુ' માસિકમાં ચાલુ કરવામાં આવેલી વાર્ત્તા પ્રથમ વર્ષના છેલ્લા અંકમાં સંપૂર્ણ થઈ જવાની સંભાવના છે અને ત્યાર પછી તેમાં એક સામાજિક ઉત્તમ વાર્ત્તા ક્રમશઃ પ્રકટ કરવાની અમે વ્યવસ્થા કરી છે; જેથી તે વાર્ત્તા વાંચકોના વિશેષ આદરને પાત્ર થશે જ એવો અમને દૃઢ વિશ્વાસ છે. અમે આશા રાખીએ છીએ કે, અમારી સેવાને સ્મરણમાં રાખી અમારા ગ્રાહકબંધુઓ આ માસિકના ગ્રાહકોને વધારવાનો યથાશક્તિ શ્રમ લઈ અમને આ સેવા કાર્યમાં સવિશેષ ઉત્સાહિત કરશે.

આ નવલકથાની અર્પણપત્રિકા જે સુયોગ્ય દાનવીર, ઉદારવૃત્તિ, પરોપકારપરાયણ જ્ઞાતિરત્ન **શ્રી૦ દામોદરદાસ ભગવાનદાસભાઇને** આપવામાં આવી છે તેમના શુભસંયોગથી આ નવલકથાની પ્રતિષ્ઠામાં હું વૃદ્ધિ થયેલી સમજું છું, તથા જગન્નિયંતા **નારાયણ** આ ઉદારચિત્ત જ્ઞાતિરત્નને વિશેષ દીર્ઘાયુ કરી તેમના પવિત્ર હસ્તે જ્ઞાતિહિતનાં અનેકવિધ કાર્યો કરાવે એવી અનન્ય ભાવના સિવાય બીજી શી કામના આ સેવકના અંતરમાં હોય?

અમદાવાદમાં ચાલેલા પ્રબળ પ્લેગના પરિણામે છાપખાનાં બંધ રહેલાં હોવાથી આ ઉપહારગ્રંથના પ્રકાશન કાર્યમાં ઘણો વિલંબ થયો છે તથા પ્રૂફ સંશોધનનું કાર્ય પણ એ જ કારણથી સંપૂર્ણ લક્ષ્યપૂર્વક થઈ શક્યું નથી જે માટે સહૃદય બંધુઓ ક્ષમા આપશે એવી આશાસહ વિરમું છું.

**અમદાવાદ.**
તા. ૨૭-૧-૧૭

લિ૦ સાહિત્યસેવક
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**



# વિષય–સૂચન.

——:૦:——

અત્યુત્તમ ઐતિહાસિક નવલકથા !

સ્વદેશભકિતનો ચિત્તાકર્ષક ચિતાર !

# મનોહારિણી માયા

અથવા

# પ્રચંડ પ્રતિબોધ.

પ્રયોજકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

સ્વદેશભક્ત ક્ષત્રિયોનું અપાર સાહસ જોવું હોય, યવનોના પ્રપંચોનું દર્શન કરવું હોય, મનોહારિણી માયાનું અસામાન્ય પ્રાબલ્ય નિહાળવું હોય, સંસારત્યાગી સંન્યાસીના અંતરની સ્વદેશપ્રીતિ અને સ્વધર્મપરાયણતાનું અવલોકન કરવું હોય, ભાઇ ભગિનીના વિશુદ્ધ સ્નેહથી પરિચિત થવું હોય, એક અબળાની પણ અડગ સ્વદેશભક્તિ જોવી હોય તો 'મનોહારિણી માયા' અવશ્ય વાંચો આ નવલકથા શ્રૃંગાર, વીર, કરુણા, હાસ્ય આદિ રસોથી ભરપૂર છે. પૃષ્ઠે પૃષ્ઠે નવીન રહસ્ય, નવીન શિક્ષણ અને નવીન ભાવો ભરેલા છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, સુંદર છપાઈ. પાકું સોનેરી લાયબ્રેરીને શોભાવે એવું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦

આજે જ મંગાવો.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર-ત્રણ દરવાજા—અમદાવાદ.

અને

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

'લુહાણા-બંધુ' કાર્યાલય—અમદાવાદ.

## રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત સુપ્રસિદ્ધ

## લોકપ્રિય નવલકથાઓ.

નવીન સંન્યાસી. ( અનેક ઉપયોગી તત્વવિષયક નવલકથા ) ૦–૮–૦
સમાજ. ( સ્વ. સાક્ષર રમેશદત્તની સામાજિક નવલકથા ) ૧–૦–૦
ગુલશાના. ( અકબ્બરશાહના રાજત્વકાળની એક પ્રેમકથા. ) ૧–૦–૦
ગૃહિણી કે દેવી ? ( સામાજિક આદર્શ ગૃહચિત્ર ) ... ૦-૧૨-૦
ચિત્તોડપર ચ્હડાઇ અથવા પદ્મિનીનું અનુસંધાન ... ૧–૦–૦
અકબ્બર રાજરહસ્ય ભાગ ૧–૨ ( ભેદભરેલા બનાવોથી ભરપૂર) ૨–૮–૦
રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શૂરાતન. ભાગ ૧–૨. ૩–૦–૦
દગાબાજ દુનિયા. ( ચાર સુંદર ચિત્રોથી સુશોભિત સામાજિક નવલકથા. ) ... ... ... ... ૧–૮–૦
કંગાલ કેદી ભાગ ૧–૨ (સુંદર ચિત્રોયુક્ત સામાજિક નવલ.) ૩–૮–૦
ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા. ( સચિત્ર. ) ૧–૪–૦
પિશાચિની કે પ્રેમદા ? ( મેસ્મેરિઝમ વિષયક નવલકથા. ) ૧–૪–૦
સંસાર કે નરકાગાર ? ( સામાજિક ગૃહચિત્ર )... ... ૧–૦–૦
મૃગલોચની અથવા માયપ્રાબલ્ય. ( અદ્દ્‌ભુત ઘટનાપૂર્ણ સચિત્ર નવલકથા. )... ... ... ... ૧–૪–૦
રજપૂતોનો રણસંગ્રામ. ( ઐતિહાસિક કથાસંગ્રહ. ) ... ૧–૮–૦
સ્વર્ગમાં શયતાન.. ... ... ... ... ૧–૪–૦
મિલન–મંદિર. ( ઉત્તમોત્તમ સામાજિક નવલકથા. ) ... ૧–૪–૦
સુરૌજસુંદરી અથવા સુધરેલો જમાનો ( વીસમી સદીનો આબેહુબ ચિતાર. )... ... ... ... ૧–૮–૦
વનવાસિની ( અપૂર્વ પ્રેમકથા. ) ... ... ... ૧–૪–૦
રાજનન્દિની અથવા હૃદયત્રિપુટી.(સ્વદેશભક્તિનું જ્વલંત ચિત્ર.) ૧–૪–૦
અંગના કે દેવાંગના ? ( સામાજિક નવલકથા. ) ... ૧–૮–૦
મનોહારિણી માયા. ( ઐતિહાસિક નવલકથા )... ... ૧–૮–૦

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

તંત્રી ' લુહાણા-બંધુ '—અમદાવાદ.

ॐ तत्सत्परमात्मने नमः ।

# સ્વર્ગમાં શયતાન.

## પ્રકરણ ૧ લું.

### સરિતાતટ ઉપર પ્રેમિક પ્રેમિકા.

ઘણા દિવસ પછી પુનઃ ગુજરાતમાં વસન્તનું આગમન થયું છે. કોણ જાણે કે કયા દેશમાંથી, કયા પુલકમય, અમૃતમય દિવ્યધામથી, કયા મોહમંત્રથી દીક્ષિત થઇને, કયા સુખ સ્વપ્નમાંથી જાગ્રત થઇને અનંગસખા, પુનઃ એ ભુવનમોહન રૂપથી ભુવન ભૂલાવીને ભૂતળવાસીઓની સમક્ષ ઉપસ્થિત થયા છે! પ્રકૃતિના વક્ષમાં, વાયુ દેવતાના સુશીતળ સ્પર્શમાં, વનસ્પતિના મોહનવેશમાં, પુષ્પોના મધુર હાસ્યમાં, રાત્રિના સુરભિ નિશ્વાસમાં, પોતાનો આવિર્ભાવ પૃથિવી ઉપર પ્રદર્શિત કરીને પુનઃ વસન્તે દર્શન દીધું છે.

રાત્રિ પૂર્ણ થવા આવી હતી અને ઉષાનો રંગબેરંગી પ્રકાશ પૂર્વાકાશમાં ધીમે ધીમે વિસ્તૃત થતો હતો. આવા રમણીય સમયે રામપુર ગામની પાસે થઇ વહેતી એક પવિત્ર સરિતા પોતાના વક્ષઃસ્થળ ઉપર એક નૌકા લઇને નૃત્ય કરતી હતા. વસન્તસમાગમથી અધીરા, ચંચળા બનેલી સરિતા નૃત્ય કરવી કરતા, રોષથી અને અભિમાનથી નૌકાનાં અંગને વારંવાર તરંગપ્રહાર કરી, નૌકાને જાણે કે તેના ચંચળ પ્રવાહમાં તણાવાનો સંકેત કરતી હતી. માછીઓએ દૃઢતાથી નૌકા બાંધી રાખી હતી; નહિ તો પ્રચંડ પ્રવાહમાં તે ક્યારનીય તણાઇ ગઈ હોત. આ જગતમાં કેટલી જીવનનૌકાઓ, માછીના શિથિલ બંધનથી વિચ્છિન્ન થઇને આવા પ્રકારના વસન્તના વેગવાન્ પ્રવાહમાં તણાઇ જઈ અગાધ જળમાં ડૂબી જાય છે!

સરિતાની પાસેજ એક કિશોરી રમણી ઉભી રહી છે. તેણે એક યુવકના ખભા ઉપર પોતાના બન્ને હાથ મૂકી રાખ્યા છે. કિશોરીનો કૃષ્ણકેશકલાપ વાયુદેવતાની સાથે નૃત્ય કરી રહ્યો છે. એકાએક કિશોરીના સ્તનદ્વય જોરથી ઉછળવા લાગ્યા. તેણે એક ગાઢ નિશ્વાસ મૂકી દીધો. રમણીએ એક વખત એ આવેગમયી ચંચળા સરિતા

તરફ જોઇને યુવકને કહ્યું:–" શું તમે હજી સુધી મ્હને ન્હાની કીકી સમજો છો ?"

" ના–તું મ્હારા ગૃહરાજ્યની રાણી તેમજ મ્હારા જીવનની સહચારિણી છે ?" યુવકે સ્મિત હાસ્ય કરી ઉત્તરમાં કહ્યું.

રમણીએ કહ્યું:—" ત્યારે હું તમારી સાથે કેમ ન આવું ? સતી સ્ત્રી પતિના વિયોગે કેવી રીતે સંસારમાં રહી શકે ?"

" મ્હેં તને કેટલી વખત કહ્યું છે કે, હવે માત્ર આઠ માસ પછી તું મ્હને જેમ કહીશ તેમ હું કરીશ. હજી આઠ માસ સુધી હું પરાધીન છું, એ તો તું જાણે છે." યુવકે અડચણ દર્શાવી.

" તમે સ્વેચ્છાથી પરાધીન રહો તેને કોઈ શું કરે ? તમે પણ કાંઇ હવે ન્હાના નથી, તેમજ હું પણ અજ્ઞાન્ બાળિકા નથી. હરિદાસ ભગત કહે એમ હવે આપણે શા માટે વર્તવું જોઇએ ? હું પણ તમારી સાથે મુંબાઇ આવું તો તેમાં શી અડચણ છે ? તમે એકલા મુંબાઇ ચાલ્યા જાઓ અને હું એકલી અહિં રહું એવીજ જો હરિદાસ ભગત સલાહ આપતા હોય તો તેમની સલાહનું આપણને બિલ્કુલ પ્રયોજન નથી. હું તેમનું કહેવું સાંભળાને ઇચ્છતીજ નથી." રમણીએ અંતરની વાતનું વિવેચન કર્યું.

" પ્રિયતમે ! તું સમજી શકતી નથી કે, હરિદાસ ભગતના અભિપ્રાયાનુસાર વર્તવું એજ હમણાં–આપણું લોકતઃ અને ધર્મતઃ કર્ત્તવ્ય કર્મ છે. જ્યારે પિતા એવું મૃત્યુપત્ર કરી ગયા છે કે, હું એકવીસ વર્ષનો થઉં ત્યાં સુધી હરિદાસ ભગત મ્હારા પાળક રહેશે, ત્યારે જો હું તેમનું કહેવું ન સાંભળું તો પિતાની આજ્ઞાનો ભંગ કર્યો કહેવાય." યુવકે પિતૃભક્તિ દર્શાવી.

" પિતાજી પોતાના મૃત્યુપત્રમાં એવું પણ લખી ગયા છે કે, તમારે મુંબાઇ જઇને રહેવું અને મ્હારે તમારો ત્યાગ કરીને અહિં રહેવું ?" રમણીએ સહજ રોષમાં કહ્યું.

યુવકે રમણીનો હાથ પોતાના હાથમાં લઇ સ્નેહસૂચક સ્વરે કહ્યું:–" એવું લખી ગયા નથી એ સત્ય છે; કિન્તુ આજ સુધીમાં કદાપિ મ્હેં હરિદાસની આજ્ઞા ઉથાપી નથી; તેથી હવે માત્ર થોડા સમયને માટે શા માટે તેમના મત વિરુદ્ધ વર્તવું જોઇએ ? શા માટે કારણ સિવાય તેમના આત્માને વ્યથિત કરવો જોઇએ ? હવે માત્ર આઠ માસ પછી મ્હને એકવીસ વર્ષ પૂરાં ~~કરી તત્પશ્ચાત~~ આપણે સર્વાંશે સ્વતંત્ર થઈ શકીશું." યુવકે આશ્વાસન આપ્યું.

" આઠ માસ તમને નજીવા લાગે છે; પરંતુ મ્હને તો એટલો સમય યુગયુગાંતર જેટલો જણાય છે. મ્હારા અંતરની વેદનાનો અનુભવ તમને ક્યાંથી હોઇ શકે ? વળી જો હું તમારી સાથે આવું એ અન્યાય-યુક્ત વર્તન ગણાતું હોત તો હું આઠ માસ તો શું પરંતુ આઠ વર્ષ સુધી તમારા વિયોગે અહિં રહેત. વળી માત્ર થોડા દિવસથીજ તમે મુંબાઇથી પાછા અત્રે આવ્યા છો; છતાં હરિદાસ ભગત તમને આટલા વ્હેલા મુંબાઇ કેમ મોકલી દે છે ? " રમણીએ સંદિગ્ધ પ્રશ્ન કર્યો.

" હરિદાસ ભગતની આજ્ઞા ન્યાયયુક્ત છે કે અન્યાયયુક્ત છે એ હમણાં મ્હારે વિચારવું જોઇએ નહિ. જ્યાં સુધી તેઓ મૃત્યુ-પત્રમાં લખ્યા પ્રમાણે મ્હારા પાળક હોય ત્યાં સુધી મ્હારે તેમની આજ્ઞાને શિરપર ચઢાવવી જોઇએ. તું સઘળું સમજે છે; છતાં આવો દુરાગ્રહ શા માટે કરે છે ? " યુવકે કહ્યું.

" હા, હું સઘળું સમજું છું; તેથીજ તમારી સાથે આવવાનો આગ્રહ કરું છું ! " રમણીએ દઢતાસૂચક સ્વરે કહ્યું.

યુવકે પુનઃ કહ્યું:-" તું માત્ર એક વખત મ્હારું કહેવું માન ! બે મહિના પછી હું પાછો ત્હારી પાસે આવી જઇશ. "

રમણીએ રોષમાં ને રોષમાં યુવકના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઇને કહ્યું:—" ઠીક ત્યારે જાઓ ! "

આમ કહી રમણી ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઇ. થોડે દૂર એક પરિચારિકા ઉભી રહી હતી. તેણે રમણીની પાછળ દોડી જઇને કાંઈ પૂછ્યું. રમણીએ તેના પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં, સરિતાના તટ પાસે આવેલા એક ઉચ્ચ અને વિશાળ પ્રાસાદમાં પ્રવેશ કર્યો. યુવક થોડા સમય સુધી સરિતાતટ ઉપર ઉભો રહી, પછીથી ધીમે ધીમે નોકા તરફ અગ્રેસર થયો.

જે સ્થળે ઉભાં રહીને યુવક યુવતી અત્યાર સુધી વાતચિત કરતાં હતાં તે સ્થળની પાસેજ સરિતાતટ ઉપર એક વિષ્ણુમંદિર આવેલું હતું. એ વિષ્ણુમંદિરમાં એક વૃદ્ધ પુરુષ બેઠો હતો. યુવક યુવતીની વાતચિતનો આરંભ થતાંજ મંદિરની દિવાલ પાછળ ઉભો રહી એ વૃદ્ધ, પ્રેમિક પ્રેમિકાની વાતચિત સાંભળતો હતો. યુવક અને યુવતી તેને જોઈ શક્યાં નહોતાં. વૃધ્ધે અંધકારમાં ઉભા રહી સઘળી હકીકત સાંભળી લીધી. પાઠક ! આ વૃદ્ધ પુરુષ કોણ હતો ?

# પ્રકરણ ૨ જું.

——:૦:——

## મહાત્મા હરિદાસજી.

રામપુર ગામના જાગીરદાર રુદ્રનાથે ત્રણવર્ષ થયાં પોતાના બે પુત્રોને આ અસાર સંસારમાં એકલા મૂકી સ્વર્ગવાસ કર્યો છે. તેમનું મૃત્યુ થતાં પહેલાંજ તેમની સહધર્મિણી પરલોકવાસિની થઈ હતી. તેમના જ્યેષ્ઠ પુત્ર પ્રિયકાન્તને પાઠકબંધુઓએ પ્રથમ પ્રકરણમાં જોયો છે. ન્હાનો પુત્ર રજનીકાન્ત માત્ર બાર વર્ષની ઉમ્મરનો છે. તે રામપુરમાંજ પોતાના પિતાના સ્થાપિત કરેલા વિદ્યાલયમાંજ ઈંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ કરે છે. પ્રિયકાન્ત મુંબાઈ રહીને વિશ્વવિદ્યાલયનો અભ્યાસ કરે છે. હમણાં થોડા દિવસથી તે વિશ્વવિદ્યાલયની પરીક્ષા માનસહ પસાર કરી રામપુરમાં આવ્યો હતો. તેના પિતાના મૃત્યુપત્ર અનુસાર જુના નોકર હરિદાસ ભગત ઉપર, પ્રિયકાન્ત એકવીસ વર્ષનો થાય ત્યાં સુધી તેની સઘળી સંપત્તિનું રક્ષણ કરવાનું કાર્ય સોંપાયલું હતું. હવે માત્ર આઠજ માસપછી પ્રિયકાન્ત એકવીસ વર્ષનો થનાર છે. વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ પુરો કરી પ્રિયકાન્ત જ્યારે રામપુરમાં આવ્યો ત્યારે હરિદાસ ભગતે તેને બાકીના આઠ માસ મુંબાઇમાંજ રહેવાની આજ્ઞા કરી. પ્રિયકાન્તના પિતાએ મુંબાઈમાં પણ એક બંગલો પુષ્કળ દ્રવ્ય ખરચીને તૈયાર કરાવ્યો હતો. હરિદાસ ભગતની આવી આજ્ઞા સાંભળી પ્રિયકાન્ત વિસ્મિત તથા નારાજ થયો; પરંતુ પોતાનો વિસ્મય અને નારાજી તેણે કોઈની પણ પાસે પ્રદર્શિત કરી નહિ. તેના અંતરમાં એવો વિશ્વાસ છે કે, તેના પિતા જેને તેના પાળક કરી ગયા હતા એ પાળકની આજ્ઞા વિરુદ્ધ વર્તવું એ પિતાની આજ્ઞાનો ભંગ કરવા જેવું છે. તેથી બે અઠવાડીઆં રામપુરમાં રહી તેને પુનઃ નિરુપાયે મુંબાઇ જવું પડયું. પ્રિયકાન્તની સહધર્મિણી અનંગમોહિનીએ પોતાની પરિચારિકાને હરિદાસ ભગત પાસે મોકલી પતિસાથે મુંબાઇ જવાનો પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો હતો; પરંતુ કોણ જાણે કે શા કારણથી, હરિદાસે અનંગમોહિનીના આ વિચારને સંમતિ આપી નહિ. તેથી નિરુપાયે પ્રિયકાન્તને અનંગમોહિનીનો ત્યાગ કરી મુંબાઈ પાછા જવું પડયું. તેને માટે સરિતાના ઘાટ ઉપર નૌકા તૈયાર હતી. તેણે નૌકા પાસે જઇ એક નોકરને પૂછ્યુંઃ–" કેમ, કાર-

ભારી મહાશય ક્યાં છે ? હું જઉં તે પહેલાં અહિં તેમણે મ્હને મળવાને જણાવ્યું છે. "

નોકરે ઉત્તર આપ્યો;-" હમણાં હું ગયો ત્યારે તેઓ યોગાસને બેઠા હતા. તેમના ધ્યાનનો ભંગ કરવાનું સાહસ મ્હારાથી થઇ શક્યું નથી. "

પ્રિયકાન્તે કહ્યું:-" હવે તેમના યોગનો ભંગ થયો હશે. તું જઇ તેમને કહે કે, નૌકા તૈયાર છે ને ભાઈ વિદાય થાય છે. "

નોકર ચાલ્યો ગયો. થોડા સમયમાંજ હરિદાસ ભગત આવી પહોંચ્યા. તેમના કપાળ ઉપર શ્વેતચંદનની ત્રણ રેખાઓ જોવામાં આવે છે. તેમના હાથ ઉપર હરિનામની છાપો છપાયલી જોવામાં આવે છે, તેમના મુખમાંથી ક્ષણે ક્ષણે જય હરિ, જય કૃષ્ણ, જયવ્રજવિહારી, એવો હરિનામોચ્ચાર થતો હોવાથી તેઓ એક પરમભક્ત સાધુ પુરૂષ હોય એવો ખ્યાલ થાય છે. તેમનાં નેત્રો ઘડીમાં ઉઘડે છે તો ઘડીમાં બંધ થઇ જાય છે. તેમનું સર્વાંગ હષ્ટપુષ્ટ છે. તેમના મસ્તક ઉપરના વાળ અડધા સફેદ થઇ ગયેલા હોઇ માથાની વચ્ચે ટાલ પડેલી છે.

પ્રિયકાન્તે કારભારી મહાશયને પ્રણામ કરીને કહ્યું:-" કાક ! હવે મ્હને જવાની આજ્ઞા આપો. "

હરિદાસે સજળ નયને કહ્યું:-" વત્સ ! દીર્ઘાયુ થા. ઘણા કાળ પછી ત્હારો મેળાપ થયેલો હોવા છતાં તને મ્હારે પાછો આટલો વ્હેલો દૂર દેશમાં મોકલવો પડે છે તેથી મ્હારા આત્માને કેટલું બધું દુઃખ થાયછે એ માત્ર હું અને મ્હારો વ્હાલો વ્રજવાસી જ જાણે જે. અરેરે ! ઇશ્વરનું રાત્રિદિવસ સ્મરણ કર્યા કરૂંછું તો પણ અંતરમાંથી માયા દૂર થતી થતી. હે કૃષ્ણ ! હે મધુસુદન ! તમારો મહિમા અનંત છે. જો કે હું તને મુંબાઇ મોકલું છું તેથી તું અસંતુષ્ટ થયો છે એ હું જાણું છું; પરંતુ તને મ્હારે શા માટે મુંબાઈ મોકલવો પડેછે એ જો ત્હારા જાણવામાં આવે તો હું જે કાંઇ કરૂં છું તે તહારા કલ્યાણાર્થે જ કરૂં છું એવી ત્હારી ખાત્રી થયા સિવાય રહે નહિ. જ્યારથી જાગીરદાર મહાશય સ્વર્ગવાસી થયા છે ત્યારથી ત્હારા કલ્યાણની કામના સિવાય બીજી કોઇ પણ કામના હું કરતો જ નથી એ મ્હારા પ્રભુ સારી રીતે જાણે છે. હે પ્રભુ ! જેવી તમારી ઇચ્છા ! છતાં તને શામાટે હું મુંબાઇ મોકલુંછું એ વાત ત્હારા અહિંથી જતા પહેલાં મ્હારે તને જણાવવી જોઇએ. "

" એ સઘળી હકીકત સમજાવવાનો ક્લેશ વેઠવાનું કાંઇ કારણ નથી. આપ મ્હારા સંબંધી જે કાંઇ કરશો તે મ્હારા કલ્યાણર્થેજ કરશો એવો મ્હને દૃઢ વિશ્વાસ છે." પ્રિયકાન્તે સરળ અંતઃકરણથી ઉત્તર આપ્યો.

" ત્હારા જેવો વિદ્વાન્, બુદ્ધિમાન્ બાળક એવો વિશ્વાસ રાખે જ એ હું સારી રીતે જાણું છું. ત્હારા સ્વર્ગીય પિતા મ્હારું મ્હોં જોતાંની સાથેજ મ્હારા અંતરનો ભાવ સમજી જતા હતા. તેઓ અકાળે આ-લોકનો પરિત્યાગ કરી તમને મ્હારા હાથમાં સોંપી ગયા છે, તથા પો-તાની અતુલ વૈભવસંપત્તિ મ્હારા જેવા સંસારવિરાગી સામાન્ય પુરુ-ષના હાથમાં આપી ગયા છે એથી માત્ર તેમના પોતાના મહત્વનોજ પરિચય પ્રાપ્ત થયો છે. તેમના આવા વર્તનથી મ્હારા ઉપર તેમનો કેટલો બધો વિશ્વાસ હતો એ વાર્ત્તા સર્વના જાણવામાં આવી છે. જો કે, હવે સંસારનાં કાર્યો કરવામાં મ્હારું મન ઉદાસિન રહેછે અને વશિષ્ટ આયુષ્ય ઇશ્વરભક્તિ કરવામાં વ્યતીત કરવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે; પરંતુ સ્વર્ગીય જાગીરદાર મહાશયે મ્હારા ઉપર જે અપાર ઉપકારો કરેલા છે તેનો યથાશક્તિ યત્કિંચિત્ બદલો વાળવાના હેતુથી અને તમારું બન્ને બંધુઓનું કલ્યાણ કરવાની કામનાથીજ હું તમારી જાગીરનો કારભાર કરું છું. હવે તો શ્રીહરિ આ માયાબંધનમાંથી મુક્ત કરે તો ઘણું સારું. હવે કોઈ પણ રીતે, સુખે દુઃખે બીજા આઠ માસ વીતાડી આ કાર્યભારનો ગંભીર બોજો શિરપરથી ઉતારી નાખી હરિભક્તિ કરવાને મ્હારો દૃઢ નિશ્ચય છે. હે નારાયણ ! આ ભક્તનું અંતર તમે સારી રીતે જાણો છો. હે કૃપા-સિંધુ ! આપ સર્વવ્યાપક છો ! ભાઇ પ્રિયકાન્ત ! તું આઠ માસ સુધી મુંબાઇ રહી ત્યાંનો વિશેષ અનુભવ મેળવે એવી મ્હારી અંતરેચ્છા છે." હરિદાસે સંસારકાર્ય પ્રત્યે વૈરાગ્યભાવ દર્શાવ્યો.

"આપની અભિરુચી સર્વાંશે સ્તુત્ય છે તેમજ આપની આજ્ઞા મ્હારે શિરસાવંદ્ય છે." પ્રિયકાન્તે નમ્ર સ્વરે કહ્યું.

"બીજી એક વાર્ત્તા મ્હારે તને કહેવાની છે. તું વિદ્વાન્ અને બુદ્ધિમાન્ છે. તને વિશેષ ઉપદેશ આપવાની આવશ્યકતા નથી જ. મ્હારા મત પ્રમાણે આજકાલના તરુણ યુવકોનું ચારિત્ર્ય માત્ર વિદ્યાલય કે વિશ્વવિદ્યાલયના અભ્યાસથી ઉન્નત થઈ શકતું નથી. તે સાથે ધર્મ-શિક્ષણની પણ આવશ્યકતા છે. માટે તું થોડા સમયસુધી ધર્મશિક્ષણ મેળવે તો ત્હારો આલોક અને પરલોક બન્ને સુધરે તેમ છે. તેથી

મ્હેં એવો વિચાર રાખ્યો છે કે, તું આઠ માસ મુંબાઈ રહે ત્યાં સુધી ત્હારે મ્હારા ઇષ્ટગુરુ પ્રેતોદ્ધાર પરમહંસ પાસે ધર્મજ્ઞાન મેળવવું. ત્હારી સાથેજ આપણા બંગલામાં રહેવાને માટે મ્હેં તેમને લખી જણાવ્યું છે. તેઓ તને સંસારની અસારતાનો ઉપદેશ આપશે, તથા અખંડ મંગલાકાર શ્રીહરિના ચરણોમાં જેથી ત્હારી મતિગતિ સ્થિર થાય એ સંબંધીનું નિરંતર તને શિક્ષણ આપશે. હે કૃષ્ણ ! તમેજ સાર છો, તમેજ પરાત્પર છો! વત્સ! પ્રાતઃકાળ થયો છે. મધ્યાન્હકાળ સુધીમાં સ્ટેશને જઈ પહોંચવું જોઇએ; નહિ તો અગ્નિરથનો સમય સચવાશે નહિ; માટે તું હવે નિશ્ચિંત જીવે વિદાય થા. દયામય હરિ ત્હારું નિરંતર રક્ષણ કરો એવો હું તને આશીર્વાદ આપું છું. જય હરિ! જય નારાયણ!"

પ્રિયકાન્ત નૌકામાં બેઠો. નૌકા બંધનમુક્ત થઈ નૃત્ય કરતી કરતી, જળતરંગો સાથે કેલિ કરતી કરતી, વસન્તવાયુથી ડોલતી ડોલતી માર્ગક્રમણ કરવા લાગી.

---

## પ્રકરણ ૩ જું.

### મહાત્માની મહત્વાકાંક્ષા !

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृषार्त्तो दुःखमाप्नोति परत्रेह च मानवः॥
लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥

હરિદાસજી મહાત્મા પુનઃ વિષ્ણુમંદિરમાં જઇ કાંઇ વિચાર કરવા લાગ્યા. એકાએક તેમનું મુખમંડળ પ્રસન્ન બની ગયું. તેઓ ઉઠી આમ તેમ આંટા ખાવા લાગ્યા, તથા સ્વગત કહેવા લાગ્યા;—"યુક્તિ તો બરાબર અજમાવી છે. હવે હું જોઉં છું કે, મ્હારી મહત્વાકાંક્ષા ફળિભૂત થાય છે કે નહિ?" આમ વિચારી તેમણે દ્વાર તરફ દૃષ્ટિ કરી ઉચ્ચ સ્વરે કહ્યું:—"કોઇ છે કે?"

આઠ દશ નોકરો આવી હાથ જોડી હરિદાસજી પાસે ઉભા રહ્યા. એ નોકરો પૈકીના એકને ઉદ્દેશીને હરિદાસજીએ કહ્યું:-"કિસનસિંહ! જા, તું જઇને દુર્લભરાયને અહિં બોલાવી લાવ; તેમને કહેજે કે,

હમણાં ને હમણાં તેમનું ઘણું જરૂરી કામ છે; માટે વિના વિલંબે તેઓ અત્રે આવે."

કિશનસિંહ કારભારી મહાશયને પ્રણામ કરી તેમની આજ્ઞા પાળવાને માટે ત્વરિત ગતિથી ચાલ્યો ગયો. કારભારી મહાશયે બીજા નોકરોને ઉદ્દેશીને કહ્યું:–"તમે સર્વે તમારા કામ ઉપર ચાલ્યા જાઓ."

નોકરો ચાલ્યા ગયા એટલે હરિદાસજી પાછા આંટા ખાતા ખાતા સ્વગત કહેવા લાગ્યા:—"હરિદાસજી ભગત તમે પહેલાં કોણ હતા અને હમણાં કોણ છો? વીસ વર્ષ ઉપર તમે મુંબાઇમાં ચોરી કરી જેલજાત્રા પણ કરી આવ્યા હતા અને આજે તમે એક રાજરાજેશ્વરના જેટલું સુખ ભોગવો છો! આજકાલ તમારા પ્રતાપનો પાર નથી. દશ વર્ષ પહેલાંની અને આજની તમારી સ્થિતિમાં કેટલું બધું અસંભવિત પરિવર્ત્તન થઈ ગયું છે! તમારો ભાગ્યરવિ હમણાં પૂર્ણતેજથી પ્રકાશી રહ્યો છે. શું હવે માત્ર આઠ માસ પછી તે અસ્ત થશે? તમારા પ્રબળ પરાક્રમ અને અતુલ સત્તાનો તમારે ત્યાગ કરવો પડશે? ના ના, એ અસંભવ છે. જે તીક્ષ્ણબુદ્ધિના પ્રભાવે તમે આજે અતુલ સંપત્તિના સ્વામી થયા છો એ તીક્ષ્ણ અને સૂક્ષ્મબુદ્ધિજ તમારા પ્રતાપને અખંડ રાખશે. જગતમાં એવું એક પણ કાર્ય નથી કે જે તમારા બુદ્ધિબળને અસાધ્ય હોય! તમારી ચાણક્યના જેવી ચતુરાઈ દિન પ્રતિદિન તમારી ઉન્નતિ કરશેજ અને તમારા શત્રુઓનો આ પૃથિવી ઉપરથી નાશ કરશે!"

બરાબર આ સમયે દુર્લભરાય આવી પહોંચ્યો. તેને જોતાંજ હરિદાસજીએ કહ્યું:—"દુર્લભભાઇ! આવો આવો–તમારું ઘણું જરૂરનું કામ આવી પડયું છે."

દુર્લભરાયની ઉમ્મર ચાળીસ વર્ષની છે. તેની મુછો અને મસ્તકના કેટલાક વાળ સફેદ થઇ ગયેલા છે. તેનું શરીર પણ બળવાન્ હોઇ શરીરનો રંગ ઉજ્વળ શ્યામવર્ણનો છે. તે પોતાના પૂર્વજોના સમયથી જ રામપુરમાં રહે છે. એ થોડે દૂર આવેલા ભરુચમાં મુખત્યારી કરે છે, અને અવકાશના સમયે રામપુરમાં આવે છે.

દુર્લભરાય આવીને આસન ઉપર બેઠો એટલે હરિદાસજીએ ચોતરફ જોઇને દ્વાર બંધ કરી દીધાં. પછીથી તેમણે દુર્લભરાયને ઉદ્દેશીને ગંભીરતાથી કહ્યું:–"ભાઇ! આજકાલ તમારાં દર્શન તો દુર્લભ થઇ પડયાં છે. આજે એક જરૂરી કારણને લીધે મ્હારે તમને બોલાવવા પડયા છે."

દુર્લભરાયે પ્રખર દૃષ્ટિથી એક વખત હરિદાસજીના ગંભીર વદન-મંડળ તરફ જોયું. હરિદાસજીએ કહ્યું:–" જે જરૂરી કારણને લીધે તમને બોલાવ્યા છે એ કારણ તો તમે સારી રીતે જાણો છો, કેમ ? " દુર્લભરાયે મસ્તક હલાવીને કહ્યું:–" ના ના–હું તો કાંઇ જાણતો નથી."

" ત્યારે જુઓ, હું કહું છું તે લક્ષ્યપૂર્વક સાંભળો. પ્રિયકાન્તને હાલ તરત થોડા સમયને માટે મ્હેં પાછો મુંબાઈ મોકલી દીધો છે, એ તમે જાણ્યું હશે; પરંતુ હવે માત્ર આઠ માસ પછી મ્હારી કેવી દશા થશે તે કહો જોઇએ ? આજકાલનાં માન પ્રતિષ્ઠા અને વૈભવ-વિલાસ માત્ર આઠ માસ પછીજ અદ્રસ્ય થઇ જશે ! એ વાતનો વિચાર કરતાંજ કાળજું કંપી ઉઠે છે. " હરિદાસજીએ ભાવી ભય દર્શાવ્યો.

" સમજ્યો, આઠ માસ પછી પ્રિયકાન્ત સ્વાધીન થશે એમજ આપ કહોછોને ? પરંતુ એટલા માટે આપને ચિંતા કરવાનું શું પ્રયોજન છે ? " દુર્લભરાયે આશા દર્શાવી.

' 'શું કહ્યું ભાઈ ! ચિંતા કરવાનું કાંઈ પ્રયોજન નથી ? હું રુદ્રનાથ જાગીરદાર મહાશયની અતુલ સંપત્તિનો સ્વામી છું. આજે હજારો લોકો મ્હારી ખુશામદ કરે છે. મ્હારી કીર્ત્તિનો સર્વત્ર વિસ્તાર થઈ રહ્યો છે. મ્હારો સૌભાગ્યરવિ પૂર્ણતેજથી પ્રકાશી રહ્યો છે એ સર્વનો માત્ર આઠ માસ પછી અંત નહિ આવે કે ? પછીથી શું હું આવો વૈભવ-વિલાસ ભોગવી શકીશ ? પછીથી શું હું વિશાળ મહાલય અને જાગી-રનો અધીશ્વર રહી શકીશ ? " હરિદાસજીએ હૃદયવ્યથાનું વિવેચન કર્યું.

" એ સઘળું નહિ રહે તો તેથી શું નુકસાન છે ? આ ત્રણ વર્ષમાં આપે જે સંપત્તિ પ્રાપ્ત કરી લીધી છે તે સંપત્તિથી આપ ઘણુંજ અયશઆરામમાં અને વૈભવવિલાસમાં આપનું અવશિષ્ટ આયુષ્ય પસાર કરી શકશો. આપની ઉમ્મર પણ હવે થઇ છે. ચોથી વખત વિવાહ કર્યાને આપને દશ વર્ષ થયાં છતાં હજી સુધી આપને સંતાનપ્રાપ્તિ થઇ નથી તેથી હવે ભવિષ્યમાં પણ પ્રજાસુખ મળવાનો સંભવ ઘણો ઓછો છે; તેથીજ હું કહું છું કે, હવે આપ વિશેષ લોભ ન રાખો એમાંજ આપનું કલ્યાણ છે. વિના કારણ ચિંતા શા માટે કરવી જોઇએ ? " દુર્લભરાયે સત્ય હકીકતનો ઉલ્લેખ કર્યો.

હરિદાસજીનું મ્હોં સુકાઇ ગયું કિંવા મલિન થઈ ગયું. ગાઢ નિશ્વાસ મૂકીને તેમણે કહ્યું:–" દુર્લભરાય ! તમારા મુખે આવાં વચનો સાંભળી હું ઘણો દુ:ખિત થઉં છું. આટલા દિવસ પછી તમે મૃત્યુની

વાત તમારા મ્હોંમાં લાવ્યા ? મ્હને સાઠ વર્ષ થયાં છે તેથી શું થઇ ગયું ? વળી હું સો વર્ષ સુધી જીવતો નહિ રહું એમ તમે શા ઉપરથી ધાર્યું ? મ્હારા ઇષ્ટગુરુ પ્રેતોદ્ધાર પરમહંસ મૃત્યુનો વિચાર કરવો નહિ એમ વારંવાર કહે છે. ”

“ મ્હારી તો એવી ઇચ્છા છે કે આપ દીર્ઘાયુ થાઓ; છતાં મ્હારું એમ કહેવું છે કે, હવે માત્ર આઠ માસ પછી પ્રિયકાન્ત, સ્વર્ગસ્થ જાગીરદાર મહાશયના મૃત્યુપત્ર અનુસાર સ્વતંત્ર થશે એ સર્વ કોઇ જાણે છે. હવે અન્ય કોઇ ઉપાય અજમાવી શકાય એમ મ્હને લાગતું નથી. ” દુર્લભરાયે નિરાશા દર્શાવી.

“ ભાઇ ! તમને અત્યાર સુધીમાં માલૂમ પડ્યું છે કે, બુદ્ધિ દોડાવવાથી ગમે એવું અસાધ્ય કાર્ય પણ સાધ્ય થાય છે, તથા ઉપાયો આપોઆપ સૂઝી જાય છે. વિચારી તો જુઓ કે, કેવી મુસ્કેલી ઉભી થઈ છે ? હવે આઠ માસ પછી સ્વર્ગસ્થ રુદ્રનાથ મહાશયનો પુત્ર સ્વતંત્ર થશે ! એમ થશે એટલે પછી મ્હારો ભાવ કોણ પૂછશે ? વળી તમને દરવર્ષે જે એક હજાર રૂપિયા મળે છે તે પણ બંધ થઈ જશે. હવે કહો જોઇએ કે, આપણી બન્નેની આટલા લાંબા સમયની પરિપક્વ બુદ્ધિનો ઉપયોગ કરવાનો ઉપયુક્ત સમય ઉપસ્થિત થયો છે કે નહિ ? ” હરિદાસજીએ દુર્લભરાયને પણ લોભ દર્શાવ્યો.

અલ્પ કાળસુધી કાંઈ વિચાર કર્યા પછી દુર્લભરાયે પૂછ્યું:– “ ત્યારે હવે શો ઉપાય અજમાવવાની આપની ઇચ્છા છે ? ”

“ મૃત્યુપત્ર પ્રમાણે પ્રિયકાન્ત એકવીસ વર્ષનો થતાંજ સ્વતંત્ર થશે એ સત્ય છે; પરંતુ તે સાથે બીજી પણ એક પ્રયોજનીય શર્ત છે, એ તમારા સ્મરણમાં નથી કે શું ? જો તમારા સ્મરણમાં ન હોય તો હું કહું છું–સાંભળો–મૃત્યુપત્રમાં લખેલું છે કે, “ જો એકવીસ વર્ષની ઉમ્મર થતાં પહેલાં પ્રિયકાન્તનું મૃત્યુ થાય તો મ્હારો ( રુદ્રનાથનો ) કનિષ્ઠ પુત્ર રજનીકાન્ત મ્હારી સઘળી સંપત્તિનો ઉત્તરાધિકારી થશે, કિન્તુ તે પણ એકવીસ વર્ષનો થાય ત્યાં સુધી શ્રીયુત હરિદાસજી ભગત એ સઘળી સંપત્તિના એક માત્ર રક્ષક રહેશે. ” કેમ ? આમાં તો કાંઇ સંદેહ નથી ને ? રજનીકાન્તની ઉમ્મર હમણાં માત્ર બાર વર્ષની છે. જો આ આઠ માસમાં પ્રિયકાન્ત પૃથિવી ઉપર ન રહે તો પાછો હું બીજાં નવ વર્ષ સુધી–અર્થાત્ રજનીકાન્ત એકવીસ વર્ષનો થાય ત્યાં સુધી–કોઇપણ પ્રકારની અડચણ સિવાય, રુદ્રનાથ મહાશયના મૃત્યુપત્ર

૭૪૭૮



અનુસાર હમણાં જેવા સુખ—ઐશ્વર્યમાં છું તેવાજ સુખ—ઐશ્વર્યમાં રહી શકું, અને તમને પણ પ્રત્યેક વર્ષ હજાર રૂપિયા મળ્યા કરે !” હરિદાસજીએ લોભવશ થઈ ભયંકર વિચાર દર્શાવ્યો.

એકાએક દુર્લભરાયનું સર્વાંગ કંપી ઉઠયું. થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી તેણે કહ્યું:—“ આપે જે કહ્યું તે સઘળું હું સમજી શકયો છું; કિન્તુ—”

“ કિન્તુ શું ? સ્પષ્ટ કહી દો ને ? હવે તો તમે અને હું અભિન્ન આત્મા છીએ. હવે આપણે આપણા અંતરનો ભાવ એકબીજાથી છુપાવવો જોઇએ નહિ. તેથીજ કહું છું કે, જે કહેવું હોય તે સ્પષ્ટ કહી દો. ” હરિદાસજીએ બનાવટી સ્નેહ દર્શાવીને કહ્યું.

“ હવે કાર્ય વ્યવસાયથી નિવૃત્ત થઈ મ્હેં અત્ર આવીને સ્થાયી રહેવાનો વિચાર રાખ્યો છે, તેથી માત્ર વાર્ષિક એક હજાર રૂપિયામાં—”

દુર્લભરાયનું વાકય પૂર્ણ થતાં પહેલાંજ તેના મનનો ભાવ સમજી જઇને હરિદાસજીએ કહ્યું:—“ અરે, હું તમને એક હજારને બદલે દોઢ હજાર આપીશ, પછી તો તમને કાંઈ અડચણ રહેશે નહિ ને ?”

દુર્લભરાય મૌન ધારણ કરી બેસી રહ્યો ‘ **मौनं संमति लक्षणम्** ’ વિચારી હરિદાસજીએ કહ્યું:—“ આ સંબંધી કાંઈ લખાણ કરવાનું પ્રયોજન તો નથી ને ?”

“ આપ જેવા સાધુ પુરુષનાં વચનો ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે; છતાં કહેવાની જરૂર નથી કે, પ્રથમની માફક બન્ને મૃત્યુપત્ર મ્હારી પાસેજ રહેશે. ”

“ એ સત્ય છે; પરંતુ હવે કેવી રીતે આપણે આપણો હેતુ સફળ કરવો તેનો પૂરતો વિચાર કરવાની આવશ્યકતા છે. મ્હેં એક ઉપાય વિચારી રાખ્યો છે; છતાં પૂરતો વિચાર કરી અમુક નિશ્ચય થયા પછી હું તમને જણાવીશ. એક અઠવાડીઆમાં એ સંબંધીનો ખુલાસો તમે જાણી શકશો; પરંતુ ભાઈ ! આ સમયે આપણા સમસ્ત બુદ્ધિબળનો ઉપયોગ કરવાની આવશ્યક્તા છે. ” હરિદાસજીએ કહ્યું.

પછીથી દુર્લભરાય હરિદાસજી પાસેથી વિદાય લઇને ચાલ્યો ગયો. હરિદાસજી પણ આસન ઉપરથી ઉભા થઇ ‘ હરે કૃષ્ણ, જય હરિ, જય નારાયણ ’ કહેતા બ્હાર નીકળ્યા.

# પ્રકરણ ૪ થું.

—:૦:—

## યોગીના યોગનું રહસ્ય !

રુદ્રનાથ જાગીરદાર મહાશયના વિશાળ ગગનચુંબિત પ્રાસાદ પાસેજ બીજો એક ન્હાનો પ્રાસાદ કિંવા બંગલો આવેલો છે. એ બંગલો 'વિષ્ણુમંદિર'ના નામથી ઓળખાય છે. એના એક ખંડમાં ઘણા દિવસ પૂર્વે રાધાશ્યામની પાષાણ મૂર્ત્તિ પ્રતિષ્ઠિત થયેલી હતી. તેથીજ લોકો એ મકાનને 'વિષ્ણુમંદિર' કહેતા હોવા જોઇએ એમ અમને લાગે છે. કારભારી હરિદાસજી પોતે આ 'વિષ્ણુમંદિર'ના નામથી ઓળખાતા વિશાળ મકાનમાં સહકુટુંબ નિવાસ કરે છે. સઘળા નોકરો આ સ્થળે રાત્રિ દિવસ તેમની આજ્ઞા ઉઠાવવાને માટે અને સેવા કરવાને માટે તૈયાર રહે છે. ઘણાં થોડાં દાસદાસીઓ બીજા મકાનમાં રહે છે. આ 'વિષ્ણુમંદિર'માંજ મહાત્મા હરિદાસજી રાત્રે તેમજ દિવસે અવકાશ મળતાં, એકાંતમાં બેસી યોગસાધના કરે છે. રામપુરનાં ન્હાનાં મ્હોટાં—સર્વ માણસોનો એવો દૃઢ વિશ્વાસ છે કે, હરિદાસજી ભગત માત્ર ભક્તચુડામણિ પરમ વૈષ્ણવ છે, એટલુંજ નહિ, પરંતુ તેઓ એક યોગી અને સિદ્ધ પુરુષ છે. આ એકાન્ત ઓરડામાં પાઠકોએ દુર્લભરાયની સાથે હરિદાસજીની જે ગુપ્ત વાતચિત થઇ તે સાંભળી છે. આજે પુનઃ બે અઢવાડીઆં પસાર થઇ ગયા પછી તેઓ બન્ને બેઠા બેઠા કાંઇ વાતચિત કરે છે.

"જ્યારે એમજ કરવું હોય તો આપના પોતાના હાથનો લખેલો પત્ર મોકલીએ તો કેમ ? એમ કરીશું તો પ્રિયકાન્તના અંતરમાં સહજ પણ સંદેહ ઉપજશે નહિ. જો બીજાના હાથનો લખેલો આવો ભયંકર પત્ર જશે તો કદાચ તે એ પત્ર ઉપર વિશ્વાસ નહિ મૂકી શકે." દુર્લભરાયે શંકા પ્રદર્શિત કરી.

"તમે જાણો છો કે, સાવધાન મનુષ્યનો કદાપિ વિનાશ થતો નથી. આપણે આપણું પ્રત્યેક કાર્ય કરતાં ઘણી સાવધાનતા રાખવી જોઇએ. મ્હારા હાથનો લખેલો પત્ર ભવિષ્યમાં મ્હારા દુર્દૈવે જો જાહિર થઈ જાય તો મ્હારી કેવી દુર્દશા થાય તેની કલ્પના સુદ્ધાં હું કરી શકતો નથી. તમને જૂદી જૂદી જાતના અક્ષરો લખતાં આવડે છે; તેથી જો તમેજ પત્ર લખશો તો આપણા બન્નેમાંથી કોઇપણ પકડાશે નહિ."

હરિદાસજીએ દુર્લભરાયના મસ્તક ઉપરજ નવ્વાણું ટકાનું જોખમ મૂકવાના ઉદ્દેશથી કહ્યું.

" આટલા બધા જોખમમાં ઉતરવા કરતાં આપે પ્રથમ જે વિચાર દર્શાવ્યો હતો તે મ્હને ઉત્તમ લાગે છે. આપણે મુંબાઈમાંજ આપણું કાર્ય પાર ઉતારીએ તો કેમ ? " દુર્લભરાયે પ્રતિપક્ષ કર્યો.

" પ્રથમ મ્હેં એવો વિચાર કર્યો હતો એ સત્ય છે; કિન્તુ એમ કરવામાં સંકટમાં સપડાઈ જવાય એવો ભય રહે છે. મુંબાઇ શહેરમાં ઘણા ચતુર અને કાર્યદક્ષ ડિટેક્ટિવો ગુન્હાઓની શોધ કર્યા કરે છે. તેમની આંખોમાં ધૂળ નાખવી એ કાંઈ સામાન્ય કાર્ય નથી. તેમાં પણ વળી મુંબાઇ જેવા શહેરમાં ખૂન કરવું એતો ઘણું જોખમ અને અડચણ ભરેલું કાર્ય છે. તેથીજ બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કરી મ્હેં મ્હારા પ્રથમના એ વિચારનો ત્યાગ કર્યો છે. આપણા બીજા વિચાર પ્રમાણે આપણે એને એક પત્ર લખી મોકલીએ. એ પત્ર પ્રાપ્ત થતાંજ તે થોડા કાળને માટે સંસારનો ત્યાગ કરી સંન્યાસધર્મ સ્વીકારશે એમાં બિલકુલ સંદેહ નથી. વળી એમ બનેજ એવા ઉપાયની મ્હેં યોજના કરી છે. મ્હારા ગુરુદેવ પ્રેતોદ્ધાર સ્વામી આજકાલ રાત્રિ દિવસ પ્રિયકાન્તને સંસારની અસારતાનો અને સંન્યાસધર્મની શ્રેષ્ઠતાનો ઉપદેશ આપે છે; તેથીજ હું કહુંછું કે, આપણે તેને અરણ્યમાં કિંવા પહાડી પ્રદેશમાં પહોંચાડી શકીશું. ત્યાર પછી સુયોગની પ્રાપ્તિ થતાં આપણે આપણા કંટકનો જડમૂળથી નાશ કરીશું. વળી જો કદાચ એમ નહિ બને અને તે સંન્યાસી થઇ જવાને બદલે એ ચંદ્રવદનીનું દર્શન કરવાની ઇચ્છાથી અહિંજ આવી ચઢશે તો વળી આપણે બીજા કોઈ નવા ઉપાયની યોજના કરીશું. તે વખતે એ પત્ર કોઇ દુષ્ટ બદમાશેજ લખ્યો હશે એમ કહીને આપણે એ શયતાન માણસની શોધ કરવાનો બનાવટી પ્રયત્ન કરીશું." હરિદાસજીએ વિસ્તૃત વિવેચન કર્યું.

" એ પત્ર ક્યાં છે? હું જોઉં જોઇએ કે એમાં શું લખ્યું છે ?" દુર્લભરાયે કહ્યું.

હરિદાસજીએ પોતાની નામાવલિમાંથી એક પત્ર બહાર કાઢીને કહ્યું:–" આ જુઓ–પત્રની કેટલીક હકીકત હું તમને વાંચી સંભળાવું છું–

" ચિરંજીવી ભાઇશ્રી !

ભગવાનની અકળ કળા કોણ કળી શકે તેમ છે ? કોના ભાગ્યમાં શું લખેલું છે એ જાણવાનું સામર્થ્ય જગતમાં કોઇનામાં હોતું નથી.

૨

જે ભયંકર સમાચાર આજે હું વને લખી જણાવું છું; તેથી મ્હારા જેવા વૈરાગીના હૃદમાં અપાર શોક થાય છે. વત્સ! પાષાણુ જેવું કઠોર કાળજું કરીને આ શોચનીય સમાચાર નિરુપાયે મ્હારે વને લખી જણાવવા પડે છે. પરમ દિવસે મધ્યરાત્રે શ્રીમતી અનંગમોહિનીનું કૉલેરાના રોગથી એકાએક મૃત્યુ થયું છે. હમણાં આ તરફનાં હવાપાણી સારાં નથી; પરંતુ કાર્યવ્યવસાયમાં ખલેલ ન પહોંચે એટલામાટે મ્હારે અત્રેજ રહેવું પડશે. આ સંસાર અસાર છે. પરબ્રહ્મ પરમાત્માની ઇચ્છાને અનુસરી વર્ત્તવા સિવાય મનુષ્યનો બીજો કોઇ માર્ગ છેજ નહિ. **केवलमिश्वरेच्छा-बलियसि** વગેરે. ”

આટલે સૂધી પત્ર વાંચીને હરિદાસજીએ કહ્યુંઃ–“ ભાઇ ! ત્યારે હવે તમે આ પત્રની નકલ કરી લાવો. બે ચાર દિવસમાંજ મ્હારા પરમભક્ત અને બુદ્ધિમાન્ શિષ્ય ગોપાળદાસની સાથે હું આ પત્ર પ્રિયકાન્તને મોકલાવીશ, તથા તેને જે કાંઇ કહેવાનું છે તેમજ કરવાનું છે એ સંબધીનો સકળ ઉપદેશ હું તેને આપીશ.”

દુર્લભરાયે હસીને કહ્યુંઃ—“ આપનું કહેલું યથાર્થ છે; કિન્તુ આ રામપુર ગામનાં પ્રાયઃ ઘણાં ખરાં માણસો એમ જાણે છે કે, માત્ર થોડા માસ પછી આપ પ્રિયકાન્તની સમસ્ત સંપત્તિ અને જાગીરનો કાર્યભાર તેને સમર્પણ કરી, સંસારધર્મનો પરિત્યાગ કરવાના છો તથા ઇશ્વરના ધ્યાનમાં અને યોગસાધનામાં આપનું અવશિષ્ટ જીવન વ્યતીત કરવાના છો. હવે એ સર્વ માણસોને કેવી રીતે સમજાવી શકાશે તે કહો જોઇએ. ? ”

હરિદાસજીના દંતશૂન્ય મ્હોં ઉપર હાસ્યરેખાએ દર્શન દીધું. તેમણે ગંભીરતાથી ઉત્તર આપ્યોઃ—“ તમે તો સઘળું જાણોછો કે, જગતનાં મનુષ્યો કેવાં મૂર્ખ હોય છે ! તેમની મૂર્ખતાનો આજ સુધીમાં મ્હને સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ ગયો છે. તેઓ મ્હારા બાહ્યાડંબરથી મુગ્ધ બની જઇ મ્હને એક પરમભક્ત સાધુપુરુષ સમજે છે. હું જે આ પથરાઓની પૂજા કરું છું તે માત્ર લોકોનું મ્હારા પ્રત્યે આકર્ષણ કરવાના હેતુથીજ કરું છું. આ પથરાઓ આગળ હું દંડવત્ પ્રણામ કરું છું, શરીર ઉપર હરિનામની છાપો છાપું છું, હરિનામવલિવાળો ખેસ ખભે નાંખી સર્વત્ર ફરુંછું તેનું ખરું રહસ્ય તમારા સિવાય બીજું કોઇ જાણતું નથી. હું ધારું તેમ સર્વને સમજાવવાને શક્તિવાન્ છું. જો જગતમાં સત્ય ઇશ્વર હોય તો તે મનુષ્યની બુદ્ધિજ છે; બીજી બધી ઇશ્વર સંબંધીની

અદ્ભુત વાર્ત્તાઓ કવિની ઉચ્છૃંખલ કલ્પનાઓજ છે. સર્વે મ્હને પરમ યોગી સમજી મ્હારી ભક્તિ કરે છે; પરંતુ મ્હારો યોગ શો છે તે માત્ર તમે જાણો છો, અને હું જાણું છું. મૂર્ખ લોકોને ઇચ્છાનુસાર ભમાવવા અને કોઇ પણ પ્રકારે પોતાના ઉદરને પરિતૃપ્ત કરવું એજ મ્હારા યોગનું રહસ્ય છે." હરિદાસજીએ પોતાના યોગનું યથાર્થ વિવરણ કર્યું.

દુર્લભરાયનું સર્વાંગ આ વચનો સાંભળી, માત્ર એક વખત કંપી ઉઠયું ! પછીથી તેણે કહ્યું:—"હવે એ નિરુપયોગી વાતચિત હમણાં કરવાનું પ્રયોજન નથી. હવે આ પત્રની નકલ આપને કયારે જોઇએ તે કહો ?"

"બે ત્રણ દિવસમાં મળશે તો અડચણ નથી." હરિદાસજીએ ઉત્તર આપ્યો.

"ત્યારે આ બે ત્રણ દિવસમાં જૂદા જૂદા મરોડના અક્ષરોની બે ત્રણ નકલો કરી આપને બતાવીશ. એ સઘળી નકલોમાં જે આપને ઠીક લાગશે તેજ આપણે ગોપાળદાસદ્વારા મુંબાઈ પહોંચાડીશું."

## પ્રકરણ ૫ મું.

### હૃદયવિદારક વર્ત્તમાન.

મુંબાઈમાં ચોપાટીરોડ ઉપર આવેલા એક રમણીય મનોહર બંગલાના એક એકાન્ત ઓરડામાં સંધ્યાકાળ સમયે પ્રિયકાન્ત એકલો બેસી વૅાલસિટના પ્રકાશની સહાયતાથી યોગવાશિષ્ઠ રામાયણ વાંચતો હતો. સાથેના ઓરડામાં બેસી એક નોકર પંખો ખેંચતો હતો એકાએક પંખો ખેંચાતો બંધ થઇ ગયો. નોકરના હાથમાંથી પંખાની દોરડી અવાજ થઈ પડી ગઇ; તે સાથેજ કોઈ જાણે કે ત્યાં પડી ગયું. પ્રિયકાન્તે બહાર જઇને જોયું તો એક માણસ જમીન ઉપર પડી જઇ આર્તનાદ કરતો તેના જોવામાં આવ્યો.

આગંતુક હાથ પગ પછાડતો હતો. આવો પ્રકાર જોઇ વિસ્મિત બની જઈ પ્રિયકાન્તે પૂછ્યું:—"કોણ છે તું ? તને શું થયું છે?"

આગંતુકે રુદન કરતાં કરતાં કહ્યું:—"હાય—હાય ! મ્હારા ભાગ્યમાં અંતે આવુંજ હતું કે ? હું પારકાના કહેવાથી આવો ભયંકર

ભાર શામાટે મ્હારા શિર ઉપર લાવ્યો ? આ કરતાં તો જો મ્હારું મૃત્યુ થયું હોત તો બહુ સારું થાત. ”

પ્રિયકાન્તે પુનઃ પૂછ્યું:-“ તું કોણ છે ? તને શું થયું છે ? ”

“ અરેરે ! મ્હોટા ભાઈ ! આપ મ્હેને પિછાની શકતા નથી કે શું ? હું આપનુંજ નિમક ખાઈ આટલો મ્હોટો થયો છું; છતાં આપ મ્હને ઓળખી શકતા નથી ? અરેરે ! શા માટે આ કાર્ય મ્હેં મ્હારા હાથમાં લીધું ? ”

આવનાર માણસના કંઠસ્વર ઉપરથી તેને ઓળખી જઈ પ્રિયકાન્તે કહ્યું:—“ કોણ ગોપાળદાસ કે ? તું અહિં કેમ આવ્યો છે ? શું થયું છે તે મ્હને કહેતો કેમ નથી ? ”

ગોપાળદાસે પુનઃ રુદન કરવાં કરતાં કહ્યું:—“ મ્હોટાભાઇ ! હું કેવી રીતે આપને એ ભયંકર સમાચાર કહી સંભળાવું ? મ્હારી જીભ જ ઉપડી શકતી નથી. મ્હેં જ્યારે સ્મશાનમાં જઈ એ સુવર્ણપ્રતિમાનું તેજઃપૂર્ણ વદનમંડળ જોયું ત્યારે જ મ્હારા જીવનનો અંત કેમ ન આવ્યો ? ”

પ્રિયકાન્તે ચમકી જઈ શુષ્ક કંઠે પૂછ્યું:—“ શું બન્યું છે તે સત્વર મ્હને કહે.”

ગોપાળદાસ ઉઠી બેઠો થઇને કહેવા લાગ્યો:-“ મ્હને આપ મારી નાખશો કિંવા કાપી નાખશો તો પણ એ હૃદયવિદારક વર્તમાન હું આપને જણાવી શકીશ નહિ. કારભારી મહાશયે મ્હને આ પત્ર આપ્યો છે તે વાંચી જુઓ, એટલે સઘળી હકીકત આપના જાણવામાં આવશે. હું જઉં છું. આ સ્થળે હવે હું આપને મ્હારું મ્હોં બતાવી શકીશ નહિ.”

આ પ્રમાણે કહી, પત્ર પ્રિયકાન્તના હાથમાં આપી ગોપાળદાસ કંપતો કંપતો ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રિયકાન્તે પુનઃ ઉપરોક્ત ઓરડામાં પ્રવેશ કરી કંપતા હાથે દ્વાર બંધ કર્યાં. અને દીપક પાસે બેસી ત્વરાથી એ પત્ર વાંચી જોયો. પત્ર વાંચતાંજ તેના મુખમંડળ ઉપર સ્વેદાંબુઓ ઉપસી આવ્યાં. એક દીર્ઘ નિશ્વાસથી તેનું સર્વાંગ કંપી ઉઠ્યું. પત્ર સ્હામેના ટેબલ ઉપર પડી ગયો. અને તે સાથેજ તેનું મસ્તક ખુરસી ઉપર પડી ગયું. થોડા સમય પછી નોકરોએ આવીને જોયું કે, પ્રિયકાન્તના દિવાનખાનાનાં દ્વાર બંધ છે.

દ્વારની ફ્રાટમાંથી જોતાં પ્રિયકાન્તને ખુરસીમાં આડો પડી રહેલો તેમણે જોયો. નોકરોએ તેને બોલાવ્યો; કિન્તુ તેમને કાંઈ ઉત્તરજ મળ્યો નહિ. તે નિદ્રાધીન થઇ ગયો હશે વિચારી તેને વારંવાર વિરક્ત કરવાનું સાહસ કોઇથી થઈ શક્યું નહિ. ધીમે ધીમે વિશેષ રાત્રિ થઈ. વૉલ-સિટમાં જે મીણબત્તી સળગતી હતી તે બુઝાઈ ગઈ. દિવાનખાનામાં ગંભીર અંધકારનો વિસ્તાર થઈ રહ્યો. મહાનગરીનો ગંભીર કોલાહલ શાન્ત થઈ ગયો. થોડી થોડી વારે કિનારા સાથે અથડાતા સમુદ્રજળની ગર્જનાઓ સિવાય બીજું કાંઈ સાંભળવામાં આવતું નહોતું.

એકાએક પ્રિયકાન્ત શુદ્ધિમાં આવી બેઠો થઈ ગયો, અને પાછો તરતજ પ્રથમની માફક ખુરસીમાંજ નિદ્રાધીન કિંવા બેશુદ્ધ બની પડ્યો રહ્યો. તેને એમ લાગ્યું કે, જાણે તે રામપુરના પોતાના પ્રાસાદમાંજ સૂઇ રહ્યો છે. એકાએક કોઇએ જાણે કે, તેના શયનગૃહનું દ્વાર ઉઘાડ્યું. કોઇના ચંચળ ચરણોનો નૂપુરધ્વનિ થયો. એ નૂપુરના ધ્વનિ સાથે જાણે કે કોઇનો ઉત્તેજિત મધુર હાસ્યધ્વનિ ભળ્યો. નિદ્રાધીન થતા પહેલાં જો તે અનંગમોહિનીના આગમનની રાહ જોતો સૂઇ ગયો હોત તો આ દ્વાર ઉઘડવાના અવાજનો આભાસ થતાંની સાથેજ તે જાગી ઉઠત. તે જાણે કે સહર્ષ હૃદયે અને ઉત્સુક નેત્રોએ જોઈ રહ્યો. એકાએક જાણે કે, લાવણ્યમયી, સારલ્યમયી હાસ્યમયી પ્રેમપ્રતિમા અનંગમોહિની તેના સમક્ષ ઉપસ્થિત થઈ. તે જાણે કે પ્રિયકાન્તના વદનમંડળ તરફ રોષદર્શક દૃષ્ટિથી જોઈ બોલી:—"તમારા પ્રેમને હું પિછાની શકી છું. હું તમને આટલી બધી કરગરી, અને તમારી સાથે આવવાને તૈયાર થઇ તો પણ મ્હને તમે સાથે નજ લઇ ગયા! જ્યાં આટલો અનાદર છે, અપમાન છે ત્યાં હું હવે રહીશ નહિ." આ સમયે પ્રિયકાન્ત પોતાના ગામ પાસેથી વહેતી કલકલ નિનાદ કરતી સરિતાને જોઈ રહ્યો. એ સરિતાના તટ ઉપર ઉભી રહીનેજ અનંગમોહિનીએ જાણે કે તેને આ પ્રમાણે કહ્યું. ઉપર્યુક્ત વાક્ય કહી અનંગમોહિની જાણે કે, સરિતાના અગાધ જળમાં કૂદકો મારવાને અગ્રેસર થઈ. પ્રિયકાન્ત ઉચ્ચ સ્વરે બોલી ઉઠ્યો:-"પ્રાણાધિકે, જીવનમોહિનિ! ક્ષમા કર. હવે હું કદાપિ ત્હારો ત્યાગ કરીશ નહિ." આમ બોલી તે અનંગમોહિનીને પકડવા દોડ્યો. દિવાનખાનાનાં બંધ બારણા સાથે જોરથી અફળાઇને તે જમીનદોસ્ત થઇ ગયો. તેના પડી જવાનો ગંભીર અવાજ સાંભળી નોકરો દિવાનખાના પાસે દોડી આવ્યા. તેઓ દ્વાર ઉપર હાથ પછાડી મ્હોટે અવાજે પ્રિયકાન્તને બોલાવવા લાગ્યા. આ સમયે પણ બિલ્કુલ ઉત્તર નહિ

મળવાથી તેઓ દ્વાર ભાગી નાખીને અંદર પેઠા. તેમની પાછળ ગોપાળદાસે પણ એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને ટેબલ ઉપર પડેલો પત્ર લઈ ત્વરાથી તે બ્હાર નીકળી ગયો. આ સમયે અંધકાર હોવાથી કોઇ તેને જોઈ શક્યું નહિ.

નોકરોએ અંદર જઇને જોયું કે, દિવાનખાનાનાં દ્વાર પાસેજ પ્રિયકાન્તનો સુંદર, સુકુમાર વીરદેહ, આકાશચ્યુત પૂર્ણચંદ્રની માફક જમીન પર પડયો હતો! તેના લલાટમાંથી લોહીની ધારા વહેતી હતી.

## પ્રકરણ ૬ ઠું.

---:o:---

### રોષાનલ.

મુંબાઇમાં પ્રિયકાન્તની પાસેજ હરિદાસજી ભગતના ઇષ્ટગુરુ પ્રેતોદ્ધાર પરમહંસ એકલા રહેતા હતા. તેઓ થોડા દિવસથી પ્રિયકાન્તને સંસારની અસારતાનો ઉપદેશ આપતા હતા. ઉપરોક્ત બનાવ બન્યો તે સમયે પ્રિયકાન્તની પ્રેતોદ્ધાર સાથે ઘણી વાતચિત થઇ.બીજે દિવસે પ્રભાતકાળેજ તેઓ બન્ને મુંબાઇનો ત્યાગ કરી અન્ય કોઇ સ્થળે ચાલ્યા ગયા. તેઓ કયાં ચાલ્યા ગયા એ સંબંધી કોઇ કાંઇ જાણી શકયું નહિ. નોકરોએ અનેક સ્થળોએ તેમની શોધ કરી; કિન્તુ તેમનો પત્તો લાગ્યો નહિ.

બે અઠવાડીઆં પછી રામપુરમાં આવેલા, જાગીરદાર મહાશયના અંતઃપુરમાં એક એકાંત ઓરડામાં બેસી અનંગમોહિની વિવિધ વિચારો કરી રહી હતી. એવામાં તેની પરિચારિકા ચપળાએ આવીને કહ્યું:– "બ્હેન! હજી સુધી તમે અહિં એકલાં બેસી રહ્યાં છો? એક વખત બ્હાર નીકળીને જુઓ જોઇએ કેટલો બધો વખત થયો છે?!"

અનંગમોહિનીએ બ્હાર નીકળીને પૂછયું:–"ચપળા! આજે તું કારભારી પાસે ગઈ હતી કે? તેમણે તને શું કહ્યું, વારું?"

"મ્હોટાં બ્હેન! હું તમારા પગે પડું છું. તમે હવેથી મ્હને કદાપિ તમારા કારભારી પાસે મોકલશો નહિ. હું એનું ચઢેલું મ્હોં જોઇ શકતી નથી. મ્હેં તેમને માત્ર એટલુંજ કહ્યું કે, 'મ્હોટાં બ્હેનની થોડા દિવસ માટે મુંબાઇ જઇને રહેવાની ઇચ્છા છે.' આટલું મ્હેં કહ્યું એટલે તરતજ વાંદરાના જેવું મ્હોં કરી તેઓ બોલી ઉઠયા,

વારંવાર મ્હારી આગળ આવી વાત શા માટે કરે છે ? પ્રિયકાન્ત પાછો ન આવે ત્યાં સુધી કાંઇ બનવાનું નથી.” ચપળાએ વિરક્તિ-પૂર્ણ અને રોષસૂચક સ્વરે કહ્યું.

“ ત્યાં બીજું કોઈ હતું કે ?” અનંગમોહિનીએ પૂછ્યું.

“ પેલા બદમાશ દુર્લભરાય સાથે કારભારી કાંઇ ઘુસપુસ કરતા હતા. ”

“ ચપળા ! ત્યારે હવે તું મ્હને શું કરવાની સલાહ આપે છે ? આજે મ્હને કાંઈ સારું લાગતું નથી. આજના જેવું મ્હને કોઈ પણ દિવસે થયું નથી ! ” અનંગમોહિનીએ અંતરની વ્યથા પ્રદર્શિત કરી.

“ કરવાનું શું હતું ? મ્હોટાભાઇ સત્વર પાછા આવી પહોંચશે. ” ચપળાએ આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો.

“ તેઓ જતી વખતે મ્હને બે માસમાં પાછા આવવાનું કહી ગયા હતા. બે માસ ઉપર બીજાં પણ ત્રણ અઠવાડીઆં વીતી ગયાં છે ! ” એક ઉંડો નિશ્વાસ મૂકીને અનંગમોહિનીએ કહ્યું.

“ પુરુષો કાંઇ સ્ત્રીઓની માફક દિવસો ગણતા નથી ! બે માસનુ કહી ગયા છે ને કદાચ ત્રણ માસ પણ થઈ જાય, તેથી અધીરાં શા માટે થવું જોઇએ ? તેમનો પત્ર કેટલા દિવસથી આવ્યો નથી ?”

“ લગભગ એક માસથી તેમનો એક પણ પત્ર આવ્યો નથી. તેઓ મ્હને પત્ર પણ લખતા કેમ નથી એનું કારણ હું કળી શકતી નથી.”

“ એમાં વળી કારણ શું હોય ? ફુરસદ નહિ મળતી હોય તેથી નહિ લખતા હોય. ”

“ મ્હારી વિનંતિ અને કાલાવાલા પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં મ્હને અહિં એકલી મૂકીને ચાલ્યા ગયા ત્યારે મ્હને ઘણું અપમાન થયેલું લાગ્યું; તેથી તેમણે મુંબાઈ ગયા પછી જ્યારે મ્હને પત્ર લખ્યો ત્યારે મ્હેં એ પત્રના ઉત્તરમાં અભિમાનને વશ થઇ એવું લખી દીધું હતું કે, ‘ જ્યાં સુધી તમે મ્હને મુંબાઇ ન લઈ જાઓ ત્યાં સુધી તમારે મ્હને પત્ર લખવો નહિ; તેમજ મ્હારું નામ પણ મુખમાં લેવું નહિ. ” આમ કહીને અનંગમોહિનીએ પુનઃ એક ગાઢ નિશ્વાસ મૂકયો.

“ તમે શા માટે તેમને આમ લખ્યું ? કદાચ આથીજ તેએ રીસાઇને તમને પત્ર નહિ લખતા હોય. પ્રેમિકનો વિયોગ થયા પછી પ્રેમિકાએ આટલું બધું અભિમાન રાખવું જોઇએ નહિ. ” ચપળાએ ઉપદેશ આપ્યો.

" ચપળા ! હું જાણું છું કે, મ્હારા અભિમાનથી તેઓ રિસાય એવા નથી. તેમના પત્રનો મ્હેં ઉપર પ્રમાણે ઉત્તર લખ્યો અને તે પછી તેમનો એક અઠવાડીઆ સુધી ઉત્તર જ ન આવ્યો એટલે મ્હેં દરરોજ તેમને એકેક પત્ર લખવા માંડયો. એ હમ્મેશાંના પત્રોમાં હું તેમને ઘણું કરગરી છું. વારંવાર મ્હેં તેમની પાસે ક્ષમા માગી છે. મ્હારા પત્રનો ઉત્તર નહિ મળે તો હું આત્મહત્યા કરીશ એવો ભય પણ દર્શાવ્યો છે; પરંતુ મ્હારા એ સઘળા પત્રોમાંથી એક પણ પત્રનો ઉત્તર મ્હને મળ્યો નથી. તેમની તબિયત કદાચ બગડી હશે એવો વિચાર મ્હારા અંતરમાં ઉપજ્યો છે." અનંગમોહિનીએ પોતાનાં નયનયુગલ-માંથી અશ્રુધારા વર્ષાવતાં કહ્યું.

" મ્હોટાં બ્હેન ! આવો અમંગળ વિચાર કરશો નહિ. તેઓ કુશળતામાંજ હશે. કારભારી ઉપર તો તેમના પત્ર આવે છે. એ પત્ર જોતાંજ તેઓ કુશળતામાં છે એવી તમારી ખાત્રી થશે. "

" હું ન્હાનાભાઇને બન્ને વખત પત્ર આવ્યો છે કે નહિ એ પૂછવા માટે કારભારી પાસે મોકલું છું; પરંતુ કારભારી જ્યારે ને ત્યારે માત્ર એજ ઉત્તર આપે છે કે, ' ના–હમણાં બિલકુલ કાગળ આવતો નથી. ' રજનીના મુખે હું હમ્મેશાં આવોજ ઉત્તર સાંભળું છું. ચપળા ! રજનીનું મ્હોં જોતાંજ મ્હારું હૃદય ફાટી જાય છે. હું તેમને ઘણું આશ્વાસન આપીને સમજાવું છું કે ' ન્હાનાભાઇ ! ચિંતા શા માટે કરવી જોઇએ ? તેઓ કામકાજમાં ગુંથાયલા હશે તેથીજ કાગળ પત્ર લખી શકતા નથી. ' મ્હારા રજનીચંદ્રનો સ્વભાવ ઘણો સરળ હોવાથી મ્હારા આશ્વાસનથી આશ્વસ્ત થઇ ગાઢ નિશ્વાસ મૂકી તે એમ કહે છે કે, ' ભાભી ! તમે કહો છો તેમજ હશે. ' પરંતુ હું હવે આવી રીતે તેમને ક્યાં સુધી આશ્વાસન આપું ? તેમને જોતાંજ હવે મ્હારો પ્રાણ વિશેષ આકુળ વ્યાકુળ બની જાય છે ! મહા દુઃખેજ હું મ્હારાં ચક્ષુઓના અશ્રુજળને અટકાવી શકું છું. ચપળા ! હું ખરેખરું કહું છું કે, હું રજનીકાન્ત ઉપર જેટલો પ્રેમ રાખું છું તેટલો પ્રેમ કોઇ પોતાના સગાભાઈ ઉપર પણ નહિ રાખતું હોય ! સાસુજીનું મૃત્યુ થયા પછી હું એમજ માનું છું કે, હું જ તેમની માતા છું ! આ જો, મ્હારા રજનીકાન્તભાઇજ આવે છે ! ( રજની તરફ જોઇ ) કેમ ભાઇ ! શું થયું છે ? રડો છો કેમ ? "

અનંગમોહિનીએ રજનીને ખોળામાં બેસાડવા માટે પોતાના બન્ને

હાથ લંબાવ્યા. બાર વર્ષનો સુંદર સુકુમાર બાળક ચક્ષુજળ સાફ કરતો કરતો અનંગમોહિનીના ખોળામાં બેસી ગયો, અને તેના ખોળામાં મ્હોં છુપાવી રુદન કરવા લાગ્યો.

અનંગમોહિનીએ રજનીના મસ્તકપર હાથ ફેરવીને કહ્યું:- "કહો કહો ભાઇ ! તમે કેને રડો છો ? કારભારીએ કાંઇ કહ્યું છે કે શું ?"

રજનીએ ખોળામાંથી મ્હોં ઉચું કરી, સજળ નયને અનંગમોહિનીના વદનમંડળ તરફ જોઇને કહ્યું:-" ભાભી ! કારભારીએ આજે મ્હને એમ કહ્યું કે, 'તું હમ્મેશાં મ્હારી પાસે આવીને મ્હને કંટાળો કેમ કરાવે છે ? જે થયું છે તેને હું શું કરું ?' મ્હેં તેમને પૂછ્યું, 'શું થયું છે ?' તેથી તેમણે ક્રોધે ભરાઇને કહ્યું, 'જે કાંઇ થયું છે તે આ પત્ર વાંચી જો એટલે માલૂમ પડશે. મ્હેં પુનઃ પૂછ્યું, 'પત્ર આવ્યો છે કે શું ?' આ પ્રશ્નના ઉત્તરમાં અપાર ક્રોધે ભરાઇને તેમણે કહ્યું,—" ચાલ્યો જા, કહું છું તે નથી સાંભળતો ! થોડા વખત પછી કામકાજથી નિવૃત્ત થઇ તને બોલાવીને પત્ર બતાવીશ. "

સંશયથી અથવા વિષાદથી, ક્રોધથી અથવા અભિમાનથી અનંગમોહિનીનું સર્વાંગ કંપવા લાગ્યું. રજનીકાન્તનો હાથ પકડી તે મહા મહેનતે અંતઃપુરમાંથી બ્હાર નીકળી. ચપળાએ તેની પાસે જઇને પૂછ્યું:-" મ્હોટાં બ્હેન ! તમે ક્યાં જાઓ છો ? "

કંપતા સ્વરે અનંગમોહિનીએ ઉત્તર આપ્યો:-" હું વિષ્ણુમંદિરમાં કારભારી પાસે જઉં છું. હું જાતેજ જઇને શું થયું છે તથા કેવો પત્ર આવ્યો છે એ સઘળી હકીકત તેમને પૂછીશ. પછી હું જોઉં છું કે, તેઓ મ્હારા પ્રશ્નોના ઉત્તરો આપે છે કે નહિ ?! તું વચ્ચેથી આઘી ખસી જા. મ્હને એકદમ જવા દે. "

રજનીકાન્તે અનંગમોહિનીનો હાથ પકડીને કહ્યું:-" ના ભાભી ! તમે ન જશો. ચપળાને જ કારભારી પાસે મોકલો. "

અનંગમોહિનીએ ચપળા તરફ જોઇને કહ્યું:-" ત્યારે તું જ જા ! અને કારભારીને મ્હારી આજ્ઞા જણાવ કે, તેઓ હમણાં ને હમણાંજ મ્હારી પાસે આવી કેવો પત્ર આવ્યો છે તે જણાવે; વળી વિશેષમાં તું તેમને કહેજે કે, આજેને આજેજ હું રજનીકાન્તને સાથે લઇ મુંબાઇ જવાની છું. મ્હને અટકાવવાનું સામર્થ્ય કોનામાં છે તે હું જોઇશ ! "

# પ્રકરણ ૭ મું.



## ભયંકર વજ્રાઘાત.

હરિદાસજી ભગત વિષ્ણુમંદિરમાં પોતાના એકાંત યોગગૃહમાં બેસી પોતાના પ્રિય સહચર દુર્લભરાયની સાથે ગુપ્ત વાતચિત કરતા હતા. દુર્લભરાયે પૂછ્યું:—"ત્યારે હવે પ્રિયકાન્ત પાછો દેશમાં આવે એવો બિલકુલ સંભવ નથી ને?"

"ના—બિલકુલ નથી. મ્હારા ગુરુદેવ પ્રેતોદ્ધાર પરમહંસે તેને જે મોહનમંત્રથી દીક્ષિત કર્યો છે તેથી તે હવે આ સંસારમાં પાછો આવે એવો સહજ પણ સંભવ નથી." હરિદાસજીએ પોતાના ગુરુદેવની પ્રશંસા કરતાં કહ્યું.

"હમણાં આપના ગુરુદેવની સાથે આપની મુલાકાત થઇ હતી કે?" દુર્લભરાયે પૂછ્યું.

"તેઓ પોતે પણ હજી સુધી પાછા આવ્યા નથી. તેમણે એક વિશ્વાસુ સંન્યાસીને મોકલ્યો હતો. શ્યામપુર ગામમાં મ્હેં તેની મુલાકાત કરી હતી. તેના મુખે સઘળી હકીકત મ્હારા સાંભળવામાં આવી છે. તેણે એમ કહ્યું છે કે, ગુરુદેવ પ્રેતોદ્ધાર પરમહંસ પ્રિયકાન્તને નિર્જન અરણ્યમાં લઇ ગયા છે. તેઓ થોડા દિવસ સુધી પ્રિયકાન્તની સાથેજ રહેવાના છે. ત્યાર પછી મુંબાઇ આવી તેઓ મ્હને સમાચાર પહોંચાડશે એટલે હું તેમને મળી આવીશ. મ્હેં તેમના ખરચને માટે પૂરતી રકમ મોકલી આપી છે. હવે જો મુખ્ય કાર્ય સિદ્ધ થઇ જાય તો થોડા કાળને માટે આપણે નિશ્ચિંત્ત થઇ શકીએ." હરિદાસજીએ સઘળો ખુલાસો કર્યો.

"જ્યારે તે સંસારમાં પાછો આવે એવો બિલકુલ સંભવ નથી ત્યારે વિના કારણ તેના જીવનનો નાશ કરવાનું શું પ્રયોજન છે? મ્હારો તો એવો અભિપ્રાય છે કે, તેને વનજંગલમાં ભટકતોજ રહેવા દેવો. વનજંગલમાં તેને નિયમિત ભોજન મળશે નહિ અને તેથી ધીમે ધીમે તે પોતેજ મરી જશે અગર તો તે કોઇ જંગલી જાનવરનો શિકાર થઇ પડશે. આપ નિશ્ચિંત્ત જીવે રાજતખ્ત ઉપર બેસી રહી આપના મનુષ્યદેહનું સાર્થક કરોને! આપની પ્રખર બુદ્ધિથી આપની ઇચ્છા તો ફલિભૂત થઇ છે." દુર્લભરાયે પ્રિયકાન્ત પ્રત્યે સહજ દયાર્દ્ર થઇને કહ્યું.

દુર્લભરાયના મ્હોં તરફ થોડા સમય સુધી જોઇ રહ્યા પછી વિકટ હાસ્ય કરીને હરિદાસજીએ કહ્યું:– "ભાઈ! તમે જે કહો છો એ સઘળું સત્ય છે. કદાચ ગુરુદેવ પણ એમજ કહેશે; પરંતુ ભાઇ તમે જાણોછો કે, બુદ્ધિમાન્ મનુષ્યે પોતાના કંટકનો જડમૂળમાંથી વિનાશ કરવોજ જોઇએ. વળી મનુષ્યનું મન કયારે બદલાઇ જશે તેનો કાંઈ નિર્ણય નથી. એ તરુણ યુવકના અંતરમાં પુનઃ જો સંસારસુખ અને સંપત્તિસુખનો ઉપભોગ ભોગવવાની પ્રબળ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય તો પછી આપણું ઉભયનું સત્યનાશ વળી જાય. એ મહાપાપને સત્વર વિશ્વમાંથી વિદાય કરવું એ આપણું પ્રથમ અને મુખ્ય કર્ત્તવ્ય છે; છતાં એ કાર્યમાં હવે ઉતાવળ કરવાની આવશ્યક્તા નથી. ગુરુદેવના પાછા આવ્યા બાદ આ કાર્યનો આપણે યોગ્ય બંદોબસ્ત કરીશું. એ નિર્જન જંગલમાં આપણું કાર્ય પાર ઉતારવામાં આપણને બિલ્કુલ અડચણ ભોગવવી પડશે નહિ."

"મ્હારો પણ આપના જેવોજ મત છે. લ્યો, હવે હું રજા લઉંછું." દુર્લભરાયે વિદાય થવાના વિચારથી કહ્યું.

"ના—હમણાં ઉપસ્થિત થયેલા સંકટનો નાશ કેવી રીતે કરવો એ સંબંધી પૂરતો વિચાર કરવાનું પ્રયોજન છે." હરિદાસજીએ ગંભીરતાથી કહ્યું.

"વળી નવું શું સંકટ ઉપસ્થિત થયું છે?" દુર્લભરાયે વિસ્મિત બની જઇને પૂછ્યું.

"પ્રિયકાન્તને તો હમ્મેશાંને માટે આ દેશમાંથી બહિષ્કૃત કર્યો છે, તથા થોડા દિવસમાં આપણે તેને આ દુનિયામાંથી પણ બહિષ્કૃત કરીશું એમાં બિલ્કુલ સંદેહ નથી; કિન્તુ હમણાં અનંગમોહિની અને રજનીકાન્તના ઉપદ્રવથી હું અસ્થિર બની ગયો છું. એ બન્ને જણાં રોજ સ્હવારે ને સ્હાંજે મ્હને પૂછ્યા કરે છે કે, તેઓને કેમ છે? તેઓ ક્યારે આવશે? તેમનો પત્ર આવ્યો છે કે નહિ? હવે કેવી રીતે, શું કહીને તેમને ચૂપ કરવાં તેનો કશો નિર્ણય હું કરી શકતો નથી."

દુર્લભરાયે અલ્પ કાળપર્યંત કાંઇ વિચાર કરીને કહ્યું:—"આ પણ એક ગંભીર સંકટ જ છે. આપ એક કાર્ય કરોને? એમને બન્નેને આપ એમ કહો કે, પ્રિયકાન્ત એકાએક ઉન્માદગ્રસ્ત થઇ, સંસારનો ત્યાગ કરી કોઇ અગમ્ય સ્થાને ચાલ્યો ગયો છે. તેની ઘણી શોધ કરવામાં આવે છે; છતાં તેનો પત્તો લાગતો નથી."

હરિદાસજીએ પોતાનું મસ્તક હલાવીને કહ્યુંઃ—" ના ના-તમે અનંગમોહિનીના સ્વભાવથી સર્વાંશે અજ્ઞાત છો તેથી જ આમ બોલો છો. એને તમે સામાન્ય સ્ત્રી સમજતા હો તો એ તમારો ગંભીર ભ્રમ જ છે. જો હું એને એમ કહું કે, પ્રિયકાન્ત સંન્યાસધર્મ સ્વીકારી ગૂમ થઈ ગયો છે તો એ વહુ ઘણોજ ગડબડાટ કર્યા સિવાય રહે નહિ. તે એમ જ કહે કે, 'તમે મ્હારી સાથે પૂરતાં માણસો મોકલો. હું જાતે જ એમની શોધ કરીશ. એટલુંજ નહિ પરંતુ એ સમાચાર તે પોતાના પિયરમાં પણ પહોંચાડે. એમ થાય તો ઘણો કોલાહલ અને ખટપટ થયા સિવાય રહે નહિ. આમ હોવાથી મ્હેં મ્હારા મનમાં એક વિચાર કરી રાખ્યો છે. તે એ જ કે, મુંબાઇમાં પ્લેગનો ભોગ થઇ પડી પ્રિયકાન્ત એકાએક પરલોકવાસી થયો છે એમ જ તેને કહેવું. એમ થશે એટલે આ પ્રબળાની સઘળી પ્રબળતા અદ્રશ્ય થઇ જશે, અને તે નમ્ર થઇ જશે. આ સિવાય બીજો કોઈ ઉપાય મ્હને ઉત્તમ જણાતો નથી. આ શું ? મ્હારા યોગગૃહનાં દ્વાર ખખડાવી કોણ મ્હારી યોગસાધનામાં અડચણ કરે છે ? જય હરી, જય નારાયણ ! "

કોઇએ બ્હારથી દ્વાર ખખડાવીને કહ્યું:—" કારભારી મહાશય ! અનંગમોહિની બ્હેને મ્હને આપની પાસે મોકલી છે."

હરિદાસજીએ રોષસૂચક સ્વરે કહ્યું:—" આ જુઓ ભાઈ ! પાછી પેલી દાસી એ સઘળી હકીકત પૂછવાને આવી છે ! આમ હોવાથી મ્હેં હમણાં તમને જેમ કહ્યું છે તેમજ હું કરું છું. હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી."

આમ કહી, દ્વાર પાસે જઈ, દ્વાર ઉઘાડી, હરિદાસજીએ રોષદર્શક સ્વરે કહ્યું—" ચપળા ! તું વારંવાર મ્હારી યોગસાધનાનો ભંગ કરવાને શા માટે આવે છે ? ત્હારે શું કહેવું છે ? જે કહેવું હોય તે જલદી કહી નાખ. હરિસ્મરણ કરવામાં મ્હને વિલંબ થવો જોઇએ નહિ."

ચપળાએ સહજ ગભરાઈ જઇને કહ્યું:—" મ્હોટાં બ્હેને એમ પૂછ્યું છે કે, મુંબાઇથી કાગળ આવ્યો છે—"

હરિદાસજી વચ્ચેજ બોલી ઉઠયા:—"સમજ્યો સમજ્યો, તું બ્હેનને જઇને કહે કે, જે હૃદયભેદક પ્રસંગ બન્યો છે તે તેમને જણાવતાં મ્હારી જીભ ઉપડી શકે તેમ નથી. આપણા સર્વેના સર્વસ્વનો ક્રૂર વિધાતાએ વિનાશ કર્યો છે. ગઈ કાલે સ્હાંજે જે પત્ર આવ્યો છે તે હું હમણાં જ તેમને મોકલી આપું છું. તું જઇ તેમને કહે કે, ભાગ્યદેવીની ભયં-

કરતાથી તેઓ અકાળે વિધવા થયાં છે. આજે પાંચ દિવસથી પ્રિયકાન્ત ભાઇનું મુંબાઇમાં પ્લેગના ઉપદ્રવથી મૃત્યુ થયું છે. હે હરિ ! હે નારાયણ ! જેવી તમારી ઇચ્છા ! ચપળા! અનંગમોહિની બ્હેનના ઉપર આ ભયંકર વજ્રાઘાત થયો છે.

ચપળા મ્હોટેથી રુદન કરતી કરતી અંતઃપુર તરફ જવા લાગી. હરિદાસજીએ પુનઃ સ્વસ્થાને જઈ, આસન ઉપર બેસી દુર્લભરાયને ઉદ્દેશીને કહ્યું:—“ કેમ દુર્લભરાય ! સત્વર એક બનાવટી પત્ર લખી કાઢો. ”

અલ્પકાળને માટે દુર્લભરાય મ્હોટા વિચારમાં પડી ગયો!

## પ્રકરણ ૮ મું.

### પૂર્વકથા.

રામપુર ગામના જાગીરદાર મહાશય રુદ્રનાથના મકાન પાસેજ બીજો એક ચંદ્રનાથ નામનો જાગીરદાર રહેતો હતો. રુદ્રનાથની માફક તે પણ તેના પૂર્વજોના સમયથી જાગીર ભોગવતો હતો. આસપાસનાં ગામોમાં આ બન્ને જાગીરદારોની ઘણી પ્રતિષ્ઠા હતી; પરંતુ આ જાગીરદારો વચ્ચે દ્વેષાનલ સળગી ઉઠવાથી તેઓ એક બીજાનું અનિષ્ટ કરવાના પ્રયત્નો કરતા હતા; કિન્તુ કમળાદેવી ક્યારે કોના ઉપર કૃપા કરે છે એ કોણ જાણે છે ? રુદ્રનાથ જાગીરદાર મુંબાઇમાં પણ એક પ્રકારનો વ્યાપાર કરતા હતા; તેમણે એ વ્યાપારમાં પુષ્કળ સંપત્તિ પ્રાપ્ત કરી અને ઘણી જમીન ખરીદી લીધી. પોતાના પ્રતિયોગી ચંદ્રનાથના ગર્વનું ખંડન કરવાને માટે તેઓ મુક્ત હસ્તે દ્રવ્ય ખરચવા લાગ્યા. ગામમાં અનેક પ્રકારના ઉત્સવો કરવા માંડયા. એક વખતે પિતાના શ્રાદ્ધને દિવસે તેમણે ઘણાં માણસોને નિમંત્રણ કર્યું. ઘણે દૂરથી આવેલા બ્રાહ્મણ પંડિતોને પુષ્કળ દાન આપવામાં આવ્યું. દીન દુઃખી કંગાલ મનુષ્યોને અન્નવસ્ત્રાદિના દાનથી સંતોષવામાં આવ્યાં. હવે ચંદ્રનાથ પણ કાંઈ પોતાના પ્રતિયોગીથી પાછી પ્હાની કરે એવો પુરુષ નહોતો. તેણે રુદ્રનાથના કરતાં વિશેષ સમારોહથી આવાં કાર્યો કરવા માંડયાં. તેના હાથમાં રોકડ સિલ્લક નહોતી. તેની વાર્ષિક આવકમાંથી આ સઘળાં કાર્યોને પહોંચી વળાય એટલી પ્રાપ્તિ નહોતી. તેણે પોતાના પિતાના સમયની કેટલીક જમીન વેચી દેવા માંડી. જાગીરની

રકમ ઘણી નજીવી હતી. એમાંથી ગૃહખર્ચનો નિભાવ પણ મુસ્કેલીથી થઈ શકતો હતો. આમ હોવાથી કેટલાક વિજ્ઞ અને વિવેચક ગૃહસ્થોએ ચંદ્રનાથને બળીઆ સાથે બાથ નહિ ભીડવાની સલાહ આપી; પરંતુ તેનું કશું ફળ આવ્યું નહિ. તે એ ગૃહસ્થોને તેમનાં વચનોના ઉત્તરમાં એમજ કહેતો હતો કે, ' ત્યારે શું હું રુદ્રનાથ જાગીરદાર પાસે મ્હારું મસ્તક નમાવું એવીજ તમારી ઇચ્છા છે કે? જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તો મ્હારાથી એમ નહિજ બન્ને એ ચોક્કસ સમજજો. "

ધીમે ધીમે એક ગામને માટે બન્ને જાગીરદારો વચ્ચે કેસ ઉભો થયો. વિલાયતની પ્રિવિ કાઉન્સિલમાંથી એ કેસનો છેવટનો ચુકાદો થયો. આ કેસમાં રુદ્રનાથ વિજયી થયા અને ચંદ્રનાથને કેસનું સઘળું ખરચ ભોગવવું પડ્યું. એ ગામને રુદ્રનાથે સ્વાધીન કરી, પોતાની વિજયપ્રાપ્તિના સ્મૃતિચિહ્ન તરીકે એ ગામમાં એક સરિતાની પાસે, ઘણું દ્રવ્ય ખરચીને વિવિધ પુષ્પલતાઓથી શોભતો એક સુંદર ઉદ્યાન બનાવડાવ્યો અને એ ઉદ્યાનના મધ્યભાગમાં ખક રમણીય તેમજ મનોહર પ્રાસાદ તૈયાર કરાવ્યો. એ પ્રાસાદનું નામ ' **સ્વર્ગ-સદન** ' રાખવામાં આવ્યું. જે દિવસે ' સ્વર્ગ-સદન ' સંપૂર્ણ પ્રકારે તૈયાર થયો તેજ દિવસે વિધિના લિખન અનુસાર ચંદ્રનાથે પોતાની જીવનલીલા પૂરી કરી પરલોકપ્રયાણ કર્યું.

ચંદ્રનાથના અકાળ મૃત્યુ પછી તેનો એકનો એક પુત્ર વિનયચંદ્ર મ્હોટા ગંભીર સંકટમાં ફસાઇ પડ્યો. તેને માટે તેનો પિતા થોડી ઘણી પણ રોકડ રકમ રાખી ગયો નહોતો. તેમાં પણ વળી વિનયચંદ્રના દુર્દૈવે તેના પિતાના મૃત્યુ પશ્ચાત્ સરકારે તેની જાગીર પણ બંધ કરી. હવે પિતાએ કરેલું દેવું કેવી રીતે અદા કરવું તેનો વિનયચંદ્ર કશો નિર્ણય કરી શક્યો નહિ. જે થોડી ઘણી જમીન કબજામાં રહી હતી તેને વેચી નાખે તો પણ પિતૃઋણ અદા કિંવા ભરપાઈ થાય તેમ નહોતું. વળી પિતાની પાછળ પોતાની પ્રતિષ્ઠા અનુસાર જ્ઞાતિભોજન અને બ્રહ્મભોજન કેવી રીતે કરાવવું તેની તે ચિંતામાં પડી ગયો. તેના પિતાનો પરલોકવાસ થયા પછી સાતમે દિવસે તે પોતાના મકાનના એક એકાન્ત ઓરડામાં બેસી વિલાપ કરી રહ્યો હતો; એવામાં એકાએક પોતાના પિતાના કટ્ટા શત્રુ રુદ્રનાથને તેણે પોતાની પાસે આવીને ઉભા રહેલા જોયા. આથી વિનયચંદ્રના વિસ્મયનો પાર રહ્યો નહિ. તે એકાએક

ઉઠી ઉભો થઈ ગયો. રુદ્રનાથે વિનયચંદ્રને આલિંગન કરી સજળ નયને કહ્યું:—" ભાઈ! હવે હું કાંઈ ત્હારો શત્રુ નથી. ત્હારા પિતાનું અકાળે મૃત્યુ થવાથી હું થોડે ઘણે અંશે પણ પાપભાગી થયો છું; એ માટે બિલકુલ સંદેહ નથી. જો હું વિના કારણ અહંકારને આધીન થઈ તેમનો શત્રુ ન થયો હોત તો થોડા કાળ સુધી હજી તેઓ જીવતા રહેત; તેથીજ મ્હારા આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. આવતી કાલથી હું જ્ઞાતિભોજન અને બ્રહ્મભોજનાદિ થઈ શકે એવી વ્યવસ્થા કરીશ. વળી ત્હારા પિતાનું સઘળું ઋણ આવતી કાલેજ હું અદા કરીશ, તથા ભવિષ્યમાં હરેક પ્રકારે ત્હારું કલ્યાણ થાય એવોજ પ્રયત્ન હું મ્હારૂં કર્ત્તવ્ય સમજીને કરીશ. તને મ્હારી માત્ર એટલીજ વિનંતિ છે કે, હવે તું મ્હને ત્હારા પિતાનો પ્રતિયોગી નહિ સમજતાં હિતાકાંક્ષી સમજજે."

પરોપકારી ઉદારહૃદય રુદ્રનાથે પોતાના સ્વર્ગીય શત્રુ ચંદ્રનાથનું સઘળું ઋણ અદા કરી, પુષ્કળ દ્રવ્ય ખરચી બ્રહ્મભોજન અને જ્ઞાતિભોજન પણ કરાવ્યું. આ સઘળું થઈ ગયા પછી રુદ્રનાથે એક દિવસે વિનયચંદ્રને બોલાવીને કહ્યું:—" આજથી હું તને મ્હારે ત્યાં મુખ્ય નોકર તરીકે રાખું છું. વળી મ્હારા જુના નોકરોમાં કોઇને રજા આપવાની મ્હારી ઇચ્છા નથી, તેથી હાલ તરત ત્હારે વિશેષ કાંઈ કામકાજ કરવાનું નથી. માત્ર અવકાશના સમયે ત્હારે સઘળા નોકરોના કામકાજ ઉપર દેખરેખ રાખવાની છે. તને મ્હારા મુખ્ય નોકર હરિદાસજી ભગતના કરતાં પણ માસિક દશ રૂપિયા વધારે પગાર મળશે. ત્હારા સરળ સ્વભાવથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. "

વિનયચંદ્રે રુદ્રનાથના પ્રફુલ્લ મુખમંડળ તરફ જોઈ તેમના ચરણોને સ્પર્શ કરીને કહ્યું:—" હું આપની આટલી બધી કૃપા પ્રાપ્ત કરવાને યોગ્ય નથી. આપ એવો આશીર્વાદ આપો કે, હું આપનો મ્હારા ઉપરનો આવો મહદુપકાર કદાપિ ભૂલી જઉં નહિ. "

વિનયચંદ્ર રુદ્રનાથને ત્યાં હમ્મેશાં આવતો હતો. નિર્મળા નામની તેની એક પાંચ વર્ષની પુત્રી હતી. તે પણ હમ્મેશાં પિતાની સાથે જાગીરદાર મહાશયને ત્યાં આવતી હતી. આ સમયે રુદ્રનાથ મહાશયના દ્વિતીય પુત્ર રજનીકાન્તની ઉમ્મર લગભગ સાત વર્ષની હતી. રુદ્રનાથને આ બન્ને બાળકોની બાળક્રીડા જોવી ઘણી ગમતી હતી. એકદિવસે નિર્મળાને રજનીકાન્ત રુદ્રનાથ મહાશયના દિવાનખાનાપાસેજ રમ્યા

કરતાં હતાં. ક્વચિત્ તેઓ બન્ને એક બીજાંથી રીસાઈ જતાં હતાં તો ક્વચિત્ પાછાં પ્રથમની માફક પ્રફુલ્લવદને વાર્તાવિનોદ કરતાં હતાં. રુદ્રનાથ ઘણા સમયથી છુપી રીતે આ બન્ને બાળકોની ક્રીડાને પ્રફુલ્લદૃષ્ટિથી જોયા કરતા હતા. તેમણે એક નોકર માર્ફત વિનયચંદ્રને બોલાવ્યો. ત્યાર પછી તેમણે કહ્યું:—" વિનય ! જો, આ બન્ને બાળકો કેવાં સુંદર છે ? ત્હારી પુત્રી નિર્મળા અને મ્હારો પુત્ર રજની કેવો અવર્ણનીય આનંદ પ્રદર્શિત કરીને રમે છે ? મ્હને એમ લાગે છે કે, આ કરતાં બીજું કોઈ સવિશેષ સુંદર દૃશ્ય સંસારમાં હશેજ નહિ. જાણે કે એકજ છોડ ઉપર બે ગુલાબ પુષ્પ વિકસિત થયાં છે ! હું જ્યારે છુપી રીતે એમની ઉભયની રમત ગમત જોઉં છું ત્યારે સંસારની સઘળી ચિંતા અને દુઃખ ભૂલી જઉં છું. આજે મ્હારા મનમાં એક નવીન કલ્પના ઉત્પન્ન થઈ છે. એ કલ્પનાની વાત હું તને કહું કે ? "

વિનયચંદ્રે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:-"બેલાશક કહો. આ દાસ આપના અંતરની અભિલાષા સફળ કરવાને તૈયાર છે-માત્ર આજ્ઞાનીજ વાર છે. "

રુદ્રનાથે હસીને કહ્યું:—"આ બન્ને સજીવન સોનાનાં પુતળાંનો વિવાહસંબંધ સાંધ્યો હોય તો કેમ ? "

વિનયચંદ્રે એકાએક આકાશના ચંદ્રને પૃથિવી ઉપર જોયો. તેણે પ્રફુલ્લવદને ઉત્તર આપ્યો:—" એવું સૌભાગ્ય મ્હારું ક્યાંથી હોઈ શકે ? "

રુદ્રનાથે સહજ વિરક્તિસૂચક સ્વરે કહ્યું:—" તું ભાગ્યદેવીની નિષ્ઠુરતાથી આજે મ્હારો નોકર થયો છે તેથીજ આમ બોલે છે કે ? ના ના—તું ભૂલે છે—ત્હારું કુળ મ્હારા કુળથી કોઈ પણ પ્રકારે ઉતરતું નથી, એ વાત તું કેમ ભૂલી જાય છે ? ત્હારી કન્યાસાથે મ્હારા પુત્રનો વિવાહ થાય એ શું સંભવિત નથી કે ? "

" આપ સાક્ષાત દયાસાગર છો. આપની પાસે કાંઈ અસંભવ છેજ નહિ. " વિનયચંદ્રે રુદ્રનાથની યથાર્થ પ્રશંસા કરી.

" એમાં દયા જેવું કાંઈજ નથી. આવી સુલક્ષણા સર્વાંગસુંદરી કન્યા હું મ્હારા પુત્ર રજનીને માટે ક્યાંથી મેળવી શકું ? તોપણ આજથી હવે આ વાત નક્કીજ છે. મ્હારા રજની સાથે ત્હારી નિર્મળાનો શુભવિવાહ થશે; છતાં હમણાં તેઓ બન્ને અજ્ઞાન્ બાળકો છે; તેથી હમણાં તેમનો વિવાહ નહિ કરતાં ત્રણ ચાર વર્ષ પછી કરીશું. "

નલિનીદલના જળબિંદુની માફક, ચંચળ માવવજીવનમાં, મનુષ્યની કેટલી આશા, કેટલી ઇચ્છા, કેટલી ભાવી સુખની કલ્પના આકસ્મિક મૃત્યુની સાથે વિફળ થઈ જાય છે? બે વર્ષ પછી રુદ્રનાથ જાગીરદારની જીવનલીલા પૂર્ણ થઈ. તેમની મહત્વાકાંક્ષા તેમના મનમાં ને મનમાંજ રહી ગઈ!

## પ્રકરણ ૯ મું.

### સંદેહનો સંચાર.

ઘણાં ખરાં માણસોની એવીજ માન્યતા હોય છે કે, શુભ સમાચાર ઘણી ખરી વખતે અસત્ય લોકવાયકા થાય છે; કિન્તુ અશુભ સમાચાર, વિશેષતઃ મૃત્યુ સમાચાર કદાપિ મિથ્યા થતા નથી. જ્યારે ચપળાએ હરિદાસજી ભગતના મુખે પ્રિયકાન્તનું પ્લેગથી મૃત્યુ થયાના હૃદયવિદારક વર્ત્તમાન, અનંગમોહિની પાસે જઈ, તેને સંભળાવ્યા ત્યારે રામપુર ગામનાં સઘળાં ન્હાનાં મ્હોટાં મનુષ્યો સ્તંભિત અને દુઃખિત થયાં, કિન્તુ કોઈના અંતરમાં કશો સંદેહ ઉત્પન્ન થયો નહિ. કોઈએ કશી તપાસ કરી નહિ. રુદ્રનાથ જાગીરદારના જે નોકરો મુંબાઈના મકાનમાં રહેતા હતા તેઓમાંના કોઈ રામપુરમાં આવતા નહોતા. એ નોકરો ગોપાળદાસના પત્રનું રહસ્ય સમજી શકે નહિ, અને પત્ર પ્રાપ્ત થયા પછી તરતજ પ્રિયકાન્ત કોઈ સ્થળે ચાલ્યો જાય એવી વ્યવસ્થા હરિદાસજી ભગતે પ્રથમથીજ કરી હતી; તેથી પ્રિયકાન્તના મૃત્યુ સંબંધી કોઈને બિલકુલ સંદેહ ઉપજ્યો નહિ. દુર્લભરાયે લખેલા બનાવટી પત્રનું રહસ્ય પણ કોઈના જાણવામાં આવ્યું નહિ.

પાઠકોના સ્મરણમાંજ હશેકે, રુદ્રનાથના મૃત્યુ પછી ત્રણ વર્ષના અંતરે હરિદાસજીએ આ અસત્ય, કમકમાટી ઉપજાવે એવા ભયંકર અસત્ય વર્ત્તમાન પોતાની સ્વાર્થસિદ્ધિને માટેજ લોકસમાજમાં ફેલાવ્યા હતા. ત્યાર પશ્ચાત્ બીજાં પણ ત્રણ વર્ષ પસાર થઈ ગયાં; કિન્તુ આટલા દિવસ સુધીમાં કોઈના અંતરમાં એવો વિચાર સુદ્ધાં ઉપજ્યો નહિ કે, પ્રિયકાન્તના અકાળ મૃત્યુ સમાચાર સત્ય નથી. બીજાની વાત તો શી કરીએ; કિન્તુ અનંગમોહિનીના અંતરમાં પણ આવો સંદેહ બિલકુલ ઉત્પન્ન થયોજ નહિ. તેનો તરુણ, સૂર્યના જેવી કાન્તવાળો કાન્ત

એકાએક આવી રીતે તેને અપાર દુઃખ સાગરમાં ડૂબાવીને યથાર્થ રીતે સ્વર્ગવાસી થયો છે એમજ તેને લાગતું હતું.

આ ત્રણ વર્ષ અનંગમોહિનીએ કઠોર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવામાં અને સ્વર્ગીય સ્વામીદેવતાનું ધ્યાન ધરવામાં પસાર કર્યાં. તેના અંતરમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે, પોતાના મૃત્યુ પશ્ચાત્ સ્વર્ગમાં પુનઃ પોતાના પતિ સાથે પોતાનું ચિરકાળને માટે મિલન થશે. દરરોજ પ્રભાતકાળે શય્યાત્યાગ કરી, પુષ્પચંદનથી તે વિષ્ણુપૂજા કરતી હતી, અને બન્ને હાથ જોડીને પ્રાર્થના કરતી કે, સત્વર તેના આ માયાવી જીવનનો અંત આવે. ચપળા તેના ઓરડામાં વિષ્ણુપૂજાને માટે પુષ્પો અને ચંદન મૂકી જતી હતી. પાછી તે કદાચ વિરક્ત થઈ જાય એવા ભયથી ખાસ પ્રયોજન ન હોય તો ચપળા તેની સાથે વિશેષ વાતચિત કરતી નહિ. માત્ર રજનીકાન્તની સાથે તે ઘણી વાતચિત કરતી હતી. જ્યાં સુધી રજની તેની પાસે રહેતો હતો ત્યાં સુધી તે તેની સાથે વાતચિત કરતી હતી, તેને વિવિધ પ્રકારનો સદુપદેશ આપતી હતી, તેનું અશ્રુજળ સ્વચ્છ કરી, ઘણાજ પ્રેમથી તેને ખોળામાં બેસાડી રાખતી હતી. આવી રીતે ત્રણ વર્ષ વીતી ગયાં. એક દિવસે ચપળાએ અનંગમોહિની પાસે આવીને કહ્યું:–" નિર્મળાનાં માવાજી તમને મળવાને માટે આવ્યાં છે. તેમને તમારી પાસે લઈ આવું કે ?"

અનંગમોહિનીએ ઉત્તર આપ્યો:—" લઈ આવ. "

નિર્મળાની માતા અથવા વિનયચંદ્રની સહધર્મિણી વસુમતી વસ્ત્રાંચલથી ચક્ષુમાંનું અશ્રુજળ સ્વચ્છ કરતી કરતી અનંગમોહિની પાસે આવીને બેઠી. વસુમતીએ થોડા સમય સુધી શાન્ત રહી, એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" બ્હેન ! વિધાતાએ તમારા ભાગ્યમાં આવું ભયંકર દુઃખ લખેલું હશે એવું સ્વપ્નમાં પણ હું જાણતી નહોતી. તમારું શુષ્ક મલિન મુખ જોતાં હૃદય ફાટી જાય છે. આ ત્રણ વર્ષમાં હું તમારી પાસે આવવાનું સાહસ કરી શકી નથી. મ્હારા સ્વામી મ્હને ઘણી વખતે કહેતા હતા કે, 'તું એક વખત વધૂમાતા પાસે જઈ, તેમને આશ્વાસન આપી આવ.' પરંતુ પુરુષો સ્ત્રીજાતિના અંતઃકરણને કેવી રીતે ઓળખી શકે ? આવા દુઃખમાં સાંત્વનનો સહજ પણ ઉપયોગ થતો જ નથી. છતાં આટલા દિવસ પછી હવે એટલું કહી શકું છું કે, નિષ્ઠુર યમના અંતરમાં જેમ હતું તેમ તો થયું છે; પરંતુ આવી રીતે હવે કેટલા દિવસો પસાર કરશો ? અરેરે ! તમારા સંસારનું સ્વ-

ગીય સુખ અલ્પકાળમાંજ અદૃશ્ય થઈ ગયું; છતાં સુખે દુઃખે જીવન પૂર્ણ કર્યા સિવાય કાંઈ ચાલે તેમ છે ?"

વસુમતીનાં વચનો સાંભળી અનંગમોહિનીએ કહ્યું:-"બ્હેન! તમે આમ કેમ કહોછો ? હવે હું કોણ છું ? હું જેમની છાયા છું તેઓ તો મ્હારો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. છાયાના ચાલ્યા ગયા પછી કાયાનો શો ઉપયોગ ? છતાં હજી સુધી હું એમને માટેજ જીવતી રહી છું. તેમણે એક વખતે મ્હને એમ કહ્યું હતું કે, ' આપણા બન્નેમાંથી જો એકજણ પ્રથમ આ સંસારનો ત્યાગ કરશે તો પણ આપણું બન્નેનું સ્વર્ગમાં પુનર્મિલન થશેજ. ' માત્ર એજ આશાથી અદ્યાપિ હું દેહ ધારણ કરી રહી છું. એમની એ દેવવાણી મિથ્યા થનાર નથી. આ દેહનો અંત થયા પછી હું પુનઃ તેમને મેળવી શકીશ. જો કે ચર્મચક્ષુથી હું તેમને જોઈ શકતી નથી; પરંતુ માનસચક્ષુથી તો રાત્રિ દિવસ તેમનું દર્શન કરી શકું છું; તેથીજ એકાગ્રચિત્તે ઇશ્વિરને એવી પ્રાર્થના કરું છું કે, તેઓ આ જીવનનો અંત સત્વર લાવે. બ્હેન ! આશીર્વાદ આપો કે, મ્હારા અંતરની માત્ર આટલી કામના સફળ થાય. "

" કિન્તુ પીટયો સંસાર તો એ સમજતો નથી ! "

" જેમને માટે સંસાર છે તેઓ હવે આ જગતમાં નથી; તેથા હવે સંસાર સાથે મ્હારે શો સંબંધ છે ? આ જીવનનું મ્હારું સંસાર-બંધન તો હવે છિન્ન થઈ ગયું છે. વારું, હવે તમારે શું કહેવું છે ? જો કાંઈ કહેવું હોય તે બેલાશક કહો ? " અનંગમોહિનીએ સજળનયને કહ્યું.

" તમારા આવા ભીષણ સંકટના સમયે હું મ્હારા દુઃખની વાર્તા કેવી રીતે કહું ? હવે મ્હારો કોઈ ઉપાય નથી, તેથીજ આટલા દિવસ પછી શરમ સંકોચનો ત્યાગ કરી તમારી પાસે આવી છું. તમે મ્હારા અપરાધની મ્હને ઉદાર અંતઃકરણથી ક્ષમા આપજો. મ્હારા સંકટની હકીકત હું તમને સંક્ષિપ્તમાં નિવેદન કરું છું. " વસુમતીએ નમ્રતાથી કહ્યું.

" સંસારની કોઈપણ વાત મ્હને કહેવી એ માત્ર અરણ્યરુદન સમાન છે, તો પણ કોણ જાણે કે શાથી, તમારા સંકટની હકીકત સાંભળવાની મ્હને ઇચ્છા થાય છે. " અનંગમોહિનીએ સહજ ઉત્સુકતા દર્શાવી.

" એ આજકાલ કરતાં લગભગ આઠ વર્ષ ઉપરની વાર્ત્તા છે. એ સમયે તમારો વિવાહ થયો હતો. મ્હારી નિર્મળા ત્યારે પાંચ વર્ષની કિશોરી કન્યા હતી. ત્યારે તમારા પરોપકારી શ્વસુર મહાશય હયાત હતા. તમે સાંભળ્યુંજ હશે કે, તેમણે મ્હારી નિર્મળા સાથે તમારા દિયર રજનીકાન્તનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેજ પ્રમાણે મ્હારા સ્વામીએ પણ રજનીકાન્ત સિવાય બીજા કોઈ બાળકની સાથે મ્હારી નિર્મળાનો વિવાહ નહિ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો; આમ હોવા છતાં મ્હારી પુત્રીનો દુર્દૈવે તમારા શ્વસુર મહાશય સ્વર્ગવાસી થઈ ગયા. જો તેઓ બીજાં બે ત્રણ વર્ષ જીવતા રહ્યા હોત તો તેમની હાજરીમાંજ આ શુભકાર્ય સંપન્ન થઈ ગયું હોત. ત્યાર પછી થોડા કાળને અંતરેજ મેઘના અસ્તિત્વ સિવાય વજ્રઘાત થયો, અને તમારા શિરપર દારુણ દુઃખ આવી પડયું ! આમ હોવાથીજ અત્યાર સુધી આ બાબત સંબંધી હું તમને કાંઈ કહી શકી નથી; કિન્તુ હવે મ્હારી નિર્મળાને કુમારિકા રાખી શકાય તેમ નથી. તે હવે તેર વર્ષની ઉમ્મરની થઈ છે. વળી આજકાલ અમારી સ્થિતિ કેવી છે એ તમે સારી રીતે જાણો છો. નજીવી જમીનની આવકમાંથી મહામુશિબતે અમે અમારું સંસારખરચ નિભાવીએ છીએ. તમારા શ્વસુર મહાશયે દયા ભાવ દર્શાવી મ્હારા સ્વામીને પોતાના મુખ્ય નોકર કર્યા હતા; પરંતુ તેમનો સ્વર્ગવાસ થયા પછી જ્યારે હરિદાસજી ભગત સર્વ પ્રકારના કર્ત્તા હર્ત્તા અને વિધાતા થયા ત્યારે તેમણે મ્હારા પતિને નોકરી ઉપરથી કાઢી મૂકયા. જાગીરદાર મહાશય પોતાના મૃત્યુપત્રમાંજ એવું લખી ગયા હતા. બ્હેન! તેથીજ હું મ્હારી નિર્મળાને માટે મહાન્ સંકટમાં પડી છું. " વસુમતીએ સંક્ષિપ્તમાં પોતાના આગમનનું કારણ પ્રદર્શિત કર્યું.

" મ્હારા શ્વસુર મહોદયે રજનીકાન્તની સાથે નિર્મળાનો વિવાહ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો એ વાર્ત્તા કોનાથી અવિદિત છે ? દેશવિદેશમાં એ વાર્ત્તા પ્રચારિત થઈ છે. નિર્મળાને માટે મ્હારા શ્વસુરે પોતાની હયાતીમાંજ ઘણા મૂલ્યવાન્ અલંકારો પ્રસ્તુત કરાવ્યા હતા. વળી વસુમતી બ્હેન ! આ વિશ્વમાં નિર્મળાના રૂપસૌન્દર્યની તુલના થઈ શકે તેમ નથી. અમારી સર્વેની પણ આ શુભકાર્ય સત્વર સંપન્ન થઈ જાય એવી મહત્વાકાંક્ષા હતી. મ્હારાં સાસુજી તો નિર્મળાને, સ્નેહવશ થઈને ' વહુબેટા ' કહીને બોલાવતાં હતાં, અને હું પણ મશ્કરીમાં રજનીકાન્તના વસ્ત્રસાથે નિર્મળાના વસ્ત્રનો છેડો બાંધી દેતીહતી. હવે તમારા

પતિ, હરિદાસજી ભગતને આ વિવાહકાર્ય કરી નાખવાનું કેમ કહેતા નથી ? " અનંગમોહિનીએ કહ્યું.

" તેમણે હરિદાસજી ભગતને અનેક વખતે આ વાત કહી છે. આજસુધી તેઓ મ્હારા પતિને આશા આપીને એમ કહેતા હતા કે, ' તમે કહોછો તેમજ થશે, એ માટે ચિંતા કરવાનું પ્રયોજન નથી. ' પરંતુ એ દિવસ ઉપર તેમણે પાછી હરિદાસજી પાસે વિવાહની વાત કાઢી હતી. એ સમયે તેમણે એવો ઉત્તર આપ્યો કે, ' તમે આવી અસંભવિત આશા કેમ રાખો છો ? વામન થઈ ચંદ્રને પકડવાનો પ્રયત્ન તમે શા માટે કરો છો ? તમારી પુત્રી સાથે રજનીકાન્તનો વિવાહ થઈ શકે તેમ નથી. ' મ્હારા પતિ નિરાશ બની જઇને પાછા આવ્યા અને તેમણે સજળ નયને મ્હને સઘળી હકીકત કહી સંભળાવી. હવે કહો જોઇએ બ્હેન ! કે તમારા સિવાય આ ગંભીર સંકટની વાત હું કોને કહું ? "

એકાએક અનંગમોહિનાનું મુખમંડળ રાતું ચોળ બની ગયું. થોડા સમય સુધી શાન્ત રહી, ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—" શું કરું બ્હેન ? આજે હું કશા હિસાબમાં નથી. જો આજે કદાચ મ્હારા પતિદેવ જીવતા હોત અને તેઓ દૂર દેશાવરમાં રહેતા હોત—તેમનું દર્શન થવાની બિલ્કુલ આશા પણ નહોત તો પણ હું હરિદાસજી ભગતના ગર્વનું અવશ્ય ખંડન કરત–તેમનું અભિમાન માટીમાં મેળવી દેત; કિન્તુ બ્હેન ! પતિ દેવના સ્વર્ગવાસી થયા પછી હું અનાથિની થઈ ગઈ છું–મ્હારો અધિકાર જતો રહ્યો છે. "

ઘણા દિવસ પછી પાછી આજે અનંગમોહિનીનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. વસુમતીએ પોતાના વસ્ત્રના પાલવથી તેનું અશ્રુજળ સાફ કરતાં કરતાં કહ્યું:—" બ્હેન ! અધિકાર નથી એમ કેમ બોલો છો ? હજી પણ સર્વના ઉપર તમારો સંપૂર્ણ અધિકાર છે. "

" અધિકાર હોય તો પણ એ અધિકાર ભોગવવાની હવે મ્હારામાં શક્તિ નથી; તેથીજ બ્હેન ! હું તમારા પતિને હરિદાસજી ભગત પાસે મોકલવા માટે તમને કહું છું. હું પણ કોઇને મોકલી આ હકીકત હરિદાસજીને કહેવડાવીશ. તે ઉપરાંત મ્હારાથી બીજું કાંઈ બની શકશે નહિ. આ સંસારનાં અન્ય સકળ કાર્યોની માફક તમારા આ કાર્યને પણ ભૂલી જવાનો હું પ્રયત્ન કરીશ. જો જો, મ્હારા રજનીને માટે પુનઃ મ્હારે સંસારમાં લિપ્ત ન થવું પડે ! "

" એમજ થશે. તમે અત્યાર સુધી ધૈર્ય ધારણ કરીને મ્હારી દુઃખકથા સાંભળી છે એજ તમારો હું મ્હારા ઉપર મહદુપકાર થયો સમજું છું; પરંતુ બીજી એક વાત તમને કહેવાનો હું ઘણા દિવસથી વિચાર કરું છું. જો તમે મ્હને અભય આપો તો એ વાત હું તમને કહું ?" વસુમતીએ કહ્યું.

" શી વાત, કહો જોઇએ વારું ?" અનંગમોહિની સહજ અધીરતાથી પૂછ્યું.

" હું ધારૂં છું કે, આજ સુધીમાં હરિદાસજી ભગતની ભયંકરતાની તમે થોડી ઘણી પણ કલ્પના કરી શકયાં હશો. પ્રિયકાન્તભાઇનું મૃત્યુ થયું છે એ સમાચાર તેમણેજ સર્વત્ર જાહિર કર્યા હતા. એ વાર્ત્તા સત્ય હતી કે મિથ્યા તેની તમે તપાસ કરી હતી કે ?"

એકાએક અનંગમોહિની ચમકી ઉઠી. તેણે કહ્યું:—" આજ સુધી મ્હારા અંતરમાં આવો વિચાર પણ ઉપજ્યો નહોતો; કિન્તુ હરિદાસજી ભગત એવા ભીષણ મિથ્યા વર્ત્તમાન જાહિર કરે એ મ્હને સંભવિત લાગતું નથી!"

આમ કહી અનંગમોહિની વસુમતીની છેક પાસે બેસીને પાછી કહેવા લાગી;—" ના ના, આ સંદેહ સર્વથા ભ્રમમૂલક છે. જો મ્હારા પતિદેવ જીવતા હોત તો તેઓ આ ત્રણ વર્ષ સુધી મ્હને ભૂલી જઈ વિદેશમાં રહી શકત કે ? શું તેઓ એટલા બધા નિષ્ઠુર હતા ? મ્હેં તેમની પાસે એવો તે શો અપરાધ કર્યો હતો ? ના ના, આવી વાતને અંતરમાં વિચારવી પણ જોઈએ નહિ."

" તમને વૃથા આશ્વાસન આપવાની મ્હારી ઇચ્છા નથી. તમારા કરતાં હું દશ વર્ષે મ્હોટી છું. બ્હેન ! હું સત્યજ કહું છું કે, તમારા પતિદેવ કોઈ એવી પ્રપંચજાળમાં-એવા દુર્ભેદ્ય કુટિલ ચક્રમાં ફસાઈ પડયા હોવા જોઇએ કે જેથી તેઓ તમારી પાસે આવી શકવાને સર્વથા અસમર્થ હોય ! એક વખત ચોક્કસ તપાસ કરી જોવામાં શી હરકત છે ?" વસુમતીએ પોતાના અંતરનો સંદેહ દર્શાવ્યો.

" પરંતુ આવું ભીષણ કાર્ય હરિદાસજી ભગત શા માટે કરે ? અને આવું સાહસ પણ તેમનાથી થઈ શકે ખરું કે ?"

" જો સાહસ ન હોય તો તેઓ તમારા પતિદેવતાની વિષય-સંપત્તિનો ઉપભોગ કેવી રીતે ભોગવી શકે ?"

એકાએક સરિતાતટ ઉપર પોતાના પતિની સાથે થયેલી વાતચિત અનંગમોહિનીને યાદ આવી. આટલા દિવસ–પછી ત્રણ વર્ષ પછી તેના અંતરમાં એવો સંદેહ ઉપજ્યો કે, કદાચ પ્રિયકાન્ત અદ્યાપિ જીવતો પણ હોય !

---

## પ્રકરણ ૧૦ મું.

### વિવાહની ચિંતા.

વસુમતીએ પોતાને ઘેર જઇને અનંગમોહિનીની સઘળી હકીકત પોતાના પતિને કહી. બીજે દિવસે પ્રભાતકાળે વિનયચંદ્ર પુનઃ હરિદાસજી ભગત પાસે ગયો. તેણે જઇને જોયું કે, હરિદાસજી પોતાના યોગગૃહમાં હાથમાં તુળસીની માળા લઇને શ્રીહરિના નામનો ઉચ્ચાર કરતા ફરતા હતા.

વિનયચંદ્રને જોતાંજ હરિદાસજીએ કહ્યું:–" આવો આવો વિનયચંદ્ર ! આજે આપને લીધેજ મ્હારી યોગ સાધનાનો ઘણો વ્યાઘાત થયો છે; કિન્તુ શું કરું ? સંસારમાં રહેવાથી યોગાભ્યાસમાં આવાં આવાં વિઘ્નો નિરુપાયે વેઠવાંજ પડે છે. હે કૃષ્ણ । હે હરિ ! જેવી તમારી ઇચ્છા ! તે દિવસે આપની સાથે હસતાં હસતાં મ્હેં આપની કન્યા સંબંધી જે વાતચિત કરી હતી તેથી આપને માઠું લાગ્યું હોય એમ મ્હને જણાયું છે. આપનાં ગૃહિણીએ મ્હોટાં બ્હેન પાસે જઈ ઘણી હકીકત કહી છે. મ્હોટાં બ્હેને પણ મ્હારા ઉપર અતિશય અસંતુષ્ટ થઈ આ વિવાહ સત્વર થઈ જાય તેમ કરવા મ્હને જણાવ્યું છે. મ્હને લાગે છે કે, આપ પણ મ્હારા ઉપર અસંતુષ્ટ થયા છો ! "

" મ્હારા જેવો સાધારણ માણસ આપના ઉપર અસંતુષ્ટ થાય તો તેથી તેને પોતાનેજ નુકસાન થાય; કિન્તુ આપ સારી રીતે જાણો છો કે, મ્હારી પુત્રી હવે ઉમ્મર લાયક થઈ છે. હવે કોઈ પણ રીતે તેનો વિવાહ થવોજ જોઇએ. એથી હું મ્હોટી ચિંતામાં પડયો છું. વળી સ્વર્ગસ્થ જાગીરદાર મહાશયે મ્હારી પુત્રી સાથે રજનીકાન્તનો વિવાહ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો એ વાર્ત્તા તો આપ પણ સારી રીતે જાણો છો. " વિનયચંદ્રે નમ્રતાથી કહ્યું.

" આપ જે કહો છો એ સઘળું સત્ય છે. આપની પુત્રીની સાથે

સ્વર્ગીય જાગીરદાર મહાશયના કનિષ્ઠ પુત્રનો વિવાહ થાય એ તો મહા સુખનો વિષયજ કહેવાય; છતાં મૂળ વાત આપ જાણો છો ? હમણાં રુદ્રનાથ મહાશય હયાત નથી. તેઓ મ્હારા જેવા સંસારવિરાગી, ઇશ્વરના એકનિષ્ઠ ભક્ત ઉપર પોતાનો સઘળો કાર્યભાર મૂકી સ્વર્ગવાસી થયા છે. આવી સ્થિતિમાં સર્વે પ્રકારનો પૂરતો વિચાર કરીનેજ મ્હારે સકળ કાર્યો કરવાનાં છે. હું સ્વર્ગસ્થ જાગીરદાર મહાશયની સંપત્તિનો ક્ષુદ્રબુદ્ધિ સ્ત્રીઓના કહેવાથી દુરુપયોગ કરું છું એવો કોઇના પણ અંતરમાં સંશય ન ઉપજે એવી મ્હારી આંતરિક ઇચ્છા છે. વળી આજકાલ કન્યાનો વિવાહ કરતાં કેટલી બધી અડચણ ઉઠાવવી પડે છે એ આપ સારી રીતે સમજો છો. " હરિદાસજીએ વિસ્તારથી ગંભીર વિવેચન કર્યું.

વિનયચંદ્રે સહજ ચિંતામગ્ન બની જઇને કહ્યું:-" કન્યાનો વિવાહ સારા સ્થળે કરતાં આજકાલ ઘણું ખરચ થાય છે એ હું જાણું છું. "

હરિદાસજીએ પૂર્વવત્ સ્વરે કહ્યું:-" હું પણ એજ કહેવાને ઇચ્છું છું. આપ જાણોજ છો કે, વિવાહ થઇ જશે એટલે જાગીરદાર મહાશયની સઘળી સંપત્તિ આપની કન્યાની થશે. હું તો મ્હારું કર્તવ્ય બજાવવાના હેતુથીજ આ માયાબંધનમાં બંધાઇ રહ્યો છું. હે કૃષ્ણ! હે નારાયણ ! હું કેવો નિષ્કામ છું એ આપ સારી રીતે જાણો છો. વિનયચંદ્ર ! હાલ તરત તમારી પાસે રોકડ રકમ કેટલી છે ? "

" કારભારી મહાશય ! મ્હારી સ્થિતિ કાંઇ આપનાથી અજાણી નથી. " વિનયચંદ્રે મલિન મુખે કહ્યું.

" એ તો હું જાણું છું. આપની સંપત્તિમાં હવે માત્ર થોડી જમીન અને મકાન સિવાય બીજું કાંઇ નથી; પરંતુ કોઇપણ રીતે તમારે હમણાં ત્રણ ચાર હજાર રૂપિયાની વ્યવસ્થા કરવી જોઇએ. આ વાતનો પ્રથમ વિચાર કરી જુઓ અને પછી આપનો નિર્ણય મ્હને જણાવજો. આ સંબંધી શું કરવું તેનો હું પણ વિચાર કરીશ. લ્યો, હવે મ્હારે યોગાભ્યાસ કરવા, બેસવું છે. હે કૃષ્ણ ! હે પ્રભુ ! તમેજ એક સત્ય છો ! બીજો બધો ભ્રમ છે ! "

વિનયચંદ્ર ચિંતાતુર વદને ઘેર ગયો અને વિચારવા લાગ્યો:- " હવે શું કરવું ? આઠ દશ હજાર રૂપીયા ક્યાંથી લાવવા ? હું નિર્મળાનો વિવાહ કરતો નથી તેથી ગામના લોકો આપસ આપસમાં મ્હારી નિંદા કરે છે. ત્યારે શું હું બીજા કોઇ સ્થળે મ્હારી નિર્મળાનો

વિવાહ કરું ? અત્યાર સુધી જે આશાબીજનું અંતરમાં પોષણ કર્યું હતું તેનો હું હવે નાશ કરું ?" આવા વિચારોમાં ને વિચારોમાં વિનયચંદ્રે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

વસુમતીએ અધીરતાથી પૂછ્યું:–" સ્વામિન્ ! આજે કારભારીએ આપને શું કહ્યું ?અનંગમોહિનીએ તેમને કાંઈ કહ્યું નથી કે શું ?"

વિનયચંદ્રે નિરાશાસૂચક સ્વરે કહ્યું:–" કારભારીએ પોતેજ મ્હને કહ્યું કે, આ વિવાહકાર્ય સત્વર આટોપી નાખવા અનંગમોહિનીએ તેમને જણાવ્યું છે; કિન્તુ કારભારીએ તો એમ કહ્યું કે, ક્ષુદ્રબુદ્ધિ સ્ત્રીઓના કહેવા પ્રમાણે વર્તવું ઉચિત નથી. વળી ત્રણ ચાર હજાર રૂપિયાની વ્યવસ્થા કર્યા સિવાય વિવાહ થઈ શકે તેમ નથી."

વસુમતીએ રોષાવેશમાં આવી જઇને કહ્યું:–" એ લુચ્ચો કારભારી આ વિવાહ નહિ જ થવા દે એમ મ્હને પ્રથમથી જ લાગતું હતું. હવે વૃથા આશા શા માટે રાખવી જોઇએ ? કારભારીએ કહ્યું છે ને કે, વામન થઇ ચંદ્ર હસ્તગત કરવાની ઇચ્છા રાખો છો એ વાત કાંઈ મિથ્યા નથી. હવે આપ બીજા કોઈ સ્થળે પ્રયત્ન કરો. ઈશ્વરે આપણને જેવાં કંગાલ અને દીન દરિદ્ર બનાવ્યાં છે તેવાજ કોઈ કંગાલ છોકરાને તમે શોધી કાઢો."

વિનયચંદ્રનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું, વસુમતી એક એકાન્ત ઓરડામાં જઈ આંખોમાંથી આંસુની ધારાઓ વર્ષાવવા લાગી.

અત્યાર સુધી નિર્મળા દિવાલની પાછળ ઉભી રહી સાવધાનતાથી માતાપિતાની વાતચિત સાંભળી રહી હતી. વસુમતીના ત્યાંથી ચાલ્યા ગયા પછી તેણે પિતા પાસે આવીને, બન્ને હાથથી પિતાના ગળાને વળગી પડીને સજળનયને કહ્યું:–" પિતાજી ! આજે આપની આંખોમાં અશ્રુજળનું દર્શન કેમ થાય છે ? શાની ચિંતાથી આપનો જીવ દુભાય છે ? આપ મ્હને કાંઇ કહેતા કેમ નથી ?"

વિનયચંદ્રે પ્રાણાધિકા પુત્રીના મસ્તકપર ચુંબન કરીને કહ્યું:– " ના ના–નિર્મળા ! હું કશી ચિંતા કરતો નથી."

" જ્યારે ચિંતા નથી કરતા ત્યારે આંખોમાં અશ્રુજળ કેમ ભરાઇ આવ્યું છે ? આપ મ્હને કાંઇ કહેતા નથી; કિન્તુ હું સઘળું જાણું છું ! મ્હારે લીધેજ આપ આટલા બધા દુઃખમગ્ન અને ચિંતાતુર રહો છો; પરંતુ ચિંતા કરવાનું પ્રયોજન નથી. હું કુમારિકા રહીશ તો

તેથી શું નુકસાન છે ? લોકનિંદાના ભયને અંતરમાં શા માટે સ્થાન આપવું જોઇએ ? ”

વિનયચંદ્રે સજળ નયને સ્નેહમયી પુત્રીને સ્નેહાલિંગન કર્યું. પોતાના બાલ્યકાળની એક વાત વિનયચંદ્રને યાદ આવી. એક દિવસે તેના સ્વર્ગીય પિતાની પાસે એક ગરીબ બ્રાહ્મણ કન્યાઋણમાંથી ઉદ્ધાર પામવાને માટે આવ્યો હતો તેના પિતાએ એ ગરીબ બ્રાહ્મણને કન્યાઋણમાંથી મુક્ત થવાને માટે પાંચસો રૂપિયા આપ્યા હતા, ત્યારે આજે તે પોતે જ માત્ર ત્રણચાર હજાર રૂપિયાને લીધે પોતાના ઇચ્છિત પાત્રની સાથે પુત્રીનો વિવાહ કરી શકતો નહોતો ! વિનયચંદ્રનાં નેત્રોમાં પુનઃ જળ ભરાઈ આવ્યું.

નિર્મળાએ પુનઃ કહ્યું:–“ પિતાજી ! હું આપને એક વાર્તા કહેવાને ઇચ્છું છું તે આપ સાંભળશો ? મ્હેં એક દિવસે એક પુસ્તકમાં એવું વાંચ્યું હતું કે, રજપૂતાનાનો એક રાજા તેની પુત્રીના વિવાહને માટે મહાન્ સંકટમાં સપડાયો હતો. એ કન્યાનું નામ કૃષ્ણા હતું. લોકોએ એ રાજાને એવી સલાહ આપી કે, કૃષ્ણાને વિષ ખવડાવી મારી નાખવીજ ઉચિત છે. કૃષ્ણાને વિષ ખવડાવવાને માટે વિષ મંગાવવામાં આવ્યું. પછી કૃષ્ણા પોતાના હાથેજ વિષ ખાઇને મરી ગઈ, અને તેણે પોતાના પિતાની સઘળી ચિંતા દૂર કરી; તેથી પિતા ! મ્હારે માટે તમે આટલી બધી ચિંતા કેમ કરો છો ? હું પણ એ કૃષ્ણાની માફક વિષ ખાઇને સહેલાઇથી મરી શકીશ. એટલે પછી આપને બિલ્કુલ ચિંતા રહેશે નહિ. ”

વિનયચંદ્રે કહ્યું:–“ એ રાજા વનજંગલનાં પશુઓથી પણ અધમ હોવો જોઇએ ! ”

એકાએક વિનયચંદ્રનું મુખમંડળ પ્રફુલ્લ બની ગયું. તેને એમ લાગ્યું કે, માત્ર ત્રણ ચાર હજાર રૂપિયાને માટે તે વિના કારણ અસ્થિર બની ગયો છે. શું તે પોતાની બાકી રહેલી જમીન અને વિશાળ મકાન ગીરો મૂકે તો પણ તેને ત્રણ ચાર હજાર રૂપિયા ન મળી શકે કે ? જો કે, આ ગામડામાં એ સંપત્તિનો ખરીદનાર મળવો મુસ્કેલ હતો; પરંતુ હરિદાસજી ભગત ઇચ્છે તો આ વિષયસંપત્તિ ઉપર ગમે તે સ્થળેથી ત્રણ ચાર હજાર રૂપિયા અપાવી શકે તેમ હતા. અત્યાર સુધી આ વાત પોતાના સ્મરણમાં આવી નહિ એ માટે વિનયચંદ્રને

થોડું આશ્ચર્ય ઉપજ્યું. તે તરતજ ઉઠીને હરિદાસજી ભગતને મળવા માટે ચાલ્યો ગયો.

નિર્મળાએ મૃદુસ્વરે પૂછ્યું:-" પિતાજી ! ક્યાં જાઓ છો ?"

" હું થોડા સમયમાં જ પાછો આવું છું. ત્યાં સુધીમાં તમે જમી પરવારી લેજો. હું પછી જમી લઇશ."

નિર્મળાએ કહ્યું:-" પરંતુ આપ નહિ જમો ત્યાં સુધી મ્હારી માતા નહિ જમે એ આપ નથી જાણતા કે ? વળી આજે જ્યાં સુધી આપ નહિ જમો ત્યાં સુધી હું પણ જમીશ નહિ."

" મ્હને વિશેષ વખત નહિ લાગે." કહીને વિનયચંદ્ર ઉતાવળે પગલે ત્યાંથી ચાલ્યો ગયો.

યોગિવર હરિદાસજી ભગત ભોજનાદિથી નિવૃત્ત થઇ, પોતાની યોગસાધનાના એકાન્ત ઓરડામાં પડેલા એક પલંગમાં બિછાવેલી, દૂધના જેવી સફેદ અને રેશમના જેવી સુંવાળી શય્યામાં સૂઈ રહી, ધૂમ્રપાન કરતા કરતા નિદ્રાદેવીના આગમનની રાહ જોઇ રહ્યા હતા. એવામાં એક નોકરે એ એકાન્ત ઓરડાના દ્વાર પાસે આવી ભય-વિહ્વળ સ્વરે કહ્યું:-" મહારાજ ! આ ગુલામના ગુન્હાની ક્ષમા આપજો. વિનયચંદ્ર આવ્યા છે, અને તેઓ આપને મળવાને ઇચ્છે છે. મ્હેં તેમને ભાર દઇને કહ્યું કે, ' કારભારી મહાશય હમણાં યોગનિદ્રામાં નિમગ્ન થયેલા છે. હમણાં કોઇને પણ મળવાનો તેમને અવકાશ નથી.' પરંતુ તેઓ અમારું કહેવું સાંભળતાજ નથી. તેઓ એમ કહે છે કે, ' મ્હારે કારભારી મહાશયને ઘણીજ જરૂરી વાત કહેવાની છે. જો આજ્ઞા આપો તો, તેમને ધક્કા મારી હાંકી કાઢીએ-"

હરિદાસજીએ પલંગમાં બેઠા થઈ હરિનામોચ્ચાર કર્યા પછી કહ્યું:-" તેમને બ્હારના બેઠકખાનામાં બેસવાનું કહે-હું હમણાંજ આવુંછું."

થોડા સમય પછી બ્હાર જઇ હરિદાસજીએ કહ્યું:—" વિનયચંદ્રભાઈ ! કેમ, મ્હને શી વાત કહેવાને આવ્યા છો ? વળી તમે અહિં ઉભા કેમ રહ્યા છો ? આસન ઉપર બેસોને."

વિનયચંદ્રે નમ્રતાથી કહ્યું:—" હું માત્ર એકજ વાત આપને કહેવાને આવ્યો છું મ્હારું મકાન અને જમીન ઉપર રૂપિયા અપાવવાની વ્યવસ્થા આપ કૃપાભાવે કરી શકશો કે ? જો એટલી વ્યવસ્થા આપ ઉદારતાથી કરી આપશો તો પછી હું આ શુભવિવાહનું ખરચ સહેલાઇથી નિભાવી શકીશ."

હરિદાસજીએ હસીને કહ્યું:—" એ તો ઘણી ઉત્તમ વાત. મ્હારો પણ એવોજ વિચાર હતો; પરંતુ સાહસ એકઠું કરી એ સંબંધી અત્યાર સુધી હું આપને કાંઇ કહી શક્યો નહોતો. વળી ઘરબાર અને જમીન વેચી દેવાની શી જરૂર છે ? મ્હારી પાસેજ ગીરો મૂકી આપ ત્રણ હજાર રૂપિયા લેશો તોપણ મ્હને કશી અડચણ નથી. એમ કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે, લોકોમાં આપની આબરુ જળવાય, અને આ પ્રકાર કોઈ જાણી શકે નહિ. વળી વિવાહ થઇ ગયા પછી એ બધું આપનુંજ છે ને ? ત્યારે હવે આ શુભકાર્ય કરવામાં વિલંબ કરવાનું બિલકુલ પ્રયોજન નથી. **शुभस्य शीघ्रं.** આપ કાલેજ દુર્લભરાયને મળી લખાણ કરી નાખો અને પછી રજીષ્ટર પણ કરી નાખો, તથા વિવાહનો શુભ દિવસ જોશી પાસે મુહૂર્ત જોવડાવી નક્કી કરો. આપની સદ્‌ગુણવતી અને રૂપવતી કન્યા સાથે સ્વર્ગીય જાગીરદાર મહાશયના પુત્રનો વિવાહ થાય તો તે દૂધમાં સાકર ભળ્યા જેવો આનંદજનક પ્રકાર બન્યો જ કહી શકાય. હે કૃષ્ણ! હે નારાયણ ! તમને ધન્ય છે ! છતાં વિનયચંદ્રભાઇ ! આપને એક વાત કહી રાખવાની આવશ્યકતા છે. આ સઘળી હકીકત હમણાં તમે કોઇને પણ જણાવશો નહિ જો બિબાડીના પેટમાં ખીર ટકતી હોય તોજ સ્ત્રીઓના પેટમાં વાત ટકી રહે છે; તેથી આ સઘળી હકીકત હમણાં તમે તમારાં પત્નીને પણ કહેશો નહિ. વિવાહનું સઘળું ખરચ મ્હેં ઉપાડી લીધું છે એ વાત હમણાં કોઇના પણ જાણવામાં આવવી જોઇએ નહિ. આપ નિશ્ચિંત્ત રહેજો. હું દુર્લભરાયને સમાચાર કહેવડાવું છું કે, કાલે તેઓ આપની સાથે ભરુચ આવે. "

વિનયચંદ્ર પ્રસન્ન વદને ત્યાંથી ચાલ્યો ગયો, અને નિષ્કામ હરિદાસજીએ પોતાની યોગસાધનાના એકાન્ત ઓરડામાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

—:o:—

### ભેદ ભરેલો તાર.

બીજે દિવસે પ્રભાતકાળે કોઇની બૂમ સાંભળી વિનયચંદ્ર જાગી ઉઠયો. તેણે બ્હાર જઇને જોયું તો એક સિપાહી તેના મકાન પાસે ઉભો રહ્યો હતો. એ સિપાહીએ વિનયચંદ્રના હાથમાં એક ટેલિગ્રાફ

આપ્યો. એ ટેલિગ્રાફ ઇંગ્રેજીમાં લખેલો હતો. તેનો અર્થ એવો હતો કે, "સત્વર મ્હારી પાસે આવીને મ્હને મળી જજો. મૃત્યુપત્ર ચોરાયું છે. હું બિમાર છું—બચી શકું એવી આશા નથી." પૂર્ણ તપાસ કરતાં વિનયચંદ્રને માલૂમ પડયું કે આ તાર મુંબાઇમાં રહેતા એક હૅરિસન (Harrison) નામના સાહેબ તરફથી આવ્યો હતો. આ તારની હકીકત વાંચી વિનયચંદ્ર કાંઈ સમજી શક્યો નહિ. હૅરિસન સાહેબ કોણ હશે? પોતાના નામ ઉપર આવા સમાચાર કેમ આવ્યા હશે? મૃત્યુપત્ર ચોરાયું છે? એ કોનું મૃત્યુપત્ર હશે? આવા આવા અનેકવિધ વિચારો વિનયચંદ્રના અંતરમાં ઉપજ્યા. થોડા સમય સુધી કાંઇ વિચાર કરી ટેલિગ્રાફ હાથમાં લઇ વિનયચંદ્ર હરિદાસજી ભગત પાસે ગયો, અને તેણે કહ્યું:—"આજે દુર્લભરાયની સાથે ભરુચ ક્યારે જવાનું છે એ વાત પૂછવી ગઈ કાલે હું ભૂલી ગયો હતો. આજે મુંબાઇથી મ્હારા ઉપર એક તાર આવ્યો છે. એ તારનું તારતમ્ય હું સમજી શકતો નથી."

"તાર ક્યાં છે? મ્હને બતાવો જોઇએ?" હરિદાસજીએ અધીરતાથી પૂછ્યું.

વિનયચંદ્રે હરિદાસજીના હાથમાં તાર મૂક્યો. હરિદાસજીએ ધ્રૂજતા હાથે એ તાર વાંચી જોયો. એકાએક તેમનું મુખમંડળ મલિન બની ગયું. થોડા સમય સુધી ચિંતામગ્ન રહી, લલાટ ઉપર હાથ ફેરવીને તેમણે કહ્યું:—"મહાશય! આપના ઉપર આવેલા તારનું રહસ્ય હું કેવી રીતે સમજી શકું? મુંબાઇમાં હૅરિસન નામનો કોઇ સાહેબ છે કે? તમે તેને ઓળખો છો કે?"

"મ્હેં તેનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી." વિનયચંદ્રે અજ્ઞાનતા દર્શાવી.

"ત્યારે તો કાંઇ ભૂલ થયેલી હોવી જોઇએ. આ તાર બીજા કોઇના નામ ઉપર આવેલો હશે, અને ભ્રમવશતઃ કદાચ આપને મળ્યો હશે. વળી આજકાલ કેટલાક મૂર્ખ લોકો ખોટા તાર કરીને પણ લોકોને ફસાવે છે. હાલ તરત આપ આ તાર મ્હારી પાસે મૂકી જાઓ. હું તપાસ કરી જોઇશ કે, આ તાર કોનો છે. હૅરિસન સાહેબ કોણ છે એ જ્યારે આપ જાણતા નથી ત્યારે અવશ્ય કાંઇ ભૂલ થયેલીજ હોવી જોઇએ." ગંભીરતાથી હરિદાસજીએ કહ્યું.

"મ્હારે તારની જરૂર નથી. આપ બેલાશક તાર આપની પાસે રાખો. વારું, હવે ભરુચ ક્યારે જવાનું છે?" વિનયચંદ્રે પૂછ્યું.

"ગઇ કાલે મ્હેં દુર્લભરાયની પાસે માણુસ મોકલ્યો હતો. એ માણુસે મ્હારી પાસે આવી મ્હને એવી ખબર આપી છે કે, તેઓ કોઇ જરૂરી કામને લીધે મુંબાઇ ગયા છે. તેઓ થોડા દિવસ સુધી ત્યાં રોકાય એવો સંભવ છે. આજે જ હું તેમને પત્ર લખું છું. તેઓ મુંબાઇથી ભરુચ આવશે. તેમના પત્રનો ઉત્તર આવશે એટલે આપણે બન્ને સાથે જ અહિંથી ભરુચ જઇશું. ત્યાં જઇ આપણે ચાર હજાર રૂપિયાનું લખાણુ નક્કી કરી નાખીશું." હરિદાસજીએ ખુલાસો કર્યો.

"ત્યારે એ સમય દરમ્યાન હું મુંબાઇ જઇ આ તાર સંબંધીની તપાસ કરી આવું તો કાંઇ અડચણ છે? મુંબાઇથી હું પણ દુર્લભરાયભાઇની સાથેજ ભરુચ આવીશ." વિનયચંદ્રે કહ્યું.

"ના ના—જો કદાચ મુંબાઇમાં દુર્લભરાય સાથે આપની મુલાકાત ન થાય તો? કન્યાનો વિવાહ કરવાને માટે આપ જ્યારે આટલા બધા ઉદ્વિગ્ન બની ગયા છો ત્યારે આ શુભકાર્ય તરફ દુર્લક્ષ્ય કરી અન્ય કાર્ય તરફ લક્ષ્ય આપવાની આવશ્યકતા નથી. વળી આ તારના સમાચાર માટે આપ આપના અંતરમાં બિલકુલ ચિંતા રાખશો નહિ. આ બીજા કોઇનો જ તાર હોવો જોઇએ એ નિઃસંદેહ છે. હું પોતે એ સંબંધીની ચોક્કસ તપાસ કરી સત્ય હકીકત આપને જણાવીશ. આપ સર્વ રીતે નિશ્ચિંત્ત રહેજો." હરિદાસજીએ નિર્ભય થવા માટે કહ્યું.

વિનયચંદ્ર હરિદાસજીને પ્રણામ કરી વિદાય થયો. તેના ગયા પછી ગોપાળદાસને બોલાવીને હરિદાસજીએ કહ્યું:—"ગોપાળદાસ! તું દુર્લભરાય પાસે જઈ સત્વર તેમને અહિં તેડી લાવ. ઘણુંજ જરૂરી કામ છે?"

ગોપાળદાસ થોડા સમયમાંજ દુર્લભરાયને સાથે લઈ, આવી પહોંચ્યો. દુર્લભરાય આવીને આસન ઉપર બેઠા એટલે હરિદાસજીએ ગોપાળદાસને ઉદ્દેશીને કહ્યું:—"ગોપાળ! હવે સુરાસુંદરીને અહિં લાવ કે જેનો સત્કાર કરી અમે અંતરમાં ઉપજેલી અશાન્તિને દૂર કરીએ!"

ગોપાળદાસ ચાલ્યો ગયો, એટલે હરિદાસજીએ દુર્લભરાયને ઉદ્દેશીને કહ્યું:—"દુર્લભરાયભાઈ! વળી પાછું એક ગંભીર સંકટ આપણા શિર ઉપર આવી ચઢ્યું છે. મુંબાઇના એટર્ની હૅરિસન સાહેબ તરફથી આજે વિનયચંદ્રના ઉપર એક 'અરજન્ટ' તાર આવ્યો છે. તમે એ તાર વાંચી જોશો એટલે સઘળી હકીકત તમને માલૂમ પડશે. અહિં વિશેષ

વાતચિત કરવાની જરૂર નથી. તમે મ્હારા યોગસાધનાના એકાન્ત ઓરડામાં ચાલો. ત્યાં આપણે હવે શું કરવું, અને આવી પડેલા સંકટને કેવી રીતે દૂર કરવું તેનો નિર્ણય કરીશું. તમારે વિના વિલંબે મુંબાઈ જઈ આ સંકટને દૂર કરવું પડશે. શું આપણી આટલી બધી મહેનત આપણે વ્યર્થ થવા દઈશું."

દુર્લભરાયે ઘણા લક્ષ્યપૂર્વક તાર વાંચી જોયો. તાર વાંચતાં જ તે વિસ્મત અને ભયભીત બની ગયો. તે જડ પૂતળાની માફક હરિદાસજીની સાથે તેમના યોગગૃહમાં ગયો. ગોપાળદાસ તેને થયેલી આજ્ઞાનુસાર એક બ્રૅન્ડીની બૉટલ અને સોડા આદિ સાધનો હરિદાસજીના યોગગૃહમાં મૂકી આવ્યો. પાઠકબંધુઓ! એ યોગગૃહમાં હમણાં શું બન્યું તે આપણે આગળ જાણી શકીશું.



# પ્રકરણ ૧૨ મું.

—:o:—

## ભયંકર વિશ્વાસઘાત.

મુકદ્દરમાં હતું તેવું, બન્યું તુંજ હાથથી માલિક,
પરંતુ એ દગો દેતાં, કહે તુંજ હાથ શું આવ્યું ?
—**કલાપી.**

ભરુચમાં પણ સ્વર્ગીય રુદ્રનાથ જાગીરદારનાં બે ત્રણ મકાનો આવેલાં હતાં. એ પૈકીના એક મકાનમાં એક બેઠકખાનામાં બેસી હરિદાસજી અને દુર્લભરાય વાતચિત કરી રહ્યા હતા. કચેરીમાં ચાલતાં કાર્યોને માટે જ્યારે રુદ્રનાથ મહાશયના નોકરો ભરુચ આવતા ત્યારે તેઓ આ જ મકાનમાં ઉતરતા હતા.

હરિદાસજીએ કહ્યું:–"તમારી હકીકત સાંભળી હું સહજ શાન્ત થયો છું. મુંબાઇના એટર્ની હૅરિસન સાહેબનું મૃત્યુ થયું છે એ વાર્ત્તા સત્ય છે ને? વળી તમે હૅરિસન સાહેબના ક્લાર્ક રમણિકલાલ સાથે સઘળી વાતચિત નક્કી કરી આવ્યા છો ને? બન્ને મૃત્યુપત્ર તમારી પાસે છે ને?"

"હા, હું સઘળું નક્કી કરી આવ્યો છું. બન્ને વિલ–મૃત્યુપત્ર હું મ્હારી સાથે લઇ આવ્યો છું. હવે આપણે વિનયચંદ્રને મુંબાઇ લઈ જઇએ એટલે કામ પાર ઉતરી જશે. ચોરીનો માલ તો નક્કી કરી

રાખ્યો છે; છતાં રમણિકલાલને અને પોલિસને બીજી થોડી વધારે રકમ આપવી પડશે." દુર્લભરાયે ઉત્તરમાં કહ્યું.

"એ માટે ચિંતા કરવાનું પ્રયોજન નથી; પરંતુ એવો ચોક્કસ બંદોબસ્ત કરવો કે વિનયચંદ્ર જીવનપર્યંત કેદખાનામાંથી છૂટો ન થઇ શકે. જો ભવિષ્યમાં કદાચ તે રામપુરમાં આવે તો પાછી આપણે મહાન્ ઉપાધિ વેઠવી પડે એ તમે પણ જાણો છો." હરિદાસજીએ પ્રપંચની પરિસીમાનું સૂચન કર્યું.

"એમજ થશે. આપણા ભાવી સુખનો વિચ્છેદ હવે કોઈ પણ કરી શકશે નહિ." દુર્લભરાયે નિર્ભયતા પ્રદર્શિત કરી.

"ત્યારે હવે વિલંબ નહિ કરતાં આ ચારહજાર રૂપિયાનું લખાણ તૈયાર કરી વિનયચંદ્રને આપણે મુંબાઇ લઇ જઇએ. અહિંનો સબ-રજીસ્ટ્રર ઘણો સાધુપુરુષ છે. એને પાંચસો રૂપિયા આપવા પડશે એમ હું ધારતો હતો; પરંતુ એ અઢીસો રૂપિયા લઈ આ કાર્ય કરવાને કબુલ થયો છે. સાવધાન! પેલો મૂર્ખશિરોમણિ આવે છે. તમે તેની સાથે જરૂરી વાતચિત કરો ત્યાં સુધી હું મ્હારી યોગસાધના કરવામાં નિમગ્ન થઉં!"

હરિદાસજી હાથમાં જપમાળા લઈ નેત્રો મીંચી યોગસાધના કરવા લાગ્યા. વિનયચંદ્ર દુર્લભરાય પાસે આવીને ઉભો રહ્યો.

દુર્લભરાયે કહ્યું:—"વિનયચંદ્રભાઇ! સ્નાનપૂજાદિથી નિવૃત્ત થઇને આવ્યા છોને? જો એમજ હોય તો હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી. લખાણ મ્હેં લખાવીને તૈયાર રાખ્યું છે. આપ એક વખત લક્ષ્યપૂર્વક વાંચી જુઓ."

"આપે આપના હાથે જે લખ્યું છે એમાં મ્હારે શું જોવાનું છે? મ્હારી દૃઢ ખાત્રી છે કે, આપ મ્હારા હિતાકાંક્ષી છો."

એકાએક હરિદાસજીની યોગનિદ્રાનો ભંગ થયો. તેમણે કહ્યું:—"વિનયચંદ્રભાઈ! હવે ઢીલ કરવાનું કારણ નથી. અત્રેનું કામકાજ પૂર્ણ કરી આજેજ આપણે ચાલ્યા જઇશું. તમે સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇને જ સવેળા અહિં આવો."

દુર્લભરાયે કહ્યું:—"એ સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઇનેજ આવ્યા છે. મ્હેં પણ સઘળું લખાણ લખી રાખ્યું છે. આપ યોગનિદ્રામાં નિમગ્ન હતા તેથી જ હજી સુધી કાંઇ જાણી શક્યા નથી; છતાં આપ જોઇ લ્યો કે, લખાણમાં કાંઈ અડચણ જેવું તો નથી ને?"

વિનયચંદ્રે દુર્લભરાયનો લખેલો દસ્તાવેજ ઉપર ઉપરથી વાંચી જોયો, એ દસ્તાવેજમાં આવા ભાવાર્થનું લખાણ હતું. " હું, સ્વર્ગસ્થ રુદ્રનાથ જાગીરદારના મુખ્ય કારભારી, અને તેમના પુત્ર રજનીકાન્તના પાળક શ્રીયુત હરિદાસજી ભગત પાસે ખાસ જરૂરી કારણને લીધે ચારહજાર રૂપિયા દેવા લઉં છું. એના બદલામાં મ્હારા વડિલનું રામપુરનું મકાન અને મ્હારી × × × જમીન હું રૂપિયા અદા કરું ત્યાં સુધી હરિદાસજી ભગતના કબજામાં રહેશે. ત્રણ વર્ષમાંજ હું આ રૂપિયા વ્યાજ સાથે અદા કરીશ, અને જો એટલી મુદતમાં હું રૂપિયા અદા ન કરું તો શ્રીયુત હરિદાસજી ભગત મ્હારું મકાન અને જમીન કબજે કરીને પોતાના ચાર હજાર રૂપિયા વ્યાજસહિત વસુલ કરી લેશે. " ઇત્યાદિ.

આમાં કશી હકીકત વિનયચંદ્રને અડચણકર્ત્તા થઈ પડે એવી જણાઈ નહિં. નીચે જે તારીખ લખેલી હતી તેના ઉપર તેની નજર પડી નહિ. ૨૫ જુલાઇ ૧૯૦૩ ને બદલે ૨૫ જુલાઇ ૧૯૦૦ લખેલી હતી તે વિનયચંદ્ર જોઇ શક્યો નહિ.

દુર્લભરાયે વિનયચંદ્રના હાથમાંથી દસ્તાવેજ લઇ, હરિદાસજીના હાથમાં આપતાં કહ્યું:–" આપ પણ જુઓ તો ખરા કે કાંઈ ભૂલ થઈ છે કે નહિ ? "

હરિદાસજીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:–" આપના પોતાના હાથના લખાણમાં ભૂલ થાય એ શું સંભવિત છે કે ? આપ તો જાણો છે કે, વિનયચંદ્રભાઇને હમણાં ચારહજાર રૂપિયાનું ખાસ પ્રયોજન છે. કન્યાના ઋણમાંથી મુક્ત થવાની તેમની મહત્વાકાંક્ષા છે. એટલા માટે જ બીજાં જરૂરી કાર્યો પડતાં મૂકી મ્હારે એમના કલ્યાણાર્થે અહિં આવવું પડ્યું છે. "

" પરંતુ આપને એટલું બધું કષ્ટ વેઠવાનું શું પ્રયોજન હતું ? આપે આપના એક નોકરને મોકલ્યો હોત તો પણ ચાલત. " દુર્લભરાયે કહ્યું.

" અરે એમ તે બને કે ? હું મ્હારા પરમ સુહૃદ વિયયચંદ્રને માટે કષ્ટ વેઠું એ તો મ્હારે માટે સૌભાગ્યની વાત કહેવાય. આ દસ્તાવેજને માત્ર લોકોના સંતોષને માટે જ રજીષ્ટર કરાવવો પડે છે. હવે થોડા જ દિવસમાં સ્વર્ગસ્થ જાગીરદાર મહાશયની સમસ્ત સંપત્તિ વિનયચંદ્રની કન્યાની થશે; એ કરતાં વિશેષ આનંદજનક અને સુખજનક

પ્રકાર બીજો કયો હોઈ શકે ? હે કૃષ્ણ ! જેવી તમારી ઇચ્છા ! છતાં બીજી એક વાત—"

દુર્લભરાય વચ્ચેજ બોલી ઉઠયો:-" ખરું છે. આપે પરોપકાર-વ્રતમાં આત્મસમર્પણ કર્યું છે, તથા આપ ઉદારહૃદય પરમ સાધુ છો તે બીજું કોઈ કદાચ નહિ જાણતું હોય કિન્તુ હું તો સારી રીતે જાણું છું ! આપ જે વાત વિનયચંદ્રને કહેવા ઇચ્છતા હો તે બેલાશક કહો."

હરિદાસજીએ ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:-" હું શી વાત કહેવા ઇચ્છું છું તે તમે જાણો છો કે, દુર્લભરાય ? વિનયચંદ્રભાઇનું આ કાર્ય સત્વર પૂર્ણ કરવાને માટે મ્હારે એકાએક અહિં આવવું પડ્યું છે; તેથી હું તેમને આપવાના રૂપિયા મ્હારી સાથે લાવી શકયો નથી; માટે હું એમ કહેવાને ઇચ્છતો હતો કે, ચારહજાર રૂપિયાની હૅન્ડનોટ લખી આપું તો નહિ ચાલે કે ? મુંબાઈ જતાંની સાથે જ હું બૅન્કમાંથી ચારહજાર રૂપિયા આપીશ. "

દુર્લભરાયે કહ્યું:-" વિનયચંદ્રભાઇ માત્ર ચારહજાર રૂપિયા માટે આપના ઉપર અવિશ્વાસ રાખે એ બનવા જોગ છે કે ? છતાં રૂપિયા-ને માટે સાવધાન રહેવું ઉચિત છે. જો એમની ઇચ્છા હોય તો આપ એમને એક હૅન્ડનોટ લખી આપો. **आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत।**"

" આપ જ્યારે મુંબાઇ જઇનેજ રૂપિયા આપવાના કહો છો ત્યારે માત્ર બે દિવસને માટે હૅન્ડનોટનું શું પ્રયોજન છે ! મ્હારે પણ હૅરિસન સાહેબ અને તેમના તારની તપાસ માટે મુંબાઈ આવવાનું જ છે. " વિનયચંદ્રે વિશ્વાસ દર્શાવ્યો.

હરિદાસજીએ સ્મિત મુખે કહ્યું:-" આપના જેવા સરળ સ્વભા-વના અને વિશ્વાસુ સુહૃદ આમજ કહેશે એમ હું પ્રથમથી જાણતો હતો, ત્યારે હવે દુર્લભરાય ! તમે સત્વર રજીષ્ટર કરી નાખો, અને પછી મુંબાઈ જવાની તૈયારી કરો. "

તેજ દિવસે વિનયચંદ્રના એ દસ્તાવેજને રજીષ્ટર કરાવવામાં આવ્યો. રજીષ્ટર કરાવતી વખતે પણ ઉપરની સનનો ઘોટાળો કિંવા પ્રપંચ વિનયચંદ્રના જાણવામાં આવ્યો નહિ.

તે દિવસે રાત્રે મેઇલ ટ્રેનમાં હરિદાસજી ભગત, દુર્લભરાય અને વિનયચંદ્ર મુંબાઈ તરફ રવાના થયા.

બીજે દિવસે ભરુચના સબજડ્જની કચેરીમાં વિનયચંદ્રના નામ ઉપર હરિદાસજી ભગતની ચારહજાર રૂપિયાની વ્યાજ સાથે ફરિયાદ દાખલ થઈ; કિન્તુ આ ભયંકર પ્રપંચ યા તો વિશ્વાસઘાત વિનયચંદ્રના જાણવામાં આવ્યો નહિ.

## પ્રકરણ ૧૩ મું.

---:o:---

### નિર્દોષ પ્રેમિક પ્રેમિકા.

" ઓ નિર્મળા ! જલદી એક વખત અહિં આવ અને જોઈ જા કે કોણ ત્હારું દર્શન કરવાને આવ્યું છે ! એક વખત નીચે ન આવી જાય તો તને મ્હારા સમ છે ! "

સ્હવારનો સમય હતો. વિનયચંદ્રના મકાનમાં મેડા ઉપરના બેઠકખાનામાં વસુમતી અને નિર્મળા બેઠાં હતાં. નીચે આંગણામાં જુની ચાકરડી પાર્વતી ઉર્ફે ' પાર્વતી માશી ' હાથમાં સાવરણી લઈ પૂંજો કાઢતી હતી. ' પાર્વતી ' સારસ્વત જ્ઞાતિની બ્રાહ્મણી હતી. ઘણા કાળથી એટલે કે વિનયચંદ્રના પિતા હયાત હતા ત્યારથી તે તેમને ઘેર કામકાજ કરતી હતી. તેનાં સગાં વ્હાલાંઓમાં કોઇ, કાળચક્રની પ્રબળતાથી હયાત રહ્યું નહોતું. એ દાસી છે એમ ઘણાં માણસો તો જાણતાં પણ નહોતાં. તેને ચાકરડી કિંવા દાસી કહેવાનું સાહસ કોઇ કરી શકતું નહિ. સર્વે તેને ' પાર્વતી માશી ' કહીનેજ બોલાવતાં હતાં. અજાણ્યાં માણસો તો એમજ વિચારતાં કે, પાર્વતી વસુમતીના કોઈ અંગત સંબંધીના પુત્રી જ હોવી જોઇએ. જો કોઈ તેને ચાકરડી અગર તો દાસી કહેતું તો તે પાર્વતી તેને ધમકાવવામાં પાછી પ્હાની કરતી નહિ.

નિર્મળા તેની પાર્વતી માશીનાં ઉચ્ચ સંબોધનો સાંભળી છજામાં આવી, તથા તેણે પૂછ્યું:–" શું થયું છે, પાર્વતી માશી ? તમે શા માટે મ્હને બોલાવો છો ? "

" જલદી અહિં આવ અને જો જોઇએ કે, કોણ તને શોધે છે ? " પાર્વતીએ કહ્યું.

નિર્મળાએ જોયું કે, પાર્વતી રજનીકાન્તનો હાથ પ્રકડી તેને ઉપર લઈ જવાનો પ્રયત્ન કરતી હતી. નિર્મળા મૃદુહાસ્ય કરી, વિશેષ કાંઇ બોલ્યા સિવાય ઘરમાં દોડી ગઇ.

નિર્મળાએ કશો ઉત્તર આપ્યો નહિ તેથી વસુમતીએ છજામાં જઇને કહ્યું:–" કેમ પાર્વતી માશી ! કોણ રજનાકાન્ત આવ્યા છે કે ? ક્યારના આવ્યા છે ? તેમને અહિં લઈ આવો, માશી. "

" હું તો લાવવાનો ઘણોય પ્રયત્ન કરું છું; પણ તેઓ ક્યાં આવે છે ? અહિં એટલા સુધી આવી, નિર્મળા જોવામાં નહિ આવ્યાથી તેઓ ચાલ્યા જતા હતા. મ્હેં તેમને પકડી રાખ્યા છે. " પાર્વતીએ ખુલાસો કર્યો.

આ સમયે રજનીકાન્તે કહ્યું:–" ના ના–હું વસુમતીબાને જ મળવા માટે આવ્યો છું. બા ! મ્હને ભાભીએ તમારી પાસે મોકલ્યો છે. "

રજનીકાન્ત પોતાની બાલ્યાવસ્થાથીજ વસુમતીને બા કહીને બોલાવતો હતો. તેનાં વચનો સાંભળી વસુમતીએ કહ્યું:–" ત્યાં શા માટે ઉભા રહ્યા છો ? ઉપર આવો. "

રજનીકાન્ત પાર્વતીની સાથે ઉપર ગયો. વસુમતીએ કહ્યું:–" કેમ છો ? તમારાં ભાભી તો કુશળતામાં છે ને ? "

રજનીકાન્તે કહ્યું:–" ભાભીએ મ્હને તમારી પાસે મોકલ્યો છે. તેમણે તમને મળવા માટે બોલાવ્યાં છે. "

વસુમતીએ કહ્યું:–" તમે તમારાં ભાભીને કહે જો કે, એક બે દિવસમાં જ હું તેમને મળવા આવીશ. આજે તેઓ ભરુચથી કારભારીની સાથે ઘેર પાછા આવવાનું કહી ગયા છે. તેઓ ઘેર આવશે એટલે હું તમારાં ભાભી પાસે આવીશ. "

આ વાક્યોના ઉત્તરમાં રજનીકાન્તે કહ્યું:–" કારભારી હમણાં થોડા દિવસમાં અત્રે પાછા આવવાના હોય એમ લાગતું નથી. તેઓ ભરુચથી મુંબાઈ ગયા છે. મ્હને પણ મુંબાઇ લઈ જવાને માટે ગઈ કાલે તેમણે એક માણસને અત્રે મોકલ્યો છે. "

આ વચનો સાંભળવામાં આવતાં વસુમતીનું વદન–મંડળ મલિન બની ગયું. ચિંતાતુર બની જઇને તેણે પૂછ્યું:–" તમને મુંબાઇ જવાનું ક્યારે જણાવ્યું છે ? "

" ત્રણ ચાર દિવસમાં જ મ્હારે મુંબાઇ જવું પડશે. " રજનીકાન્તે ઉત્તર આપ્યો.

" આ વાર્ત્તા તમારાં ભાભી જાણે છે ? "

"હા જાણે છે, અને એટલા માટે તો—"

રજનીકાન્તનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ વસુમતીએ પૂછ્યું:—"કારભારી આ સમયે તમને મુંબાઇ કેમ તેડાવે છે?"

"તેમણે એમ જણાવ્યું છે કે, અહીંના વિદ્યાલયમાં વિદ્યાર્થીઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળી શકતું નથી; તેથી મુંબાઇના કોઇ સારા વિદ્યાલયમાં મ્હને દાખલ કરવાની તેમની ઇચ્છા છે." રજનીકાન્તે ઉત્તરમાં કહ્યું.

પાર્વતીમાશી બોલી ઉઠી:—"હવે આવતા માસમાં જ રજનીકાન્ત સાથે આપણી નિર્મળાનો વિવાહ થવાનો છે; છતાં કારભારીએ તેમને મુંબાઇ કેમ તેડાવ્યા છે?"

"માશી! તમારી જીભ પણ ઠેકાણે રહેતી હોય એમ લાગતું નથી. હજી વિવાહનું તો કાંઇ ઠેકાણું નથી, અને તે પહેલાં જ તમે વિવાહ વિવાહ કરી રહ્યાં છો!" વસુમતીએ કાંઇક વિરક્તિસૂચક સ્વરે કહ્યું.

"વિવાહનું ઠેકાણું કેમ નથી? જે વાત છ વર્ષથી નક્કી થઇ છે એ વાતને અટકાવનાર જગત્‌માં કોણ છે? જો એ કારભારી આવતા માસમાં જ આ શુભ કાર્ય નહિ કરી નાખે તો હું તેને ઘેર જઇ એને અકળાવીને ઠેકાણે લાવીશ. હું મ્હારા મિજાજથી ગઈ એટલે કોઇની નથી!" પાર્વતીએ પોતાનું પ્રાબલ્ય પ્રદર્શિત કર્યું.

"વારૂ પણ મુંબાઇ જવા માટે તમારાં ભાભી શું કહે છે?" વસુમતીએ રજનીકાન્તને પૂછ્યું.

"તેઓ તો મ્હને પોતાની પાસેથી એક પલને માટે પણ દૂર કરવાની ના જ કહે છે. મ્હારા વિયોગે તેઓ રહી શકે તેમ નથી; છતાં જો મ્હારે નિરુપાયે મુંબાઇ જવું પડશે તો તેઓ કદાચ દીવાનાં બની જશે એવો મ્હારા અંતરમાં ભય રહે છે. આ વાત જાણવામાં આવી છે ત્યારથી તેમનાં નેત્રોમાંનું અશ્રુજળ સુકાતું નથી; કિન્તુ તેમનું શું ચાલે તેમ છે? હમણાં તો હરિદાસજી ભગતજ સર્વ પ્રકારના કર્તાહર્તા ને ભાગ્યવિધાતા છે. આજકાલ તો એ કરે તેજ પૂર્વ દિશા!" રજનીકાન્તે કહ્યું.

આ વાક્યો સાંભળી પાર્વતીથી શાન્ત રહી શકાયું નહિ. તેણે વિકૃત મ્હોં કરીને કહ્યું:—"બળ્યું એ કારભારીનું મ્હોં! એના મ્હોંમાં તો દેવતા મૂકી દેવો જોઇએ. એ ભક્તિનો ડૉળ કરી સર્વની આગળ ચાલાકી ચલાવવા જાય છે; પરંતુ આ ચંડિકાના આગળ તેની ચાલાકી

ચાલવાની નથી. ગમે તે રીતે, આવતા માસમાં તેણે વિવાહ કરવો જ જોઇએ; નહિ તો હું તેને મ્હારો સપાટો બરાબર બતાવીશ! પહેલાં વિનયચંદ્રને ઘેર આવવા ઘો; પછી જ એ કારભારીની વાત છે! અનંગમોહિની વહુએ જ્યારે આ વિવાહ કરી નાખવાની ઇચ્છા દર્શાવી છે, ત્યારે પછી કારભારીની સંમતિની આપણને શી જરૂર છે?"

"પાર્વતીમાશી! ગાંડા માણસની માફક મરજી પડે તેમ શા માટે બકો છો? પહેલાં તેમને ઘેર આવવા ઘો; તેઓ શું કહે છે તે સાંભળો; ત્યાર પછી તેઓ જેમ વર્તવાનું કહે તેમ વર્તજો." વસુમતીએ પાર્વતીને શાન્ત કરવાના ઉદ્દેશથી કહ્યું.

"વસુમતી બા! ત્યારે હું મ્હારાં ભાભીને શું કહું?" રજનીકાન્તે પૂછ્યું.

"તેમને કહેજો કે, એક બે દિવસમાં હું જરૂર તેમને મળવા આવીશ. વળી મ્હારો મેળાપ થતા પહેલાં તેઓ કોઇ પણ રીતે તમને મુંબાઇ ન જવા દે એમ તેમને કહેજો." વસુમતીએ શંકાશીલ હૃદયે ઉત્તર આપ્યો.

"ઠીક ત્યારે હવે હું જઉં છું." રજનીકાન્તે ઉઠી ઉભા થઇને કહ્યું.

"જવાય છે; ઉતાવળ શી છે?" આમ કહી રજનીકાન્તને પુનઃ બેસાડી પાર્વતી ત્યાંથી ઉઠી ઉભી થઇ, અને વસુમતીનો હાથ પકડી તે તેને ત્યાંથી બ્હાર લઇ ગઇ. એ સ્થળે માત્ર નિર્મળા અને રજનીકાન્ત રહ્યાં.

અત્યાર મુધી નિર્મળા મૌન ધારણ કરી સઘળી વાતચિત સાંભળતી હતી. બાલ્યાવસ્થામાં તે આખો દિવસ રજનીકાન્ત સાથે રમ્યા કરતી હતી—આનંદ વિનોદ કરતી હતી. રજનીકાન્ત જ્યારે તેને ત્યાં આવતો ત્યારે તે તેની પાસે દોડી જતી હતી; પરંતુ બે ત્રણ વર્ષથી પૂર્વનો તેનો સ્વભાવ બદલાઇ ગયો છે. એ જાણી શકી છે કે તેની સાથે રજનીનો વિવાહ થનાર છે. વિવાહ કોને કહેવાય છે એ પહેલાં તે સમજતી નહોતી—હવે સમજે છે. લજ્જાએ આવી હમણાં તેના હૃદય ઉપર અધિકાર મેળવ્યો છે. બાલ્યાવસ્થાની તેની ચપળતા અને સરળતા ઉપર શરમનું આવરણ પડ્યું છે. રજનીકાન્તને એકાન્તમાં બેસી રહેલો જોઇ નિર્મળા ધીમે પગલે તેની પાછળ આવીને ઉભી રહી. થોડા સમય સુધી આવી રીતે ઉભી રહ્યા પછી તેણે પોતાનો એક હાથ રજનીના ખભા ઉપર મૂક્યો. આ સમયે રજનીકાન્તે મુખ ફેરવી તેના તરફ

જોઇને કહ્યું:—"નિર્મળા! તું શું કહેવાને ઇચ્છે છે?"

નિર્મળાએ શરમાઇ જઇ નીચું જોયું. ત્યાર પછી ઘણા ધીમા સ્વરે તેણે કહ્યું:–"તમે મુંબાઇ ન જશો એ જ કહેવાને ઇચ્છું છું."

રજનીકાન્તે પણ નિર્મળાના ખભા ઉપર પોતાનો હાથ મૂકીને પૂછ્યું:—"કેમ, શી હરકત છે?"

નિર્મળાએ મૃદુ સ્વરે ઉત્તર આપ્યો:–"જો તમે મુંબાઇ જશો તો હું ક્યાં સુધી તમારું દર્શન કરી શકીશ નહિ? તમારો વિયોગ થવાની આશંકાથી મ્હારું મન વ્યથિત થાય છે."

એવામાં પાસેના ઓરડા તરફથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવ્યો. નિર્મળા ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

### સતીનો શુભાશીર્વાદ.

વસુમતીએ બીજા બે દિવસ સુધી પતિની રાહ જોઇ; પરંતુ વિનયચંદ્ર ઘેર નહિ આવ્યાથી તે અનંગમોહિનીને મળવા ગઇ. અનંગમોહિનીએ પૂછ્યું:–"તમારા પતિ ભરુચથી પાછા આવ્યા છે કે નહિ?"

"ના–તેમને ઘેર આવતાં વિલંબ શા કારણથી થાય છે એ હું સમજી શકતી નથી." વસુમતીએ ચિંતાતુર વદને ઉત્તર આપ્યો.

"તેઓ ભરુચ કેમ ગયા છે?"

"તમારા કારભારી મહાશયે તેમને એમ કહ્યું હતું કે, 'જો તમારે તમારી પુત્રી નિર્મળાનો રજનીકાન્ત સાથે વિવાહ કરવો હોય તો હમણાં તમે કોઇ પણ રીતે ત્રણ ચાર હજાર રૂપિયાની વ્યવસ્થા કરો. એટલા બધા રૂપિયા ક્યાંથી મેળવી શકાય, બ્હેન? અંતે કારભારીના કહેવાથી મારા પતિએ અમારા મકાન અને જમીન ઉપર ચાર હજાર રૂપિયા મેળવવાનો નિશ્ચય કર્યો છે, તથા એટલી મિલકત ઉપર કારભારીએ રૂપિયા અપાવવાનું પણ કહ્યું છે. એટલા માટે જ સઘળું લખાણુ કરવાને તેઓ કારભારીની સાથે ભરુચ ગયા છે.

રોષાવેશથી અનંગમોહિનીનું મુખમંડળ લાલચોળ બની ગયું. તેણે કહ્યું:–"બ્હેન! તમે આ શું કહો છો? તમે કહો છો તેમાંનું

કાંઇ હું સમજી શકતી નથી. કારભારીએ તમને મકાન અને જમીન ગિરો મૂકી લગ્ન કરવાની સલાહ આપી છે? ધિક્કાર છે તેને! કેવી શર્મ ભરેલી વાત!"

વસુમતીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—"મ્હારા ભાગ્યમાં જેમ લખેલું હશે તેમ થશે; પરંતુ તમે રજનીકાન્તને મુંબાઇ મોકલવાનાં છો કે શું?"

"હું મોકલવાની છું? હું કોણ છું? મ્હારી વાત કોણ સાંભળે છે? મ્હારા આ ઘોર અંધકારમય જીવનમાં રજનીકાન્ત મ્હારા ધ્રુવતારા સમાન છે, એ વાત હું કોને કહું? મ્હારા અંતરમાં પૂર્વે જે ભય ઉપજ્યો હતો તે હવે સત્ય જ થયો. રજનીકાન્તના લીધે જ મ્હારે પુનઃ સંસારના માયાબંધનમાં બંધાઇ રહેવું પડશે! મ્હારા આલોક અને પરલોકના ઇષ્ટદેવતાનું રાત્રિદિવસ ધ્યાન ધરવાની મ્હારી ઇચ્છા હતી; પરંતુ હવે એ ઇચ્છા સર્વાંશે સફળ થાય એમ હું ધારતી નથી." અનંગમોહિનીએ સજળનયને અને ગદ્ગદ કંઠે કહ્યું.

"મ્હેં તમને જે વિષયની શોધ કરવાનું કહ્યું હતું એ સંબંધી કાંઈ તમારા જાણવામાં આવ્યું છે? હવે એ વિષય તરફ દુર્લક્ષ્ય કરવામાં કલ્યાણ નથી. પ્રયત્ન કરી જોવો એ આપણું કર્ત્તવ્ય છે, અને સિદ્ધિદાતા ઇશ્વર છે." વસુમતીએ પ્રથમની વાત પુનઃ યાદ કરી.

"મહા મહેનતે ચપળાએ એક માણસને નક્કી કર્યો હતો. છુપી રીતે સઘળા સમાચાર લઈ આવવા માટે તેને મુંબાઈ મોકલ્યો હતો. તેણે મુંબાઇ જઈ આવી એવા સમાચાર જણાવ્યા છે કે, મુંબાઇના મકાનમાં કોઈ પણ જુનો નોકર જોવામાં આવતો નથી. તેમને સર્વને કારભારીએ હાંકી કાઢ્યા છે. માત્ર એક જુના નોકરનો પત્તો લાગ્યો હતો. તેને ચપળાનો એ માણસ અહીં સુધી લઇ આવ્યો હતો; પરંતુ પછીથી તે એકાએક ક્યાં પલાયન કરી ગયો તે કોઈ જાણી શક્યું નહિ." અનંગમોહિનીએ ખુલાસો કર્યો.

"તમે તમારાં માતાપિતાને કેવા સમાચાર પહોંચાડ્યા હતા?"

"તેમને મ્હેં જાતે જ કેટલાક પત્રો લખ્યા છે; કિન્તુ કોણ જાણે કે શાથી તેમણે મ્હારા એક પણ પત્રનો ઉત્તર લખ્યો નથી. હવે મ્હારા અંતરમાં એવો સંશય ઉપજ્યો છે કે, કદાચ તેમને મ્હારા પત્રો નહિ મળતા હોય. હમણાં તો હું રજનીકાન્ત માટે ઘણી અસ્થિર બની ગઈ છું. શું કરવું તેનો કશો નિર્ણય હું કરી શકતી નથી." અનંગમોહિનીએ એક નિશ્વાસ મૂકીને ઉત્તર આપ્યો.

"હવે આવી રીતે મૌન ધારણ કરીને બેસી રહેશો તો કાંઈ કલ્યાણ થશે નહિ. બીજા નોકર ચાકરો ઉપર તમે તમારી ઇચ્છામાં આવે એવા આદેશ કરો." વસુમતીએ યોગ્ય સલાહ આપી.

અનંગમોહિનીએ ચપળાને બોલાવીને કહ્યું:—"એક વખત મુનીમને બોલાવી લાવ જોઇએ."

ચપળા મુનિમને બોલાવી લાવવા માટે ચાલી ગઈ. તેના ગયા પછી વસુમતીને ઉદ્દેશીને અનંગમોહિનીએ કહ્યું:—"બ્હેન! તમે જે વાત કહી છે એ વાતનો મ્હેં પણ ઘણો વિચાર કર્યો છે; પરંતુ હું ચોક્કસ જાણું છું કે, આપણા પ્રયત્નોનું કાંઈ સુફળ ફળનાર નથી. કારભારીએ સઘળા નોકર ચાકરોને વશીભૂત કર્યા છે એ વાત હજી સુધી તમે જાણતાં નથી. તેની આજ્ઞા વિરુદ્ધ વર્તવાનું સામર્થ્ય કોઇનામાં નથી. હમણાં જ એ વાતની તમને ખાત્રી થશે." અનંગમોહિનીએ નિરાશા દર્શાવી.

વૃદ્ધ મુનીમ ચંદ્રશંકરે અનંગમોહિની પાસે આવીને નમ્રતાથી પૂછ્યું:—"કેમ, મ્હને શી આજ્ઞા છે?"

"રજનીકાન્ત ભાઇને એકાએક શા માટે મુંબાઈ મોકલવાના છે એ હું જાણવા માગું છું." અનંગમોહિનીએ સહજ રોષસૂચક સ્વરે કહ્યું.

ચંદ્રશંકરે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:—"મ્હોટાં બ્હેન! આપ મ્હારી પાસેથી જે હકીકત જાણવાને ઇચ્છો છો એથી હું પણ સર્વાંશે અજ્ઞાત છું. કારભારી મહાશયે માત્ર આવા પ્રકારના આદેશ કર્યો છે એટલુંજ હું જાણું છું."

"મુનીમજી! કારભારીના આવા અનુચિત આદેશને તમે શા માટે માન્ય કરો છો? તમારે કોની આજ્ઞા પાળવાની છે. એનો પૂરતો વિચાર કરવાની આવશ્યકતા છે. અમારી સઘળી સંપત્તિના કારભારી મહાશય ટ્રસ્ટી છે તેથી શું તેઓ જ સર્વ કાર્યોના કર્તાહર્ત્તા અને ભાગ્ય-વિધાતા છે?" અનંગમોહિનીએ સવિશેષ રોષ પ્રદર્શિત કરતાં કહ્યું.

"બ્હેન! આપનાં વચનો યથાર્થ છે; પરંતુ હું જણાવવાને દિલગીર છું કે, કારભારીની આજ્ઞા મ્હારાથી તો શું; પણ બીજા એકે નોકરથી ઉથાપી શકાય તેમ નથી. મ્હારી કૃતઘ્નતાની આપ મ્હને ઉદારતાથી ક્ષમા આપો એટલી આપને મ્હારી નમ્ર પ્રાર્થના છે." ચંદ્રશંકરે કંપતા કંઠે કહ્યું.

"ત્યારે તમે કારભારી મહાશયને એવો સંદેશો પહોંચાડી દ્યો કે, હું પોતે જ રજનીકાન્તભાઇને મુંબાઈ મોકલવાને ઇચ્છતી નથી. હમણાં

તેઓ અહીં મ્હારી પાસે જ રહેશે." અનંગમોહિનીએ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

"આપ પોતે જ આવો સંદેશો પહોંચાડો તો ઘણું સારું. કારભારીનો આદેશ ઉચિત હોય કિંવા અનુચિત હોય તો પણ મ્હારાથી તેમના આદેશ વિરુદ્ધ વર્તી શકાય એમ નથી. વળી આ કાર્ય માટે તો આપે મ્હને ઉદારતાથી ક્ષમા જ આપવી જોઇએ; કેમકે કારભારીજીએ પોતાના પત્રમાં એવું સ્પષ્ટ લખ્યું છે કે, 'જો રજનીકાન્ત ઇચ્છાપૂર્વક અહીં ન આવે તો તેને બળાત્કારપૂર્વક અત્રે મોકલજો. કોઈ પણ કારણથી મ્હારી આજ્ઞાનું પ્રતિપાલન થવું જ જોઇએ." મુનીમે કારભારીની આજ્ઞાનો સ્ફોટ કર્યો.

"હું કદાપિ રજનીકાન્તને મુંબાઈ મોકલીશ નહિ. શું મ્હારા ઉપર બળાત્કાર કરવાનું સામર્થ્ય તમારામાં છે? જો તમે તમારું કલ્યાણ ઇચ્છતા હો તો મ્હારી ઇચ્છાનુસાર વર્તો. મ્હારા અંતરમાં ક્ષણે ક્ષણે એવી આશંકા થયા કરે છે કે, કારભારી કોઈ પણ હેતુથી ભીષણ કારસ્થાનની રચના કરે છે. તેમની ભક્તિ માત્ર લોકોને ઠગવા માટે જ હોય એવો મ્હને ભાસ થાય છે. આમ હોવાથી જ હું રજનીકાન્તભાઇને મ્હારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તો મુંબાઇ મોકલનાર નથી—કારભારીની ઇચ્છા ફળિભૂત થનાર નથી." અનંગમોહિનીએ શંકાનું સૂચન કર્યું.

"ત્યારે હું લાચારીથી આપનો હેતુ કારભારી મહાશયને લખી જણાવીશ પછીથી તેઓ તેમને જેમ ઠીક લાગશે તેમ કરશે." મુનીમે મુક્ત થઈ જવાના ઉદ્દેશથી કહ્યું.

"વારું, ઉત્તમ વાત. તમે તેમને તેમજ લખી દ્યો. વળી હું તમને બીજી એક વાર્તા કહેવાને ઇચ્છું છું. કનકપુરમાં મ્હારું પિયર છે. ત્યાં હું મ્હારા ભાઇ ઉપર એક પત્ર લખી મોકલવાને ઇચ્છું છું. કોઇ વિશ્વાસપાત્ર નોકર સાથે મ્હારો પત્ર મોકલવાની તમે સત્વર વ્યવસ્થા કરો. વળી મ્હારા પત્રનો ઉત્તર મ્હને ત્રણ દિવસમાં જ અત્રે મળી જવો જોઇએ. કનકપુર અહીંથી વીસ ગાઉ દૂર થાય છે. ત્રણ દિવસમાં અનાયાસે પ્રત્યુત્તર આવી શકવાની સંપૂર્ણ સંભાવના છે." અનંગમોહિનીએ આદેશ કર્યો.

આ આદેશ સાંભળવામાં આવતાં જ વૃદ્ધ મુનીમ ચંદ્રશંકરનું સર્વાંગ કંપવા લાગ્યું! પોતાના બન્ને હાથ જોડી ગદ્દગદ કંઠે તેણે

કહ્યું:–" મ્હોટાં બ્હેન ! હમણાં મ્હારી સ્થિતિ સુડી વચ્ચેની સોપારીના જેવી ભયંકર છે. હું કેવી રીતે એ સઘળી હકીકત આપને નિવેદન કરું ? વળી આપની આ સામાન્ય આજ્ઞાનું હું ઉલ્લંઘન પણ કરી શકું તેમ નથી! સ્વર્ગીય રુદ્રનાથ મહાશયના સુવર્ણમય સંસારની આવી હૃદયવિદારક સ્થિતિનું દર્શન થતાં પહેલાં જ જો મ્હારું મૃત્યુ થયું હોત તો હું મ્હને પોતાને ઘણો ભાગ્યશાળી સમજત. દયાની દેવિ ! આ દાસના ઉપર દયા કરો. "

" ભય પામવાનું બિલ્કુલ પ્રયોજન નથી—મ્હારાથી સઘળી સત્યવાર્ત્તા છુપાવવાની જરૂર નથી. સત્વર તમે સઘળી હકીકત મ્હને જણાવી ઘો " અનંગમોહિનીએ અધીરતા દર્શાવી.

ચંદ્રશંકરે ક્ષણ કાળ સુધી શાન્ત રહી, એક વખત ચોતરફ દૃષ્ટિ ફેરવ્યા પછી મૃદુ સ્વરે કહ્યું:–" મ્હોટાં બ્હેન ! મ્હારા ભાગ્યમાં જેટલું કષ્ટ ભોગવવાનું નિર્માણ થયેલું હશે એટલું હું ભોગવીશ; પરંતુ હવે જે સત્ય હકીકત છે તે તો આપનાથી નહિ જ છુપાવીશ; છતાં આ સેવક ઉપર દયા રાખી, હું આપને જે હકીકત નિવેદન કરું છું, તેનો પ્રકાશ આપ અન્ય કોઈના સમક્ષ કદાપિ કરશો નહિ. જુઓ મ્હારા બ્યાન તરફ કાન લગાવી ધ્યાનથી સાંભળો. થોડા દિવસથી કારભારી મહાશયે આપના સંબંધી કેટલીક ગુપ્ત આજ્ઞાઓનો પ્રચાર કર્યો છે. પ્રથમ આજ્ઞા એ છે કે, આપ કદાપિ અંતઃપુરમાંથી બ્હારના કોઈ પણ સ્થળે જઇ શકો નહિ. બીજી આજ્ઞા એ છે કે, જો કોઈ આપની સાથે મુલાકાત કરવા આવે તો તરત જ એ વર્ત્તમાન પ્રથમ કારભારીજીને પહોંચાડવા. આપના ઉપર દેખરેખ રાખવાને માટે આ વિશાળ પ્રાસાદની આસપાસ કેટલાક માણસોને રાખવામાં આવ્યા છે. ત્રીજી આજ્ઞા એવી છે કે, કોઇ આપનો પત્ર કોઇ પણ સ્થળે લઇ જઈ શકે નહિ. અત્યાર પૂર્વે જે સઘળા કાગળ પત્રો આપે આપના પિત્રાલયમાં મોકલ્યા હતો એ સઘળા પત્રો કારભારીજીએ મેળવી બાળી નાખ્યા છે. આપનો પત્ર કારભારી સિવાય અન્ય કોઇને આપનારને તેમણે ઘણો ભય દર્શાવેલો છે. આ સઘળી તેમની ગુપ્ત આજ્ઞાઓ છે, અને હું ધારું છું કે, આમાંની સહજ પણ હકીકત આપ નહિ જાણતાં હો ! " ચંદ્રશંકરે કારભારીની કુટિલતાનું યથાર્થ વર્ણન કર્યું.

" મ્હારા આટલા નોકરો, દાસ દાસીઓ, દરવાનો વગેરે છે તેઓ સઘળા શું પાષણ્ડ છે ? તેઓમાંથી કોઇનામાં પણ બિલ્કુલ સા-

હસ નથી કે શું ? તેમના અંતરમાંથી ધર્મજ્ઞાન અદ્રશ્ય થઈ ગયું છે કે શું ? ઇશ્વરનો ભય સુદ્ધાં તેમના અંતરમાં નથી કે શું ? " અનંગમોહિનીએ કંપિત કંઠેક હ્યું.

" મ્હોટાં બ્હેન ! વિના કારણુ ક્રોધે કેમ ભરાઓ છો ? અમે સર્વે લાચાર તેમજ નિરુપાય છીએ. આપ આ દાસને ક્ષમા આપો. અંતરમાં શાન્તિને સ્થાપો. હું પાપણ્ડ પાપી તેમજ વિશ્વાસઘાતક છું; પરંતુ શું કરું ? સર્વ કોઈ પેટની ચિંતાના લીધે જ અન્યની સેવા સ્વીકારે છે. જો આવા પ્રસંગે હું કારભારી મહાશયથી વિરુદ્ધ વર્તન ચલાવું તો મ્હારી વૃદ્ધાવસ્થામાં મ્હારે મ્હારા આયુષ્યના અવશિષ્ટ દિવસો ઘણા દુઃખમાં પસાર કરવા પડે તેમ છે." ચંદ્રશંકરે પોતાનો અપરાધ સ્વીકારી પોતાના મહાભયને પ્રદર્શિત કર્યો.

" ત્યારે મ્હારા માટે તમે એક કાર્ય કરો. તમે જાતે પોસ્ટઑફીસમાં જઇને મ્હારો પત્ર રજીષ્ટર્ડ કરી આવો. " અનંગમોહિનીએ આજ્ઞા કરી.

" બ્હેન! આપનું અંતર સરળ અને નિષ્પાપ હોવાથી જ આપ મ્હને આવી આજ્ઞા કરો છો. હું આપનો પત્ર રજીષ્ટર્ડ કરી આવીશ એટલે તે યથાસ્થાને પહોંચશે એવી આપની માન્યતા છે ? એવો વિચાર આપ સ્વપ્ને પણ કરશો નહિ. " ચંદ્રશંકરે ઉત્તરમાં કહ્યું.

" તમે શું કહો છો એ હું સમજી શકતી નથી પોષ્ટઑફિસમાં રજીષ્ટર્ડ કરેલો પત્ર પોષ્ટખાતા માર્ફત યથાસ્થાને પહોંચી જશે; એમાં સંદેહનું સહજ પણ સ્થાન નથી. પોષ્ટખાતામાં કોઇનો પક્ષપાત ચાલી શકે તેમ નથી." અનંગમોહિનીએ પોતાની સરળતા દર્શાવી.

" હજી પણ આપ સમજી શકતાં નથી? જે કારભારીએ આપના માટે આટલો બધો બંદોબસ્ત કર્યો છે એ કારભારી પોષ્ટખાતાના બે ચાર નોકરોને વશ કરી લે એમાં શું આપને આશ્ચર્ય લાગે છે ? સરકારી નોકરોના અંતરમાં નગદ કલ્લદારની માયા નથી હોતી એમ આપ સમજો છો કે ? અત્યાર પૂર્વે આપે જે બે ચાર પત્રો આપના પિત્રાલયના શિરનામે પોષ્ટ કર્યા હતા તેના પ્રત્યુતર આપને મળ્યા છે કે ? બ્હેન ! જેમ જેમ જમાનો સુધરતો જાય છે તેમ તેમ ચોરીઓ પણ સુધરેલા પ્રકારની થતી જાય છે. આજકાલ પોષ્ટખાતાની પરિસ્થિતિ પણ એવી જ છે!"

આ ખુલાસો સાંભળવામાં આવતાં અનંગમોહિનીનો કંઠસ્વર રુંધાઇ ગયો. તેણે નિરાશાસૂચક સ્વરે કહ્યું:—"ત્યારે તો હવે તમે જાઓ."

અશ્રુજળને સ્વચ્છ કરતો કરતો વૃદ્ધ ચંદ્રશંકર ત્યાંથી ચાલ્યો ગયો. અનંગ અને વસુમતી આશ્ચર્યચકિતા બનીને ત્યાં જ બેસી રહી. ઘણા સમય પશ્ચાત્ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને તેણે કહ્યું:-ત્યારે હવે શું થશે?

એકાએક અનંગમોહિનીનું મ્હોં પુનઃ ઉઘડયું. તેણે કહ્યું:—"હે દીનદયાળ ભક્તવત્સલ ભગવાન્! તમે કયાં છો? દયા લાવી એક વખત આ દાસી પાસે આવો. આ ઘનઘોર અંધકારમાં, એક વખત વિશ્વવિમોહન રૂપથી, રત્નકિરીટવિભૂષિત ઉન્નત મસ્તકથી આવી તમારી આ દાસીને-તમારી રાજરાજેશ્વરીને સાથે રાખીને ઉભા રહો! હે દીનાનાથ! માત્ર એક જ વખત આવો અને તમારી આ સેવિકાને શયતાન રાક્ષસના ગર્વનો નાશ કરવાની આજ્ઞા આપો. બ્હેન વસુમતિ! કયાં પાપોની પ્રબળતાથી આ કાળસર્પિણી એ તેજોમય મણિ મેળવી આજે તેનાથી વંચિતા થઈ ગઈ છે?"

વસુમતીએ અનંગમોહિનીનું સાંત્વન કરતાં કહ્યું:—"બ્હેન! નિરાશ શા માટે થાઓ છો? કૃપા કરી તમે મ્હારું કહેવું સાંભળો. આ જગત્માંથી ધર્મનો કાંઇ સદંતર નાશ થઇ ગયો નથી. જે ધર્મનું રક્ષણ કરે છે તેનું રક્ષણ ધર્મ પોતે કરે છે. ધર્મરાજ આ જગત્માંના સર્વ પ્રકારોનું દર્શન કરે છે. હું જ આ સઘળાનો પ્રતિકાર કરીશ. મ્હારા પતિદેવતાને કાર્યવ્યવસાયથી નિવૃત્ત થઇ ઘેર પાછા આવવા દો. હું તેમને જ તમારા પિત્રાલયમાં મોકલીશ. તેઓ હરિદાસજી ભગતનો બિલકુલ ભય રાખતા નથી. મ્હારા પતિ દેશવિદેશમાં ફરી, પહાડો અને જંગલોમાં તપાસ કરી તમારા પતિને શોધી કાઢી તમારી પાસે લઇ આવશે. બ્હેન! હું સત્ય જ કહું છું કે, વારંવાર હું જાણે કે દૈવવાણી સાંભળી શકું છું-તમારા પતિ અદ્યાપિ જીવતા જ છે! તેમની સાથે સત્વર તમારું મિલન થશે-અને તમારાં આ હૃદયવિદારક દુઃખોનો વિનાશ થઇ જશે. તમે ચિંતાને પરહરો અને હૃદયમાં શાન્તિ ધારણ કરો."

અનંગમોહિનીએ વસુમતીને પ્રેમપૂર્વક આલિંગન કરીને ગદ્ગદ કંઠે કહ્યું:—"બ્હેન! તમે પતિવ્રતા સતી સાધ્વી છો. મ્હેં એવું સાંભળ્યું છે કે, સતીનો શુભાશીર્વાદ કદાપિ મિથ્યા થતો નથી.

## પ્રકરણ ૧૫ મું.



### સાધ્વી સતીનો સ્વર્ગવાસ.

વિચારોમાં ને વિચારોમાં બીજું પણ એક અઠવાડીઉં વીતિ ગયું; છતાં વિનયચંદ્ર પાછો ઘેર આવી પહોંચ્યો નાહ, તેમજ તેના કશા સમાચાર પણ જાણવામાં આવ્યા નહિ. વસુમતીની ચિંતાનો પાર રહ્યો નહિ. તેણે હરિદાસ ભગતની પાસે પોતાના પતિના સમાચાર જાણવા માટે માણસ મોકલ્યું. હરિદાસે ઉત્તર આપ્યો કે, "કેવું આશ્ચર્ય ? અદ્યાપિ તેઓ ઘેર પાછા આવ્યા નથી ? તેઓ તો મ્હારી પાસેથી ચાર હજાર રૂપિયા લઈ મુંબાઈ ગયા હતા. હજી સુધી તેઓ મુંબાઈમાં શું કરે છે એ હું સમજી શકતો નથી."

ત્યાર પછી વસુમતીએ દુર્લભરાય પાસે માણસ મોકલી પોતાના પતિના વર્ત્તમાન પૂછાવ્યા તો તેણે પણ બરાબર હરિદાસજીના જેવો જ ઉત્તર આપ્યો; આથી વસુમતી અને નિર્મળા અગાધ શોકસાગરમાં ડૂબી ગયાં. પાર્વતી માશીએ તો હરિદાસજી ભગતને ઇચ્છામાં આવે એવી ગાળો દઇ પોતાના અંતરમાં ઉપજેલા ક્રોધને શાન્ત કરવા માંડયો. અંતે કોઈ માણસને વિનયચંદ્રના સમાચાર લઈ આવવા માટે મુંબાઇ મોકલવાનો નિર્ણય થયો; પરંતુ મુંબાઇ જેવા વિશાળ શહેરમાં જઇ વિનયચંદ્રના સમાચાર લઇ આવી શકે એવો માણસ સમસ્ત રામપુર ગામમાં મળી શકવો મુસ્કિલ હતો. વિશેષતઃ વિનયચંદ્ર મુંબાઈ જઇ ક્યા સ્થળે રહેતો હતો એ કોઈ જાણતું નહોતું, હરિદાસજી તથા દુર્લભરાયદ્વારા એ સંબંધીની કશી માહિતી મળે નહિ.

અંતે પાર્વતીએ ઘણી તપાસ કરી કલ્યાણપુર ગામમાં રહેતા સીતારામ નામના માણસને વિનયચંદ્રની મુંબાઈ તપાસ કરવા જવાનો આગ્રહ કર્યો. કલ્યાણપુર ગામ રામપુરથી માત્ર એક દોઢ ગાઉના અંતરે આવેલું હતું, તથા સીતારામ ચતુર અને બહુદર્શી પુરુષ તરીકે આજુબાજુનાં ગામોમાં પ્રખ્યાત થયેલો હતો. મુંબાઈ પણ તે અનેક વખત જઇ આવ્યો હતો. પ્રથમ તો વિનયચંદ્રની તપાસ કરવા મુંબાઇ જવા માટે તે અસંમત થયો; પરંતુ પાર્વતી કાંઇ છોડે એવી નહોતી, તેણે કહ્યું:-"જો તમે આટલું કાર્ય નહિ કરો તો તમારા શિરપર સ્ત્રી-

હત્યાનું મહાપાપ બેસશે. તમારા જેવો ચાલાક અને ચતુર પુરુષ આ સમસ્ત હિન્દુસ્તાનમાં બીજો એક પણ નથી!"

અંતે **સીતારામ મુંબાઈ** જવાને કબૂલ થયો. તેણે **વસુમતી** પાસે આવી મુસાફરી માટેના ખરચની માગણી કરી. વસુમતીએ તેને થોડા રૂપિયા આપીને સજળ નયને કહ્યું:—"ભાઈ! તમને પાછા આવતાં વિલંબ ન થાય એ લક્ષ્યમાં રાખજો. આજકાલ અમારી ચિંતાનો પાર નથી. આશા છે કે, અમારૂં આટલું કાર્ય કરી તમે અમારા ઉપર મહદુપકાર કરશો જ. ભાઇ! તમારી પરોપકારપ્રીતિ માટે હું તમને આંતરિક ધન્યવાદ આપું છું."

**સીતારામ** શર્માએ કહ્યું:—"બ્હેન જ્યારે તમે મ્હારો આશ્રય સ્વીકાર્યો છે ત્યારે હવે તમારે બિલકુલ ચિંતા કરવાનું પ્રયોજન નથી. તમે સર્વ પ્રકારે નિશ્ચિંત રહેજો. **વિનયચંદ્ર**ભાઇને હું સાથે લઇ સત્વર તમારી પાસે આવી પહોંચીશ."

પછીથી **સીતારામ** શર્માએ ઘેર જઈ પોતાના દાદાના વખતના પુરાતન જોડા પહેરી, કેટલાંક પુરાતન જીર્ણ વસ્ત્રો પહેર્યાં. પછી હાથમાં એક મજબુત લાકડી લઈ તે **મુંબાઇ** તરફ જવાને રવાના થયો, **સીતારામ** શર્માનાં આશ્વાસનસૂચક વચનો સાંભળી **વસુમતી** સહજ નિશ્ચિંત થઈ હતી. તે પતિના આગમનની રાહ જોવા લાગી; કિન્તુ પાંચ દિવસને બદલે પાંચ અઠવાડીઆં પસાર થઈ ગયાં તો પણ **સી**-તારામ પાછો આવ્યો નહિ અને **વિનયચંદ્ર**ના પણ કશા વર્ત્તમાન આવ્યા નહિ.

એક દિવસે **પાર્વતી** અને **વસુમતી** મકાનનું પ્રવેશદ્વાર બંધ કરી ઘરમાં બેઠાં હતાં. એક તૈલશૂન્ય નિર્વાણ પામવાની તૈયારી કરતો દીપક પોતાના સામાન્ય પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો હતો. આખો દિવસ રુદન કરી કરીને **નિર્મળા** હમણાં માતાની પાસે જ શેતરંજ પાથરી સૂઈ ગઇ હતી.

**વસુમતી**એ કેટલીક વાતચિતના અંતે કહ્યું:—"**પાર્વતી**માશી! હવે શું કરવું? બીજા એક માણસને આપણે **મુંબાઈ** મોકલીશું? નહિ તો ચાલો, આપણે જ ઘરબાર બંધ કરી મુંબાઈ જઇએ. જેમ જેમ તેમના આવવામાં વિલંબ થતો જાય છે તેમ તેમ મ્હારા અંતરમાં સંશયપિશાચિનીનો પ્રવેશ થતો જાય છે. હવે હું સ્થિરતા કે ધૈર્ય ધારણ કરી શકતી નથી."

"ખરું છે. હું આજ સુધી સીતારામને ચતુર પુરુષ સમજતી હતી; પરંતુ તેની ચતુરાઇ ચુલામાં જતી રહી છે. એ અભાગીઓ પાંચ દિવસમાં પાછો આવવાનું કહેતો હતો છતાં હજી સુધી તે ત્યાં કેમ પડયો રહ્યો છે. એક પત્ર લખવાની સામાન્ય બુદ્ધિનો પણ તેણે ઉપયોગ કર્યો હોત તો આપણને ઘણી શાન્તિ વળત! અક્કલના દુશ્મનને એટલી બુદ્ધિ પણ ન સૂઝી!" પાર્વતીએ સીતારામ શર્મા પ્રત્યે વિરક્તિ દર્શાવી, અંતરનો ક્રોધ તેના નામપર ઉતાર્યો.

બરાબર આ સમયે જ કોઇએ બારણાં ખખડાવ્યાં. પાર્વતીએ પૂછ્યું:–"કોણ છે?"

કોઇએ ઉત્તર આપ્યો નહિ. ફરીથી પ્રથમની માફક જ બારણાં ખખડયાં; તેથી પાર્વતીએ વિશેષ વિરક્ત બની જઇને કહ્યું:–"કોણ છે તું? કેમ કાંઈ બોલતો નથી?"

દ્વારની પાછળથી કોઇએ ગંભીર સ્વરે કહ્યું:—"હું છું."

પાર્વતીની વિરક્તિનો પાર રહ્યો નહિ. તેણે રોષદર્શકસ્વરે કહ્યું:–"હું છું એટલે કોણ છે એ ભસી મરતાં શું ચુંક આવે છે કે?"

પુનઃ પૂર્વવત્ સ્વરે ઉત્તર મળ્યોઃ—"હું છું."

ક્રોધાવેશમાંજ પાર્વતી ઉઠી બારણાં પાસે ગઇ, તથા બારણાં ઉઘાડતાં તેણે કહ્યું:–"ઉભો રહે જે હોય તે. હમણાં હું બારણાં ઉઘાડીને ત્હારું માથું જ ભાગી નાંખું છું."

આમ કહી પાર્વતીએ દ્વાર ઉઘાડી આશ્ચર્ય પામીને જોયું તો એ માણસ બીજું કોઈ નહિ; પરંતુ સીતારામ હતો! પાર્વતીએ અધીરતાસૂચક સ્વરે પૂછ્યું:–"આ શું? તમે એકલા કેમ આવ્યા છો? વિનયચંદ્ર ક્યાં છે?"

સીતારામે ઘણા મૃદુસ્વરે કહ્યું:–"ચૂપ કરો–બરાડા પાડશો નહિ. મ્હારે તમને ઘણી ગુપ્ત અને હૃદયવિદારક વાર્ત્તા કહેવાની છે. વસુમતી બ્હેન ક્યાં છે?"

"તેઓ ઘરમાં છે." પાર્વતીએ ભયની ભાવનાથી નમ્ર બની જઇને કહ્યું.

"ત્યારે તમે બારણાં બંધ્ધ કરી મ્હારી સાથે બ્હાર આવો!"

પાર્વતીએ બ્હાર જઇને કહ્યું:–"શા સમાચાર છે તે સત્વર કહેતા કેમ નથી?"

વસુમતી પોતાના અંતરમાં સંશય ઉપજવાથી બારણાં પાસે

આવીને ઉભી રહી. તે સીતારામ શર્માને જોઈ શકી. તેણે મૃદુસ્વરે પાર્વતીને જે હૃદયવિદારક વાર્ત્તા કહેવાનું જણાવ્યું એ પણ તે સાંભળી શકી. તેનું સર્વાંગ કંપવા લાગ્યું. હૃદય જોશથી ઉછળવા લાગ્યું. તેની અધીરતા સહસ્ત્રધા વૃદ્ધિંગત થઇ ગઇ.

સીતારામે પાર્વતીને ઉદ્દેશીને કહ્યું:—“ હજી થોડે દૂર આવો. પછી જે વાર્ત્તા મ્હારે કહેવાની છે તે હું કહું.”

સીતારામની સાથે થોડે દૂર જઈ પાર્વતીએ જીજ્ઞાસાથી પૂછ્યું:— “શી વાત છે તે હવે સત્વર કહી દો મ્હારા અંતરની અધીરતા પ્રત્યેક ક્ષણે વધતી જ જાય છે.”

સીતારામ દૂર જઇને શી વાર્તા કહે છે તે સાંભળવાને માટે વસુમતી સહજ આગળ વધી કાન માંડીને ઉભી રહી.

પાર્વતી હવે વિલંબ વેઠી શકતી નહોતી. તેણે પુનઃ કહ્યું:—“ શી વાર્ત્તા છે? વિનયચંદ્ર ક્યાં છે? તેમનું શું થયું છે?”

“ હમણાં હું જે ભીષણ વાર્ત્તા કહું તે તમે વસુમતી બ્હેનને કહેશો નહિ; નહિ તો તેમના મસ્તક ઉપર વજ્રાઘાતની વેદના થશે અને તેથી તેમના જીવનનું સંરક્ષણ કરવાનું કાર્ય પણ મુશ્કિલ થઇ પડશે! એક બનાવટી અસત્ય કેસમાં વિનયચંદ્રભાઇને સાતવર્ષ સુધીની કાળા પાણીની અર્થાત્ દેશનિકાલની ભયંકર શિક્ષા થઈ છે.” સીતારામે સત્ય વાર્ત્તા કહી સંભળાવી.

બરાબર આ સમયે જ “ હાય મ્હારા ભાગ્યમાં આવું દારુણ દુઃખ ભોગવવાનુંજ નિર્માણ થયું હતું કે શું?” આ વાક્યોચ્ચારની સાથે કોઇનો પૃથિવી ઉપર પડી ગયાનો ગંભીર અવાજ સાંભળી, સીતારામ અને પાર્વતીએ ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં જતાં જ તેમણે જોયું કે, વસુમતી બેશુદ્ધાવસ્થામાં પૃથિવી ઉપર પટકાઇ પડી હતી! તેના મસ્તકમાં એક પત્થર વાગેલો હોવાથી તેમાંથી શોણિતધારા પ્રબળવેગથી વહી જતી હતી. માતાનો પૃથિવી ઉપર ઢળી પડયાનો ગંભાર અવાજ સાંભળી, નિર્મળા પણ નિદ્રામાંથી એકાએક ચમકીને જાગ્રત થઈ. તે ત્વરિતગતિથી માતા પાસે ગઈ. માતાને બેશુદ્ધાવસ્થામાં પડી ગયેલી જોઈ તથા તેના મસ્તકમાંથી સતત શોણિતધારાને પ્રબળ વેગથી વહેતી જોઇ કોમળપ્રાણા પુત્રીનું હૃદય વીંધાઈ ગયું. તે પણ માતાના ચરણોમાં ઢળી પડી ઉચ્ચસ્વરે પાષાણને પણ ભેદી નાખે એવી રીતે હૃદયવિદારક આક્રંદ કરવા લાગી. અલ્પકાળમાં તે

પણ બેશુદ્ધ બની ગઇ. પાર્વતી જલદીથી જળ લઈ આવી વસુમતીના મુખ તેમજ મસ્તક પર છાંટવા લાગી. સીતારામ ગામના ડૉક્ટરને બોલાવી લાવવા દોડી ગયો. થોડા સમયમાં જ તે ડૉક્ટરને બોલાવી લાવ્યો. ડૉક્ટર આઘાતનું કારણ પૂછી વસુમતીના અચેતન દેહની પરીક્ષા કરવા લાગ્યો. તેણે વસુમતીના મસ્તકમાં થયેલો આઘાત તપાસ્યો. તેની નાસિકાને સ્પર્શ કરી તેના નિશ્વાસ પ્રશ્વાસનો અનુભવ કરવાનો પ્રયત્ન કર્યો. થોડા સમય સુધી હૃદય તપાસી, નાડીની પણ પરીક્ષા કરી. અંતે તેણે ચિંતાતુર મુખે પાર્વતીના તરફ જોઇને કહ્યુઃ–" હવે સઘળા માનુષિક પ્રયત્નોનું કશું ફળ ફળનાર નથી—આ અબળાનું જીવન કોઇ પણ પ્રકારે ટકનાર નથી. અત્યાર સુધીમાં તો એનો આત્મા આ માયાવી સંસારનો ત્યાગ કરી કિરતારના દરબારમાં ચાલ્યો ગયો છે. હવે તમે આ કુસુમ સમાન કોમળ કિશોરીની સેવા સુશ્રુષા કરો."

આમ કહી ડૉક્ટર નિર્મળાને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૬ મું.

### વિષપ્રયોગ.

ઉદ્યાન પાસે આવેલા સરોવર નજીક ઉભા રહીને હરિદાસજીએ ગોપાળદાસને કહ્યું–" તું ત્હારા હાથેજ ટેલિગ્રામ આપી આવ્યો હતો ને? આમ છતાં દુર્લભરાયને આવતાં વિલંબ કેમ થાય છે? તું એક વખત તેમને ત્યાં જઇને જોઈ આવ કે, તેઓ આવ્યા છે કે નહિ? જો આવ્યા હોય તો તેમની સાથે જ તું અત્રે આવજે. હું ત્યાં સુધી મ્હારા યોગમંદિરમાં જઇ યોગસાધનામાં પ્રવૃત્ત થઉં છું.

ગોપાળદાસ દુર્લભરાયને બોલાવવા ચાલ્યો ગયો. હરિદાસજીએ પોતાના વિષ્ણુમંદિરમાં જઈ દુર્લભરાયની એકાન્તમાં બેસી રાહ જોવા માંડી. થોડા સમયમાં જ દુર્લભરાયે આવી દર્શન દીધું.

હરિદાસજીએ અતિ આનંદિત થઇને કહ્યું:–" પધારો ભાઇ! આટલા દિવસના તમારા વિયોગથી હું ઘણો વ્યાકુળ બની ગયો હતો."

" આપનો ટેલિગ્રામ મળતાં જ હું રવાના થઈ ગયો હતો. હવે કહો જોઇએ કે, અહીંના શા નવીન વર્તમાન છે? રજનીકાન્ત સં-

આંનો શો નિશ્ચય કર્યો છે ?" દુર્લભરાયે મહાત્માના બુદ્ધિકૌશલથી વિશેષ પરિચિત થવાના ઉદ્દેશથી પૂછ્યું.

"મ્હેં એ વિષયનો નિર્ણય કરવામાં મ્હારા બુદ્ધિબળનો પૂર્ણ ઉપયોગ કર્યો છે. એ હકીકત હું હમણાં તમને કહી સંભળાવીશ એટલે તમારા આશ્ચર્યનો પણ પાર રહેશે નહિ. તમે તો જાણતા હતા કે, તે કોઈ પણ પ્રકારે મુંબાઈ જવાને રાજી નહોતો. વળી અનંગમોહિનીએ પણ ઘણા દિવસ પછી પોતાનું ખરું સ્વરૂપ ધારણ કર્યું છે. અંતે ઘણી જબરદસ્તી કરીને, છળના પ્રવંચના કરીને મ્હેં રજનીકાન્તને તો મુંબાઇ તેડાવી લીધો. ત્યાં આવીને એ છોકરાએ ઘણો ઉત્પાત કરવા માંડયો. તેણે પ્રત્યેક ક્ષણે એવો દુરાગ્રહ જ કરવા માંડયો કે, 'હમણાં ને હમણાં મ્હને રામપુર મોકલી દો! જો તમે મ્હને બળાત્કારપૂર્વક અહીં રાખશો તો હું આત્મહત્યા કરીશ!' આવી રીતના પ્રલાપનો તે બકવાદ કરવા લાગ્યો; આથી નિરુપાયે મ્હેં એક બીજા જ કૌશલનું અવલંબન કર્યું. વિવિધ પ્રકારની વ્યવસ્થા કરી, ઘણા માણસોને દ્રવ્યથી વશ કરી, અપાર દ્રવ્યનો વ્યય કરીને, બે ઇંગ્રેજ ડૉકટરોનાં સર્ટિફિકેટ મેળવી મ્હેં રજનીકાન્તને ગાંડાની હૉસ્પિટલમાં દાખલ કરી દીધો છે. દુર્લભરાય! ધીમે ધીમે આપણો માર્ગ નિષ્કંટક થતો જાય છે, ચમકતા આપણા ભાગ્યાકાશમાં અપાર સુખનું અત્યારથી જ દર્શન થાય છે."

"આપ આ શું કહો છો? આપ એને 'મૅડહાઉસ'માં રાખી આવ્યા છો? હજી પણ એ ત્યાં જ રહ્યો છે?" દુર્લભરાયે આશ્ચર્યસૂચક પ્રશ્ન કર્યો.

"ત્યાં ન રહે તો ક્યાં જહન્નમમાં જાય? જીવનપર્યંત તેને 'મૅડહાઉસ'માં જ રહેવું પડશે; પરંતુ દુર્લભરાયભાઈ! આ કાર્ય સાધવામાં પુષ્કળ દ્રવ્ય ખરચવું પડયું છે." હરિદાસજીએ ઉત્તરમાં કહ્યું.

"ત્યારે તો આ વાર્તા કદાચ સર્વના જાણવામાં આવી ગઈ હશે. અનંગમોહિનીએ પણ આ સમાચાર જાણ્યા હશે!" દુર્લભરાયે સહજ ભય દર્શાવ્યો.

"આ વાર્તા અદ્યાપિ ઘણાં થોડાં માણસો જ જાણે છે. ભાઇ! આ કાર્ય મ્હેં ઘણી સાવધાનતાથી ગુપ્ત રીતે સંપન્ન કર્યું છે. વળી તમે અનંગમોહિનીની વાર્તા કરો છો? એના સંબંધી મ્હેં જે નૂતન ઉપાયનું અવલંબન કર્યું છે એ જ્યારે તમે સાંભળશો ત્યારે તો ત-

મારા આશ્ચર્યની સીમા જ નહિ રહે.' ગર્વસૂચકસ્વરે હરિદાસજીએ પોતાના કપટનાટકનો સ્ફોટ કરવા માંડયો.

"આપે શા ઉપાયનું અવલંબન કર્યું છે તેનું બ્યાન કૃપાભાવે કરશો?" દુર્લભરાયે ઉત્સુકતા દર્શાવી.

"અનંગમોહિનીએ અત્યાર સૂધી મૌન ધારણ કરી રાખી અંતે જ્યારે નિજસ્વરૂપ ધારણ કર્યું ત્યારે મ્હારા ક્રોધનો પાર રહ્યો નહિ. શું એક સામાન્ય અબળા આપણી ઉન્નતિના માર્ગમાં વિઘ્નકારિણી થાય એ આપણા જેવી મહા બુદ્ધિશાળી વ્યક્તિઓથી જોઈ શકાય? અનેક પ્રકારનો વિચાર કરી મ્હેં મુંબાઇના એક હોશિયાર ડૉકટર પાસેથી, તેને પુષ્કળ પૈસા આપીને એક ઉત્કૃષ્ટ ઔષધ ખરીદ્યું. ઇંગ્રેજીમાં તેને 'Slow poison'—(મૃદુ વિષ) કહે છે. એ ઔષધમાં એવો ચમત્કારિક ગુણ છે કે, તેનું સેવન કરવામાં આવતાં સેવન કરનારને પ્રથમ તો કોઇ પણ પ્રકારની વિક્રિયા થતી જણાતી નથી. એ ઔષધનું સેવન પાંચ છ દિવસ સૂધી કરવામાં આવે છે એટલે ઉન્માદરોગની ઉત્પત્તિ થાય છે. ત્યાર પછી બે અઠવાડીઆના તેના સેવનથી શરીર અવસન્ન બની જાય છે, અને અંતે મૃત્યુની મુલાકાત થાય છે. કેમ ભાઇ! આ વ્યવસ્થા તમને ઉત્તમ નથી લાગતી?"

"આના કરતાં બીજી ઉત્કૃષ્ટ વ્યવસ્થા બીજી શી હોઇ શકે? એ ઔષધનું સેવન અનંગમોહિનીને કરાવવા માંડયું છે ને?" દુર્લભરાયે ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"આજે ત્રણ દિવસથી તેને એ ઔષધનું સેવન કરાવવામાં આવે છે. દુર્લભરાય! હવે માત્ર એક દોઢ માસમાં જ અનંગમોહિનીનું મૃત્યુ થઇ જશે એટલે થોડાં વર્ષને માટે આપણી ચિંતાનો અંત આવી જશે. આ જગતમાં ધર્મનું પૂછડું પકડી રહેવાથી લક્ષ્મીની પ્રાપ્તિ કદાપિ થતી નથી, અને લક્ષ્મીની પ્રાપ્તિ થયા સિવાય સંસારમાં સ્વર્ગીય સુખ અનુભવી શકાતું નથી. ચતુર પુરુષોનો સિદ્ધાંત એવો જ હોય છે કે, દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહિએ"

"એ તો સત્ય છે; કિન્તુ અનંગમોહિની એ ઔષધનું સેવન કરવાને સંમતા કેમ થઈ એ હું સમજી શકતો નથી." દુર્લભરાયે શંકા દર્શાવી.

ઉચ્ચહાસ્ય કરીને હરિદાસજીએ કહ્યું:—"દુર્લભરાઈભાઇ! તમે આ કેવા પ્રકારના પ્રશ્ન પૂછો છો? એ વિષ ખાવાને કબૂલ છે કે નહિ એવો તેને પ્રશ્ન પૂછીને તેને વિષ ખવડાવવામાં આવે છે એમ તમે ધારો

છો ? જે ગોવાળણ હમ્મેશાં તેના માટે દૂધ લઈ આવે છે, તેને છુપી રીતે બોલાવી મંગાવી, થોડું ઇનામ આપીને મ્હેં કહ્યું:—" જો તું તો જોઇ શકે છે કે, બ્હેનની તબિયત દિન પ્રતિદિન ખરાબ થતી જાય છે. જો તેમનું શરીર સુધરે એવું ઔષધ તેમને નહિ આપવામાં આવે તો થોડા જ દિવસમાં તેમનું મૃત્યુ થઇ જશે, અને વળી આ વૃદ્ધાવસ્થામાં સંસારવ્યવહારથી મુક્ત થઇ જવાની હું જે આશા રાખું છું તે આશા પણ વ્યર્થ થઇ પડશે તથા મ્હારે માયાબંધનમાં બંધાઇ રહેવું પડશે; છતાં તેઓ શોકની પ્રબળતાથી ઔષધનું સેવન કરવાની સ્પષ્ટ ના પાડે છે. તેઓ ના પાડે એમાં પણ કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આવી યુવાવસ્થામાં દારુણ વૈધવ્યનું ભયંકર દુઃખ તેમના શિરપર આવી પડયું છે તેથી જીવન પ્રત્યે તેમના અંતરમાં વિરક્તિ ઉપજે એ સર્વ પ્રકારે સંભવિત છે; પરંતુ આપણાથી કાંઇ જાણી જોઇને સ્ત્રીહત્યા થવા દેવાય છે. હે કૃષ્ણ ! હે દામોદર ! હું કેટલો બધો દયાળુ પુરુષ છું એ માત્ર તું એકલો જ જાણે છે. મ્હારા મનમાં પ્રભુનો ડર છે. બ્હેનના જીવનનું રક્ષણ મ્હારે કરવું જ જોઇએ, નહિ તો હું મહા અધર્મી ગણાઉં, અને નરકમાં પણ મ્હને સ્થાન ન મળે. મ્હેં બ્હેનને માટે એક ઉત્તમ પુષ્ટિકર ઔષધ આણ્યું છે. જો તું હમ્મેશાં છુપી રીતે થોડું થોડું ઔષધ મ્હારી પાસેથી લઈ જઇને, તેમના દૂધમાં એ ઔષધ મેળવી, એ દૂધ તેમને આપી આવે તો જ તેઓ આ ભયંકર પ્રસંગમાંથી બચી શકે તેમ છે; પરંતુ આ વાર્તા બ્હેનના કે અન્ય કોઈ પણ માણસના જાણવામાં આવવી જોઇએ નહિ. ગોવાળણે પ્રસન્નતાથી મ્હારાં વચનો માન્ય કર્યાં. તેણે મ્હારી ધર્મયુક્ત પ્રાર્થનાને આનંદપૂર્વક સ્વીકારી. તેની સહાયતાથી જ હું ત્રણ દિવસથી એ ઔષધનું અનંગમોહિનીને સેવન કરાવું છું. ભાઈ ! મૌન ધારણ કરીને શું સાંભળ્યા કરો છો ? આ વ્યવસ્થા ઉત્તમ થઇ છે ને ?"

" મહાશય ! આપના બુદ્ધિબળનું જેમ જેમ હું વિશેષ દર્શન કરતો જઉં છું તેમ તેમ આપના વિચારપ્રાબલ્ય અને વિશાળ બુદ્ધિકૌશલ માટે મ્હારા અંતરમાં અપાર માન ઉપજે છે. આપના મસ્તિષ્ક પ્રદેશમાં ઉપજતી કલ્પનાઓ, મ્હોટા મ્હોટા વકીલો અને બૅરિસ્ટરોની કલ્પનાઓથી પણ ચઢી જાય એવી છે. આપનામાં હું એક સર્વશ્રેષ્ઠ કવિના જેટલી વિચારશક્તિ અને એક ઉત્તમ ધારાશાસ્ત્રીના જેટલું યુક્તિબળ જોઈ આશ્ચર્યમગ્ન બની જઉં છું. ઠીક, આપે મ્હને આ આ સઘળા સમાચાર જણાવવાને માટે ટેલિગ્રામ કર્યો હતો કે શું ?

હવે વિશેષ કાંઇ હકીકત કહેવાની અવશિષ્ટ તો નથી રહી જતી ને ?" દુર્લભરાયે હરિદાસજીની પ્રશંસા કરીને પૂછ્યું.

"જે કારણથી મ્હેં તમને અહીં બોલાવ્યા છે એ કારણનું વર્ણન અદ્યાપિ હું તમારી સમક્ષ કરી શક્યો નથી. લગભગ સર્વ વિષયોની સુવ્યવસ્થા કરવામાં આવી છે; તો પણ એક ને એક ઉપાધી તો વળગેલી જ રહે છે." હરિદાસજીએ નૂતન વિષયની પ્રસ્તાવના કરતાં કહ્યું. "વળી બીજી એક નવી ઉપાધી ઉત્પન્ન થઈ છે. તમે તો ભરુચ જઇને વિનયચંદ્ર ઉપર રૂપિયાની વ્યાજસહિત ડિક્રી કરાવી લીધી. તે પછી વિનયચંદ્રની સ્થાવર જંગમ સઘળી મિલકત સ્વાધીન કરી લીધી છે; કિન્તુ તેનું મકાન સ્વાધીન કરવા જતાં ગંભીર સમસ્યા ઉપસ્થિત થઈ છે ! વિનયચંદ્રની સ્ત્રીનું આકસ્મિક મૃત્યુ થયેલું તો તમે જોઈ ગયા હતા. હવે તેના મકાનમાં પેલી છોકરી અને એક જુની દાસી છે. જે દિવસે હું એ મકાન ઉપર કબજો મેળવવા સરકારી બેલફ, મ્હારા સઘળા માણસો વગેરે સાથે ગયો તે દિવસે એ જુની દાસી પાર્વતી ભયંકરી ચંડીમૂર્ત્તિ ધારણ કરી હાથમાં સાવરણી લઈ, બારણાં વચ્ચે આવીને ઉભી રહી, તથા ઉચ્ચસ્વરે ક્રોધથી કંપતી કંપતી કહેવા લાગીઃ– "હું જોઉં છું કે કોણ આ મકાનને કબજે કરે છે ! ' આ સમયે તેના મ્હોં સ્હામે ઉભા રહેવાનું સામર્થ્ય કોઇનામાં નહોતું. તેની ગગનભેદક બૂમો, બિભત્સ ગાળો વગેરેનું દર્શન અને શ્રવણ કરી સર્વ માણસો પાછા નાશી આવ્યા, અને આ સઘળા સમાચાર તેમણે વિસ્તારથી મ્હને કહી સંભળાવ્યા. મ્હારા માણસોની પાછળ પાછળ એ પાર્વતી પણ મ્હારી પાસે આવી પહોંચી, તથા મ્હોંમાં આવે એવા શબ્દોનો ઉપયોગ કરી, ગાળો દઇ તે મ્હારું ભયંકર અપમાન કરવા લાગી. મ્હારા દરવાનોએ કહ્યું, આપ આજ્ઞા આપો. અમે એ રંડાનું ખૂન કરી નાખીએ; પરંતુ મ્હેં એમ વિચાર્યું કે, "જો તેનું ખૂન કરવામાં આવશે તો આ મામલો ગંભીર સ્વરૂપ ધારણ કરશે. આ સમયે, સાવધાનતાથી જ કામ લેવામાં કલ્યાણ છે." એ દિવસથી જ એ રંડાએ આખા ગામમાં ખળભળાટ કરી મૂક્યો છે. તે સર્વને એમ જ કહે છે કે, મ્હેં જ લુચ્ચાઇથી વિનયચંદ્રની સઘળી મિલકત પડાવી લીધી છે, અને વિનયચંદ્રને દેશનિકાલની સજા કરાવી છે ! એણે મુંબઇ જઇ ગવરનર જનરલના ચરણોમાં નમી પડી સઘળી સત્ય હકીકત તેમને નિવેદન કરવાનો વિચાર કર્યો છે ! ભાઈ ! આટલા માટે જ કાંઇ ઉપાય યોજવાના હેતુથી મ્હેં તમને અત્રે આવવા જણાવ્યું હતું. મ્હારો

મત એવો છે કે, તમે છુપી રીતે એક વખત એ રાક્ષસી સ્ત્રીને મળો. તેને ઉંધું છતું સમજાવી, થોડી ઘણી રકમ આપી પેલી છોકરીની સાથે દૂર દેશમાં રવાના કરી દ્યો. નહિ તો કદાચ તે આપણા કપટતંત્રને જગજાહિર કરી દેશે એવો મ્હારા અંતરમાં પ્રત્યેક ક્ષણે ભય રહે છે."

"ખરું છે. આ સંકટ પણ કાંઈ સામાન્ય કહેવાય એવું નથી! હું આજે સંધ્યાકાળના અરસામાં વિનયચંદ્રને ત્યાં જઈ એ રંડાની સાથે યુકિત પ્રયુકિતથી વાતચિત કરી જોઇશ, અને ત્યાર પછી આપની પાસે આવીશ, એટલે ભવિષ્યમાં શું કરવું તેનો નિર્ણય થઇ જશે."

આમ કહી હરિદાસજીની રજા લઇ દુર્લભરાય વિદાય થઇ ગયો.

## પ્રકરણ ૧૭ મુ.

### પાપીયસી પ્રમદા.

**नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः।**
**सुरूपं वा विरूपं वा पुमानित्येव भुंजते ॥१४॥**
**पौंश्चल्याच्चलचित्ताच्च नैःस्नेह्याच्चस्वभावतः।**
**रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥१५॥**

મનુસ્મૃતિ, અધ્યાય ૯ મો.

હવે આપણે હરિદાસજી ભગતના સાંસારિક જીવનનું અવલોકન કરીએ. હમણા હરિદાસજી ભગતની ઉમ્મર લગભગ સાઠ વર્ષની છે એ વાર્તા વાચકબંધુઓ જાણે છે. તેમની ધનતૃષ્ણા પણ કેટલી બધી પ્રબળ છે, તથા કપટતંત્રમાં તેઓ કેવા કાર્યકુશળ છે એ હકીકત પણ હવે સુજ્ઞ પાઠકોથી અજ્ઞાત રહી નથી.

હરિદાસજી ભગતની પ્રથમની બે સ્ત્રીઓ નિઃસ્સંતાન સ્થિતિમાં જ પરલોકવાસિની થઈ હતી. આથી શુરુઆતમાં તો હરિદાસજીનો નવીન પત્ની સ્વીકારવાનો વિચાર નહોતો; પરંતુ તેમના કેટલાક સ્નેહીઓના અત્યાગ્રહથી તેમણે સંતાનપ્રાપ્તિની મહત્વકાંક્ષાથી ત્રીજી વખત એક સૌંદર્યસંપન્ન સુંદરીની સાથે સંબંધ સાંધી તેને પોતાના સંસાર-રાજ્યની અધીશ્વરી બનાવી હતી; પરંતુ આમ કરતાં હરિદાસજીને પોતાના વહેવાઇને બે હજાર રૂપિયા નગદ આપવા પડ્યા હતા. દ્રવ્ય-લોભી પિતાએ સ્વાર્થવશ થઈ ઘરડાખુવડ જેવા હરિદાસજી ભગતના હાથમાં પોતાની નવયુવતી કન્યા સમર્પણ કરી તેનો ભવ બગાડ્યો હતો.

આપણા આર્યસંસારોમાં આવા પ્રકારનો કન્યાવિક્રય ધમધોકાર ચાલ્યા કરે છે. કન્યાવિક્રયના અતિશય પ્રાબલ્યને લીધે અનેક નવયુવતાઓનું સાંસારિક જીવન શોકના દારુણ અગ્નિમાં બળીને ખાકસાર થઈ જાય છે, અને પોતાની ઇંદ્રિયોને સ્વાધીન રાખવાનું સામર્થ્ય દૂર થતાં તેઓ વ્ય-ભિચાર જેવા મહાપાપમાં પ્રવૃત્ત થઈ તેમનાં માતાપિતાના કીર્તિને સંપૂર્ણ કલંકિત કરે છે. વાસ્તવિક રીતે આ મહાપાપની જવાબદારી તેમનાં અધર્મ-પરાયણ માબાપોના ઉપર જ છે; પરંતુ અફસોસ એ છે કે દ્રવ્યની રાક્ષસી મહત્વાકાંક્ષા સમક્ષ પાપપુણ્યની ચિંતા તેમના અંતરમાં ઉત્પન્ન થતી નથી.

હરિદાસજી ભગતની તૃતીય પત્ની જ્યારે તેમના સંસારમાં આવી ત્યારે તેની ઉમ્મર માત્ર પંદર સોળ વર્ષની હતી તેના પિતાએ પુત્રીને વેચી પુષ્કળ દ્રવ્ય મેળવવાની મહત્વાકાંક્ષાથી જ આટલી મ્હોટી ઉમ્મર થતાં સુધી તેને કુમારિકા રાખી હતી. અંતે હરિદાસજી જેવો સદ્ધર શિકાર પકડી એ નિષ્ઠુર પિતાએ પોતાના સ્વાર્થને સિદ્ધ કર્યો હતો ત્યારે બીજી તરફ આવી સૌંદર્યમયી, લાવણ્યમયી અને સુઘડ પત્ની મળી આવ્યાથી હરિદાસજીનો અંતરાત્મા પણ અતિ આનંદિત થતો હતો. જો કે પતિ પત્નીની ઉમ્મરમાં આસ્માન અને અવની જેટલું અંતર હતું; પરંતુ હરિદાસજીના અંતરમાં એ માટે વિશેષ ચિંતા નથી.

આ સંસારમાં મુખ્યત્વે કરીને એવો નિયમ જોવામાં આવે છે કે, પુરુષ જ્યારે પચાસ વર્ષની ઉમ્મર વીતાડી વનમાં જાય છે ત્યારે તેના શારીરિક અવયવો શિથિલ થતા જાય છે, અને તેથી પ્રજોત્પત્તિ કર-વાનાં કાર્યમાં તે સર્વાંશે નાલાયક થાય છે; આમ છતાં હરિદાસજીના અંતરમાં સંતાનપ્રાપ્તિની મહત્વકાંક્ષા ધનપ્રાપ્તિની મહત્વાકાંક્ષા જેટલી જ પ્રબળ હતી; પરંતુ પુરુષ પ્રયત્ન કરવાનું સામર્થ્ય તેમનામાં નહોતું તેથી તેમની હમણાં લગભગ સાઠ વર્ષની ઉમ્મર થયેલી હોવા છતાં તેઓ સંતાન સુખનું દર્શન કરવાને ભાગ્યશાળી થયા નથી.

હરિદાસજીની નૂતન પત્નીનું નામ તારાસુંદરી હતું. તેણે કન્યા-શાળામાં ગુજરાતી પાંચ ચોપડીઓનો અભ્યાસ કર્યો હતો. લગ્ન થયા પછી તેણે અભ્યાસને મૂકી દીધો હતો; પરંતુ બાલ્યાવસ્થાથી જ તેને નાટકો નૉવેલો વાંચવાનો અને સરખી ઉમ્મરની બાળિકાઓ સાથે શ્રૃંગારિક વાર્તાવિનોદ કરવાનો ચસકો પડી ગયો હતો. આથી ધર્મ કિંવા નીતિ તરફ તેનું વિશેષ લક્ષ્ય ન હોય એ બનવા જોગ હતું. રોજ સારાં સારાં કપડાં પહેરવાં, મસ્તિષ્કમાં સુગંધિત તેલ નાખી કૃષ્ણકેશ-કલાપને સુધરેલી સીસ્ટમથી ઓળી પોતાના મુખમંડળની મોહકતામાં

વધારો કરવો, યથેચ્છ આહાર વિહાર કરવો, કામોત્પાદક વિષયો પ્રત્યે સવિશેષ લક્ષ્ય આપવું આદિ તેનું નિત્યકર્મ હતું. વળી બ્રહ્માએ તેને શારીરિક સુંદરતા સમર્પણ કરવામાં કાંઇ કમીના રાખેલી નહિ હોવાથી આ કૃત્રિમ સૌન્દર્યવર્દ્ધક ઉપાયો તેની પ્રાકૃતિક સુંદરતામાં વૃદ્ધિ કરતા હતા. રામપુર ગામના કેટલાક સ્વેચ્છાચારી યુવકોએ તો આ તેજોમયી તારાને 'રંભા' 'મેનકા' આદિ ઉપનામો આપ્યાં હતાં.

શાસ્ત્રકારોનું એવું કથન છે કે, સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાથી તેમ જ તેમને ધર્મનીતિની કેળવણીથી વિમુખ રાખવાથી અતિ કષ્ટદાયક અને કલંક લાગે એવું પરિણામ આવે છે. મનુએ માત્ર સ્ત્રીઓ માટે જ શય્યા, આસન, અલંકાર, કામક્રોધ, કુટિલતા, દ્રોહભાવ અને કુત્સિત આચારની કલ્પના કરેલી છે, અને તેથી સ્ત્રીઓ આ વિષયમાં ઘણા થોડા વિશ્વાસને પાત્ર છે. જ્યારે સઘળી સ્ત્રીઓના સ્વભાવને ઇશ્વરે આવો બનાવ્યો છે ત્યારે પછી તારાસુંદરીનો સ્વભાવ આ નિયમથી વિરુદ્ધ ક્યાંથી હોઇ શકે? તે પોતાની ઇંદ્રિયોને સંયમમાં રાખવા સર્વથા અસમર્થ હતી. તે પોતાને યોગ્ય થઇ પડે એવા કોઈ પ્રિયકર સાથે સ્નેહસંભોગ ભોગવવાની પ્રબળ મહત્વાકાંક્ષા રાખતી હતી.

એવામાં એક દિવસે કેશવકાન્ત નામનો એક યુવક હરિદાસજી ભગત પાસે આવી ચઢ્યો. આ કેશવકાન્તનો આપણી નવલકથા સાથે વિશેષ સંબંધ હોવાથી અત્રે તેના પૂર્વચરિત્ર અને વર્તમાન ચરિત્રનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે.

પરમપવિત્ર ડાકોર નામક તીર્થક્ષેત્રથી બેત્રણ માઇલ દૂર આવેલું ઉમરેઠ ગામ (ઉમાક્ષેત્ર) કેશવકાન્તની જન્મભૂમિ હતી. ઉમરેઠની સરકારી ગુજરાતી નિશાળમાં તેણે છઠ્ઠા ધોરણની પરીક્ષા આપી હતી; પરંતુ ભાગ્યદેવી અનુકૂળ નહિ હોવાથી અંતે પરીક્ષામાં નાસિપાસ થઈ આપણા કેશવકાન્તને વિદ્યાલયનો ત્યાગ કરવો પડ્યો હતો.

કેશવકાન્ત જ્યારે સાતવર્ષની ઉમ્મરનો હતો ત્યારે તેના પિતા કૉલેરાના ભયંકર રોગનો ભોગ થઇ પડી પરલોકવાસી થઇ ગયા હતા. ત્યારથી અનાથિની વિધવાનો ભાવિ આધાર માત્ર આપણો કેશવકાન્ત હતો. પિતાના મૃત્યુ પાછળ જ્ઞાતિભોજન અને બ્રહ્મભોજન કરાવવામાં અવશિષ્ટ રહેલી ઘણી ખરી સંપત્તિ ખરચાઇ ગઈ હતી અને તેથી જ વિધવા માતા યશોદાએ પુત્રને અભ્યાસ પડતો મૂકી નોકરીએ વળગી જવાની સલાહ આપી હતી. કેશવકાન્તે જ્યારે વિદ્યાભ્યાસનો ત્યાગ

કર્યો ત્યારે તેની ઉમ્મર અઢાર ઓગણીસ વર્ષની હતી; આથી માત્ર સાત ચોપડી ભણેલા એક અજ્ઞાન બાળકને ઉમરેઠ જેવા ન્હાના ગામમાં નોકરી મળવાનું કાર્ય મુશ્કિલ હતું. અંતે પોતાના મન સાથે કેટલોક વિચાર કરી કેશવકાન્તે નોકરી મેળવવાને ભરુચ જવાનો નિશ્ચય કર્યો. એ સમયે ભરુચમાં તેના પિતાના એક મિત્ર કૃપાશંકર નામના રહેતા હતા. એ કૃપાશંકર ભરુચમાંથી પ્રસિદ્ધ થતા ' **ગુજરાત ગૌરવ** ' નામના એક સાપ્તાહિક વર્તમાન પત્રની ઓફીસમાં નામું લખવાનું કાર્ય કરી માસિક પચીસ રૂપિયાનો પગાર મેળવતા હતા. કેશવકાન્ત માતા પાસેથી પાંચ રૂપિયા લઇ ભરુચ ગયો તથા કૃપાશંકરને મળ્યો. કૃપાશંકરે પોતાની ઑફિસના અધિપતિને ભલામણ કરી કેશવકાન્તને માસિક આઠ રૂપિયાની નોકરી અપાવી. આ સમયે કેશવકાન્ત સ્થાનક ગ્રાહકોને ત્યાં પેપર પહોંચાડી આવવાનું તથા ઑફિસ સાફસુફ રાખવાનું કાર્ય કરતો હતો.

નોકરી આવી દુઃખદાયક હોય છે; પરંતુ મનુષ્યમાત્રને સ્થિતિ તેમજ સંયોગોને માન આપવું પડે છે. આ ઓફિસમાં બળદેવપ્રસાદ ગણપતિપ્રસાદ ઠાકોર નામનો એક રિપોર્ટર નોકરી કરતો હતો. તે મેટ્રિક પાસ થયેલો હોવાથી તેને માસિક અઢાર રૂપિયા પગાર મળતો હતો. સુધરેલા લોકોનું પ્રત્યેક પ્રકારમાં અનુકરણ કરવાનો બળદેવપ્રસાદને શૉખ લાગ્યો હતો. તે પોતાને મળતા માસિક અઢાર રૂપિયા મોજશૉખમાં અને વિલાયતી વિલાસ ભોગવવામાં ઉડાવી દેતો. તેના પિતાની કમાણી સારી હોવાથી તેઓ આવા સુધરેલા પુત્રની કમાણીની આશા રાખતા નહોતા!

બળદેવપ્રસાદને વિલાયતી વિલાસનો અને શિષ્ટાચારનો એટલો બધો મોહ લાગ્યો હતો કે, જો તેને કોઇ તેનું નામ પૂછતું તો તે '**મિ. બી. જી.** ઠાકોર ' શબ્દો ઉચ્ચારીને જ પોતાનો પરિચય આપતો હતો. સ્વદેશી પોષાકનો પણ ત્યાગ કરી તેણે આંગ્લવેષથી પોતાના સ્વદેશી અંગનો વિલાયતીનો ઓપ આપવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો હતો. અમે પણ હવેથી બળદેવપ્રસાદને તેમના વિલાયતી પોઝીશનનું સંરક્ષણ કરવાના હેતુથી **બી. જી.** ઠાકોર નામથી જ સંબોધીશું; આમ છતાં સત્યતાનું રક્ષણ કરવાના હેતુથી અમારે એટલું તો કહેવું પડશે કે, **બી. જી.** ઠાકોરને પુસ્તકો વાંચવાનો ઘણો શૉખ હતો. આ પુસ્તકો વાંચવાનો શોખ પણ ધીમે ધીમે ઘણો વધી ગયેલો હોવાથી તે કોઇ કોઇ સમયે પોતાના વર્તમાનપત્રમાં લેખાદિ લખતો હતો; પરંતુ આનું

પરિણામ એ આવ્યું હતું કે, તે પોતાને મહા વિદ્વાન્ અને પંડિત-શિરોમણિ સમજતો હતો. બીજાઓની ટીકામાં પણ માથું મારીને યેન-કેન પ્રકારેણ એક સાક્ષર મહાશય તરીકે પ્રકાશમાં આવી કીર્તિદેવીને વરવાની તેની પ્રબળેચ્છા હતી. અસ્તુ.

ધીમે ધીમે કેશવકાન્તનું હૃદય પણ ઠાકોર તરફ આકર્ષાયું. અવ-કાશના સમયે તે ઠાકોરને ત્યાં જતો, તથા તેની પાસેથી પુસ્તકો લઇ આવી વાંચતો હતો. આથી પરિણામ એ આવ્યું કે, અલ્પકાળમાં જ વર્ત્તમાનપત્રના અધિપતિએ તેનો પગાર વધારી, માસિક રૂપિયા પંદર કરી તેને ખબરો કાઢવાનું કાર્ય સોંપ્યું.

સાપ્તાહિક વર્ત્તમાનપત્રો માટે ખબરો કાઢવાનું કાર્ય એટલું બધું સરળ સહેલું અને શ્રમશૂન્ય સમજવામાં આવે છે કે, અમુક ગણ્યાં ગાંઠયાં વર્તમાનપત્રો સિવાય એ જવાબદારી ભાગ્યે જ બીજાઓના જા-ણવામાં હશે. કેશવકાન્તને એકાએક ખબરો કાઢવાનું કામ મળ્યું તેથી તે પોતાની ઑફિસમાં આવતાં બીજાં ગુજરાતી દૈનિક અને સાપ્તાહિક વર્તમાનપત્રોમાંથી જ ખબરો કાઢી પોતાના પત્ર માટે તૈયાર કરતો હતો; આમ છતાં બ્હાર તે 'હું ગુજરાત ગૌરવ સબ એડિટર છું—મ્હને માસિક પચીસ રૂપિયાનો પગાર મળે છે' એવું અસત્ય કથન કહી અજ્ઞાન માણસો સમક્ષ પોતાની મહત્તા વધારવાનો વ્યર્થ પ્રયત્ન કરતો હતો. જો ભરુચમાં કોઇ સામાન્ય વક્તા, ગ્રંથકાર કે કવિનું ભા-ષણ થતું તો તે તેને મળવા જઇ પોતાના વર્તમાતપત્રમાં તેને કીર્તિના સર્વોચ્ચ શિખરે ચઢાવી દઇ પ્રકાશમાં લાવતો હતો, તેથી આવા પ્રકા-રના કેટલાક કીર્ત્તિલોભી મનુષ્યોની કૃપાને તે પ્રાપ્ત થતો હતો.

ત્યાર પછી કેશવકાન્તના અંતરમાં એક શિઘ્ર કવિવર તેમજ પ્રતિભાશાળી ગ્રંથકાર થવાની મહત્વાકાક્ષા ઉત્પન્ન થઇ. તેણે આપણા આધુનિક કવિઓનાં કાવ્યવિષયક પુસ્તકો વાંચવા માંડયાં એ પુસ્તકો-માંના શબ્દો ચોરી તે પણ પ્રાસ અને માત્રા શૂન્ય કાવ્યો બનાવી ચીંથરે હાલ માસિકો અને વર્તમાનપત્રોના ધોળકાના ઝાંપા સૂધીનું જ્ઞાન ધરાવનારા અધિપતિઓને મોકલી આપવા લાગ્યો. તેમણે લખા-ણની ખોટ હોવાથી આ નૂતન કવિનાં કાવ્યો પ્રસિદ્ધ કરવા માંડયા અને ધીમે ધીમે કેશવકાન્તના કવિજીવનનો આરંભ થઈ ગયો !

પોતાનો પગાર વધીને પંદર રૂપિયા થયેલો હોવાથી કેશવકાન્તે પોતાની માતા યશોદાને પણ ભરુચ બોલાવી લીધી. વિધવા અજ્ઞાન

માતાને પોતાના પુત્રને એક કવિ થયેલો જોઇ કેટલો કાલ્પનિક આનંદ થતો હશે તેની કલ્પના સુજ્ઞ વાચકોએ જ કરી લેવી.

આવી સ્થિતિમાં બે વર્ષ પસાર થઇ ગયાં. એવામાં કેશવકાન્તે એક ઐતિહાસિક મૂળ હિન્દી ગ્રંથનું કપોળકલ્પિત ભાષાંતર કર્યું. આ પુસ્તક લગભગ છ માસ સુધી વેચાયું નહિ; તેથી કેશવકાન્તે કોઈ શ્રીમંત ગૃહસ્થનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આ પુસ્તકમાં છાપી, તેના ઉદાર આશ્રયથી, પોતાની પ્રચંડ વિદ્યાબુદ્ધિના પ્રભાવથી ઉત્પન્ન થયેલા આ પુસ્તકને પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો.

રામપુરના કારભારી મહાશય હરિદાસજી ભગતનું નામ કેટલીક વખત કેશવકાન્તના સાંભળવામાં આવ્યું હતું તેમજ તેમની ધર્મપ્રીતિ અને ઉદારતાની લોકવાયકા પણ સાંભળવામાં આવી હતી તેથી ઑફિસમાંથી ચાર દિવસની રજા લઈ તે હરિદાસજી ભગત પાસે આવી પહોંચ્યો.

જ્યારે કેશવકાન્તનું આગમન થયું ત્યારે હરિદાસજી પોતાના યોગાભ્યાસમાં નિમગ્ન થઈ ગયેલા હતા. સંધ્યાકાળનો સમય થયો હતો. બ્હારના ઓરડામાં હરિદાસજીની નૂતન ગૃહિણી ગાદી તકીએ બેસી એક નવલકથાનું પુસ્તક વાંચતી હતી. તેના મસ્તક ઉપરનું વસ્ત્ર ખસી ગયું હતું. જમણી બાજુના સ્તનપરનું વસ્ત્ર પણ સહજ સરકી ગયું હતું.

કેશવકાન્તે મકાનમાં પ્રવેશ કરી આ નવયુવતીનું દર્શન કરી, સહજ લજ્જિત બની જઇને પૂછ્યું:—" અત્યારે કારભારી મહાશયની મુલાકાત થશે કે ? "

કેશવલાલના હાથમાં પોટલી જોઇને તારાએ ગાદી તકીઆ ઉપર પડી રહીને જ કહ્યું:–" હા અડધા કલાક પછી તેમની મુલાકાત થશે. હમણાં તેઓ યોગસાધના કર છે. તમે બ્હારગામથી આવ્યા હો એમ લાગે છે. અહીં બેસો. હું તમારે માટે શીતળ જળ મંગાવું છું; જેથી તમારી તૃષ્ણા શાન્ત થશે. "

તારાનાં આ વચનો માર્મિક હોઈ તેમાં મોહકતા ભરેલી હતી. કેશવકાન્ત હજી સુધી કુંવારો હતો. શ્રૃંગારિક વિષયો હજી સુધી તેણે માત્ર પુસ્તકમાં જ વાંચ્યા હતા. વળી તે એમ પણ જાણતો હતો કે, કોઈ ધનાઢય ગૃહસ્થ પાસે સહાયતા મેળવવા જતાં પ્રથમ તેની સહધર્મિણીની કૃપા સંપાદન કરવાની આવશ્યકતા રહે છે; તેથી તેણે નમ્રતાપૂર્વક કહ્યું:—" હું ભરુચથી આવું છું. એક ગ્રંથકાર અને કવિ તરીકે મ્હારું નામ દેશ વિદેશમાં વિખ્યાત છે. આપને પણ સાહિત્યનો ઘણો જ શોખ હોય એમ આપના હાથમાં પુસ્તક જોઇને હું ધારું છું. "

" વાહ ! આપ ગ્રંથકાર તેમ જ કવિ છો, ત્યારે તો આપનાં દર્શનથી હું અતિ આનંદિતા થઇ છું. આપ જેવા જ્ઞાની પુરુષના સહવાસથી અલ્પકાળમાં જ ઘણું જ્ઞાન મેળવી શકાશે એવી મ્હારી નમ્ર માન્યતા છે. કવિરાજ ! બિરાજો—જળપાન કરી સ્વસ્થ થાઓ, અને પછી શાન્તિથી આપના આગમનનું પ્રયોજન પ્રદર્શિત કરો. "

એક સામાન્ય સ્થિતિના પુરુષનો એક નવયુવતીદ્વારા આવો આદર સત્કાર થાય છે ત્યારે પુરુષના અંતરમાં કેવો અવર્ણનીય આનંદ ઉપજે છે એ અનુભવી સિવાય અન્ય સમજી શકે તેમ નથી. કેશવકાન્તના આનંદની પણ સીમા રહી નહિ. તેણે પૂર્વવત્ સ્વરે કહ્યું:— " આપ એક વિદુષી રમણી છો તેથી જ્ઞાન મેળવવાની આપની જીજ્ઞાસા બળવતી હોય એ સર્વથા સાહજિક છે. વળી મ્હારું અત્રે આગમન થયું છે તેનું પ્રયોજન એ છે કે, હાલમાં મ્હેં એક હિન્દી ઉત્તમોત્તમ ઐતિહાસિક નવલકથાનું ભાષાંતર કર્યું છે. આ ભાષાંતરમાં પણ મ્હેં મૂળ ગ્રંથકારની કેટલીક મહાન્ ભૂલો સુધારી કેટલાક સ્વકપોલકલ્પિત વિષયોનો સમાવેશ કરેલો છે. એ પુસ્તક મ્હારી દરિદ્રતાના કારણે પ્રસિદ્ધિમાં મૂકી શકવા હું અસમર્થ છું; તેથી તેની કારભારી મહાશયનું સંક્ષિપ્ત જીવનચરિત્ર છાપી ઉત્તેજન મેળવવાની મ્હારી ઇચ્છા છે. શ્રી અને સરસ્વતીનો યોગ ભાગ્યે જ કોઇ સ્થળે થાય છે. વળી આજકાલ આપણા ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ એવી છે કે, પ્રસિદ્ધકર્તાઓ અમારા જેવા વિદ્વાન્ ગ્રંથકારોને બિલ્કુલ ઉત્તેજન કે આશ્રય આપતા નથી. તેઓ પ્રખ્યાતિમાં આવેલા ગ્રંથકારોના જ ગ્રંથોને પ્રસિદ્ધ કરે છે તેથી અમારા જેવાને અંધકારમાં જ રહેવું પડે છે. આમાં કોઇનો દોષ નથી. આજથી ચારસો વર્ષ પૂર્વે, વર્તમાનકાળમાં સમૃદ્ધ થઇ ગયેલા આંગ્લસાહિત્યની પરિસ્થિતિ પણ આવી જ હતી. અસ્તોદયનું ચક્ર આવી રીતે વિશ્વમાં સદા સર્વદા ફરતું જ રહે છે. હું આશા રાખું છું કે, આપ આ સેવકના ઉપર કૃપા કરી કારભારી મહાશયને મ્હારા માટે ઉચિત ભલામણ કરશો. " કેશવકાન્તે વિસ્તારથી પોતાના ઉદ્દેશને નિવેદન કર્યો.

" પંડિત મહાશય ! આપનો ઉદ્દેશ સફળ થાય એ માટે હું મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ. કોણ જાણે કે, શાથી આપનું દર્શન થયું છે ત્યારથી આપ મ્હારા આત્મીય હો એમ જ મ્હારા મનમાં થયા કરે છે. આપે ન્હાની ઉમ્મરમાં વિશાળ જ્ઞાન મેળવ્યું છે એ જોઈ મ્હારા અંતરમાં આપના માટે અપાર માન ઉપજે છે ! વારુ, આપ

પરણેલા છો કે હજી સુધી કૌમાર્યવ્રતનું પ્રતિપાલન કરો છો ?” કામાતુરા તારાએ કેશવકાન્તને માયાના બંધનમાં બાંધવા માંડ્યો.

“ વિદુષિ! કંગાલ સ્થિતિના લીધે જ હજી સુધી હું કુંવારો રહેલો છું. આજકાલ કન્યાનાં માબાપો પાત્રની યોગ્યા યોગ્યતાનો વિચાર નહિ કરતાં લક્ષ્મીદેવીનો જ વિચાર કરે છે; તેથી જ આજકાલના જમાનામાં મ્હારા જેવા વિદ્વાન્ યુવકો પણ સાંસારિક સુખ ભોગવવાને કમનસીબ રહે છે. ઇશ્વિરેચ્છા હશે તો હવે થોડા જ કાળમાં હું લગ્ન કરવા જેવી સ્થિતિમાં આવી શકીશ.” કેશવકાન્તે પોતાનું દુઃખ દર્શાવ્યું.

“ આપનું કહેવું યથાર્થ છે. આપ જેવા વિદ્વાન્ યુવાનનો યુવાવસ્થાનો સુખ મેળવવાનો સમય વ્યર્થ ચાલ્યો જતો જોઈ મ્હારા મનમાં આપના માટે ઘણી સહાનુભૂતિ ઉપજે છે. જો દરિદ્રતાનું દુઃખ ન હોત તો આટલી ઉમ્મરે તો આપ સંતાનસુખ મેળવવાને પણ કદાચ ભાગ્યશાળી થયા હોત.” તારાએ મોહનાસ્ત્ર સંધાન કરવા માંડ્યું.

આટલી વાતચિત થયા પછી બન્ને જણાંએ થોડા સમય માટે મૌન ધારણ કર્યું. હરિદાસજી મહાત્માની યોગસાધનાનો સમય વીતિ ગયેલો હોવાથી તારાસુંદરી ઉઠી, કેશવકાન્તને ત્યાં જ બેસવાની સૂચના કરી ઘરમાં ચાલી ગઇ.

તારાસુંદરીના ત્યાંથી વિદાય થઇ ગયા પછી અલ્પકાળમાં જ કેશવકાન્ત કારભારી મહાશય હરિદાસજીની મુલાકાત કરી શક્યો. હરિદાસજી કૃષ્ણનો નામોચ્ચાર કરતા ગાદી તકીએ બેઠા એટલે કેશવકાન્તે નમ્રતાથી તેમને પ્રણામ કર્યા, તથા હરિદાસજીએ તેના આગમનનું પ્રયોજન પૂછ્યું એટલે તેણે સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી હરિદાસજી મહાત્માએ કહ્યું:—“ મહાશય ! તમે મ્હારું જીવનચરિત્ર છાપવા ઇચ્છો છો એ મતથી હું સર્વથા વિરુદ્ધ છું. હું કેવો નિષ્કામ છું એ માત્ર જગન્નિયંતા નારાયણ જ જાણે છે. વળી હું તો તૃણાદપિ તૃણ છું તેથી જાહિરમાં આવવા જેટલી યોગ્યતા મ્હારામાં ન હોય એ સર્વથા સ્વાભાવિક છે; છતાં તમે જ્યારે ઠેઠ ભરુચથી આ કાર્ય માટે આશામાં ને આશામાં અત્રે આવ્યા છો ત્યારે હું તમને નિરાશ કરવાને ઇચ્છતો નથી. રાત્રે હું આ બાબતનો પૂરતો વિચાર કરી આવતી કાલે તમને યોગ્ય ખુલાસો કરીશ. તમે પણ શ્રમિત થઇ ગયા હશો એટલે ભોજનાદિથી નિવૃત્ત થઇ વિશ્રાંતિ લ્યો. ”

" જેવી આજ્ઞા." કેશવકાન્તે કહ્યું.

ત્યાર પછી હરિદાસજી સાથે કેશવકાન્ત ભોજન કરવા ગયો. આ સમયે તારા પરિવેશન કરવા ઉભી રહી હતી. બન્ને જણા જમવા બેઠા. હરિદાસજી જાણે નહિ તેવી રીતે ક્વચિત્ ક્વચિત્ તારાનાં નયનયુગલનું કેશવકાન્તનાં નયનયુગલ સાથે મિલન થઇ જતું હતું. ઉભયના અંતરમાં જાણે કે એક પ્રકારનો નૂતન ભાવ ઉત્પન્ન થયો હતો. હરિદાસજીના તરફ દૃષ્ટિ કરતા કેશવકાન્તના અંતરમાં વારંવાર એ જ વાક્યોનું સ્મરણ થયા કરતું હતું કે.

" લંગડી ઘોડી ને લાલ લગામ,
મીંઆ જઈફ ઔર બીબી જવાન."

## પ્રકરણ ૧૭ મું

### અબળાનું અધઃપતન.

રાત્રે ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઈ હરિદાસજીએ ઘણા સમય સુધી દુર્લભરાયની રાહ જોઈ; પરંતુ દુર્લભરાય આવી પહોંચ્યો નહિ તેથી તેઓ પોતાના શયનગૃહમાં જઇને સુઇ રહ્યા. શય્યાવશ થયા પછી પણ તેઓ આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યા. પાપી મનુષ્યને આ સંસારમાં ક્ષણકાળના માટે પણ શાન્તિ મળતી નથી એ નિયમને હરિદાસજી ભગત પણ કાંઈ અપવાદરૂપ નહોતા. આજે પણ તેઓ શય્યાનો આશ્રય સ્વીકારીને સ્વગત વિચાર્યા કરતા હતા કે, "ધીમે ધીમે હું મ્હારી પ્રપંચજાળનો પૂર્ણ વિસ્તાર કરી મ્હારા ભાવિ સુખના માર્ગને સ્વચ્છ બનાવતો જઉં છું; છતાં ઈશ્વરે મ્હને એક પણ સંતાન આપ્યું નથી. સંતાન પ્રાપ્તિની મહત્વાકાંક્ષાથી જ મ્હેં પુનર્લગ્ન કર્યું; છતાં હજી સુધી મ્હારી મહત્વાકાંક્ષા ફળિભૂત થઈ નથી. આવી પ્રૌઢાવસ્થામાં હવે જો ઇશ્વર એક પુત્રનું સુખ આપે તો મ્હારી સકળ ચિંતાનો નાશ થઇ જાય અને મ્હારા આયુષ્યના અવશિષ્ટ દિવસો આનંદમાં પસાર થાય. સંતાન વિનાનાં માતાપિતાની મૃત્યુપશ્ચાત્ સદ્ગતિ થતી નથી એવું હિન્દુશાસ્ત્રોનું કથન છે; માટે જ્યાં સુધી પુત્રની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તો આ સઘળું સુખ અને ઐશ્વર્ય અપૂર્ણ જ ગણાય."

આવા પ્રકારની ચિંતા કરતા કરતા હરિદાસજી ભગત મધ્યરાત્રિનો સમય થવા આવતાં નિદ્રાધીન થઈ ગયા. પ્રૌઢાવસ્થામાં કુદરતી રીતે જ નિદ્રાનું પ્રાબલ્ય વિશેષ રહે છે, અને હરિદાસજી જેવા ચિંતાતુર માણસને મધ્યરાત્રિ પછી અલ્પકાળના માટે ગાઢ નિદ્રા આવે એ સર્વથા સંભવિત હતું. અલ્પકાળમાં જ તેઓ નિદ્રાધીન થઇ ગયા અને તેમની નાસિકાનો ગંભીર ધ્વનિ થવા લાગ્યો.

હવે આપણે તારાસુંદરીનો વિચાર કરીએ. તે પતિની પાસે જ એક બાજુએ પાસું ફેરવીને સૂઇ રહી હતી. તેણે પોતાનાં નેત્રો સૂઈ રહેતાંની સાથે જ મીંચી દીધાં હતાં; પરંતુ સત્યતાનું રક્ષણ કરવા માટે અમારે કહેવું જોઇએ કે હજી સુધી તે જાગ્રત સ્થિતિમાં જ હતી.

તારા પોતાના અંતરમાં એટલું તો ચોક્કસ જાણતી હતી કે, પોતાના પતિ કોઈ ગંભીર કાર્યવ્યવસાયની ચિંતામાં ગુંથાયા હતા; છતાં હરિદાસજી પત્ની સમક્ષ પોતાના અંતરની વાર્ત્તા કદાપિ નિવેદન કરતા નહિ. તેઓ એમ જ માનતા હતા કે, શાસ્ત્રકારોના મતાનુસાર સ્ત્રીની બુદ્ધિ પ્રલયંકરી કિંવા સર્વસ્વનો વિનાશ કરનારી હોય છે. સુજ્ઞ મનુષ્યે કદાપિ અંતરની ગુપ્તવાર્ત્તાનો પત્ની સમક્ષ સ્ફોટ કરવો જોઇએ નહિ. જો બિલાડીના ઉદરમાં ખીર ટકી શકે તો જ સ્ત્રીજાતિના અંતરમાં કોઈ ગુપ્તવાર્ત્તા ટકી શકે છે. હરિદાસજીના વિચારો આવા સંકુચિત હોવાથી તેમજ ઉમ્મરમાં પણ ઘણું અંતરાય હોવાથી પતિ પત્નીના આત્માનો જે યોગ થવો જોઇએ—એક બીજાંનાં અંતરમાં જે આકર્ષણ થવું જોઇએ તે થયું નહોતું. તેઓ ઉભય માત્ર દૈહિક લગ્નસંબંધથી સંધાયલા સ્ત્રી પુરુષ હતાં એમ જ કહીશું તો તે વિશેષ ઉચિત લેખાશે. કન્યાવિક્રય કરનાર માબાપોની કન્યાનું સંસારસુખ આવા પ્રકારનુંજ હોય છે. કન્યાવિક્રયથી કેવાં અનિષ્ટ પરિણામ આવવાની સંભાવના રહે છે એ તારાના ચિત્રચારિત્ર્યના પૂર્ણ દિગ્દર્શનથી સુજ્ઞ પાઠકબંધુઓ સમજી શકશે.

હરિદાસજી નિદ્રાધીન થઈ ગયા તો પણ તારા જાગ્રત સ્થિતિમાં જ સૂઈ રહી હતી. તે પણ પોતાના અંતરમાં અનેકવિધ વિચારો કર્યા કરતી હતી. કેશવકાન્તની મુલાકાત થયા પછી તેના અંતરમાં એક પ્રકારની પ્રબળ વાસના ઉત્પન્ન થઈ ગઈ હતી. ધર્મશિક્ષણના અભાવે તારા એ વાસનાને સંયમમાં રાખવા સર્વથા અશક્ત હતી. ઉદ્દામ લાલસાના અગ્નિમાં બળી મરવાનો તેના મનમાં પ્રતિ ક્ષણે મોહ ઉપજતો હતો. આ સમયે ભાવિનો વિચાર કરવાનું સામર્થ્ય કિંવા બુદ્ધિબળ

તેનામાં બિલ્કુલ નહોતું. તે વિચાર્યા કરતી હતી કે, "જગતનાં સઘળાં સ્ત્રી પુરુષો યુવાવસ્થામાં સંસારસુખનો સ્વર્ગીય અનુભવ મેળવે છે ત્યારે હું અભાગિની મ્હારાં નિષ્ઠુર માતાપિતાના સ્વાર્થનું બળિદાન થઈ પડી અસહ્ય યાતના ભોગવું છું. વૃદ્ધપતિ મ્હારા વિકારોની પરિતૃપ્તિ કરી શકવા અસમર્થ છે તેથી હું કોઇ સુયોગ્ય યુવક પાસેથી સંસારસુખ મેળવું એ શું પાપ છે? જો એ પાપ જ હોય તો તેની જવાબદારી મ્હારાં સ્વાર્થપરાયણ માતાપિતા અને મૂર્ખ પતિના ઉપર જ છે. જ્યારથી મ્હેં આ કવિની મુખમુદ્રા જોઇ છે ત્યારથી મ્હારી વિકારવૃત્તિ અતિ પ્રબળ બની ગઈ છે. વળી આ યુવક દીનદરિદ્ર હોવાથી તેમજ એ રસિક હોવાથી મ્હારી ઇચ્છાને પરિતૃપ્ત કરશે જ એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે; છતાં જો એ મ્હારી પ્રાર્થના નહિ સ્વીકારે તો હું કોઈ પણ ઉપાયે તેને તે સ્વીકારવાની ફરજ પાડીશ. અત્યારે મ્હને જે ઉત્તમ સુયોગ પ્રાપ્ત થયો છે તેને વ્યર્થ નહિ જવા દઇશ--બસ એ રસિક યુવકની સાથે કામક્રીડા કરી હું મ્હારા અંગમાં જાગ્રત થયેલી અનંગની આગને બુઝાવીશ." પોતાના અંતર સાથે આવો દૃઢ નિશ્ચય કરી પાપિષ્ઠા તારા શય્યામાંથી સાવધાનતાથી ઉઠી જે એકાન્ત ઓરડામાં કેશવકાન્ત સૂઈ ગયો હતો એ ઓરડા તરફ જવા લાગી. અત્યારે વિકારની વ્યાકુળતાથી તારાનું સર્વાંગ કંપતું હતું, તેના ચરણદ્વય લથડતા હતા. વદનમંડળ પર હાસ્યવિષાદની એકત્ર થયેલી છાયા જોવામાં આવતી હતી. '**कामातुराणां न भयं न लज्जा**' એ સૂત્રાનુસાર સાહસનો સંચય કરી તારા પોતાના સ્ત્રીજીવનને કલંકિત કરવાની કામનાથી કેશવકાન્તના શયનગૃહ તરફ જતી હતી.

જે શયનગૃહમાં કેશવકાન્ત સૂઈ ગયો હતો તે શયનગૃહ નીચેના ભાગમાં આવેલું હતું. પ્રથમથી જ તારાએ કેશવકાન્તના બિછાનાની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની કરાવી હતી. શયનગૃહમાં એક દીપક સળગતો હતો. એ દીપકના પ્રકાશની સહાયતાથી કેશવકાન્ત એક ગુજરાતી કાવ્યગ્રંથ વાંચતો શય્યામાં સૂતો હતો. શયનગૃહનાં દ્વાર અડધાં ઉઘાડાં હતાં; પરંતુ કેશવકાન્તનું લક્ષ્ય તે તરફ નહોતું.

ધીમે ધીમે તારાએ દાદર ઉતરી, શયનગૃહ પાસે જઈ અંદર પ્રવેશ કરી શયનગૃહનાં દ્વાર બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી. આ સમયે સાંકળનો ખડખડાટ થતાં કેશવકાન્તે દ્વાર તરફ દૃષ્ટિ કરી. દૃષ્ટિ કરતાં જ તે ચમકી ઉઠયો; કિન્તુ સમયનો અને સ્થાનનો વિચાર કરી તેણે આત્મસંવરણ કર્યું. તારા કંપિત સ્થિતિમાં કેશવકાન્તની

શય્યા પાસે જઇ શરમથી નીચું જોઈ ઉભી રહી. એથી કેશવકાન્તે નિરુપાયે પ્રશ્ન કર્યો:—"શ્રીમતિ ! આવી મધ્યરાત્રે મ્હારી પાસે આપ શા ઉદ્દેશથી આવ્યાં છો ? જો મ્હારા આ પ્રશ્નમાં આપને અસભ્યતા જણાતી હોય તો તે માટે હું પ્રથમથી જ આપની પાસે ક્ષમાની યાચના કરું છું."

"વિદ્વાન્ પુરુષ ! તમે એક સુચતુર કવિ તેમજ બાહોશ ગ્રંથકાર છો; છતાં મ્હારા જેવી એક સામાન્ય અબળાના અંતરનો હેતુ સમજી શકતા નથી? તમારી વિદ્વતા અને રસિકતાનું દર્શન કરી હું મુગ્ધ બની ગઈ છું. આપના જેવા રસિક અને સરસ્વતીસેવકની સાથેના ક્ષણકાળના સહવાસથી હું મ્હારા સ્ત્રીજીવનની સાર્થકતા કરી શકીશ એવો મ્હને પૂર્ણ વિશ્વાસ છે." તારાએ માર્મિક વચનો ઉચ્ચાર્યાં.

"આપ મ્હારા માટે જે માન ધરાવો છો એ માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; કિન્તુ હું જગતની દૃષ્ટિથી એક પરપુરુષ છું. આવી મધ્યરાત્રે આપ મ્હારી પાસે મ્હારા એકાન્ત શયનગૃહમાં આવ્યાં છો એ વાર્ત્તા કર્મધર્મસંયોગે જો આપના પતિના જાણવામાં આવે તો મ્હારી કેવી દુર્દશા થઇ જાય એનો આપ પંડિતા હોવાથી સહેલાઇથી વિચાર કરી શકો તેમ છો !" કેશવકાન્તે ભય દર્શાવ્યો.

"એ માટે આપ નિશ્ચિંત્ત રહો. મ્હારા પતિ હમણાં ગાઢ નિદ્રાને આધીન થઇ ગયા છે. તેમની નિદ્રાનો પ્રભાતકાળ થયા સિવાય ભંગ થાય તેમ નથી. પ્રભાતકાળપર્યંત આપણે નિર્વિઘ્ને અરસપરસના સહવાસનું સ્વર્ગીય સુખ અનુભવી શકીએ તેમ છીએ. વળી આપ વિચાર કરી જુઓ કે હમણાં આપ મ્હારી આધીનતામાં છો. મ્હારી ઇચ્છાને આપે માન્ય કરવી જ પડશે. એક યુવતી પ્રણયિનીની પ્રેમપ્રાર્થનાનો આપ અસ્વીકાર કરો એવા મૂર્ખ નહિ જ હો એમ ધારી અત્યારે મ્હેં આપની પાસે આવવાનું સાહસ કર્યું છે." તારાએ ધીમે ધીમે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરવા માંડી.

"શ્રીમતિ ! મ્હને ક્ષમા આપો. અદ્યાપિપર્યંત મ્હેં મ્હારું જીવન કલંકિત કર્યું નથી. આપ પરસ્ત્રી છો તેથી હું આપની વાસના શાન્ત કરી શકવા લાચાર છું. શા માટે આપ આવા અધર્મી વિચારોને આપના અંતરમાં સ્થાન આપો છો ?" કેશવકાન્તે તારાનાં વચનોનો અસ્વીકાર કર્યો.

"મહાશય ! વિચાર કરી જુઓ કે, મ્હારી પ્રાર્થના અમાન્ય

કરવાથી આપનો હેતુ સફળ થનાર નથી. એટલું જ નહિ પરંતુ હું આપના જ ઉપર સઘળો આરોપ મૂકી દઈ, આપના જીવનનો નાશ અને પ્રતિષ્ઠાની પાયમાલી કરીશ. એક પ્રેમપિપાસુ પ્રમદાની પ્રણયનિરાશા કેવી પ્રાણુહારક હોય છે તેનો હું આપને અનુભવ કરાવીશ; માટે ભાવિનો વિચાર કરી આ પ્રણયિનીની પ્રેમપ્રાર્થના સ્વીકારો અને રતિરસની વૃષ્ટિ કરી મ્હારા અંગમાં જાગેલી પ્રચંડ કામજ્વાળા બુઝાવો. તેથી આપને અપાર સુખની પ્રાપ્તિ થશે. હું આપની દરિદ્રતાના દુઃખને દૂર કરીશ-આપની સકળ ઇચ્છાઓ પરિપૂર્ણ કરીશ.” તારાએ લોભ દર્શાવ્યો.

અલ્પકાળ સુધી કેશવકાન્તે પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા કર્યો, પછીથી તેણે કહ્યું:-“આપની ઇચ્છા જો કે હું પૂર્ણ કરું ખરો; કિન્તુ આપ હમ્મેશાંને માટે મ્હારા સહવાસસુખને ભોગવી શકો તેમ નથી; કેમકે મ્હારું કાર્ય થઇ ગયા પછી હું અહીંથી ચાલ્યો જવાનો છું. માટે મ્હારી સાથે વિલાસ ભોગવવાની વાસના દૂર કરી અન્ય કોઇ સુયોગ્ય યુવકને આપ આપના આશક તરીકે પસંદ કરો. જો કે હું આપને આવો ઉપદેશ આપું છું એ એક પ્રકારનું અનુચિત કાર્ય કરું છું; કેમ કે આર્યનારીએ પોતાના પતિ સિવાય પરપુરુષનો વિચાર સુદ્ધાં કરવો જોઇએ નહિ એવું હિન્દુશાસ્ત્રોનું કથન છે.” કેશવકાન્તે શાસ્ત્રનો સિદ્ધાંત સંભળાવ્યો.

“મહાશય! ત્યારે માબાપોએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે કન્યાવિક્રયના નીચ અને તિરસ્કારપાત્ર માર્ગને સ્વીકારવો એ શું હિન્દુશાસ્ત્રોનું કથન છે? મ્હારાં માબાપોએ જો મ્હારા માટે કોઇ શ્રીમાન્, ગુણવાન્, વિદ્વાન્, બળવાન્ તથા સૌંદર્યવાન્ પતિની પસંદગી કરી હોત તો મ્હારા મનમાં હું કાળાંતરે પણ પરપુરુષના વિચારને સ્થાન આપત નહિ; પરંતુ મ્હારાં દયાશૂન્ય માતાપિતાએ જ દ્રવ્યલોભને વશ થઇ મ્હારા સાંસારિક જીવનને વિષમય બનાવી દીધું છે. મ્હારા વૃદ્ધ સ્વામી વાસ્તવિક રીતે મ્હારા સ્વામી જ નથી. જો દેહલગ્નને વાસ્તવિક લગ્ન ગણવામાં આવતું હોય તો જ તેઓ મ્હારા સ્વામી છે.” તારાએ અંતરોદ્‌ગાર કાઢ્યા.

“આપનું કહેવું સત્ય છે. કન્યાવિક્રયની ક્રૂરતાના લીધે જ આજકાલનાં માબાપો પોતાની ન્હાની ઉમ્મરની પુત્રીઓને, દ્રવ્યલોભને આધીન થઈ પ્રૌઢ કિંવા વૃદ્ધ પુરુષો સાથે પરણાવે છે, અને તેમના જીવનની પાયમાલી કરી નાખે છે. આ ભયંકર અનિષ્ટકારક કન્યાવિક્ર-

યના રિવાજને લીધે જ દિન પ્રતિદિન આર્યવિધવાઓની સંખ્યા વધતી જાય છે. તેઓ અકાળે જ સંસારના સકળ સુખથી વંચિતા થાય છે. આવી સ્થિતિમાં ધર્મ અને નીતિનું સંરક્ષણ તેમના દ્વારા થાય એ સર્વથા અસંભવિત જણાય છે, કેમકે આર્યનારીઓને વર્તમાનકાળમાં પણ પૂરતું ધાર્મિક શિક્ષણ આપવામાં આવતું નથી. " કેશવકાન્તે કન્યાવિક્રયનું પરિણામ નિવેદન કર્યું.

કેશવકાન્તનાં વચનો સાંભળી તારાએ અંતરમાં વિશેષ ઉત્સાહિત થઇને કહ્યું:–" કેશવકાન્ત ! આ અભાગિનીપર કૃપા કરો. મ્હારા અંતરની વ્યથા હવે હું વેઠી શકતી નથી. વિચારી જુઓ કે, હમણાં જે સમય પસાર થાય છે તે ઘણો મૂલ્યવાન્ છે. મ્હારી પ્રાથનાનો સ્વીકાર કરવાથી આપના ભાગ્યાકાશમાં આપ અપાર સુખનું દર્શન કરી શકશો. આજકાલ કરતાં ઘણા કાળથી મ્હેં મ્હારી વાસનાઓને સંયમમાં રાખી હતી; પરંતુ હવે હું લાચાર છું. પ્રિયતમ ! એક વખત આ અભાગિનીને પ્રિયા કહીને બોલાવો. હવે આ તૃષાતુર ચાતકિનીને વિશેષ ન તલસાવો. આવો આવો મ્હારા પ્રિયતમ ! મ્હને આલિંગન કરવા આવો, અને આ રતિસ્વરૂપિણી સુંદરીના કામદેવ થઇ સ્નેહસુધા વર્ષાવો. "

આમ કહેતી તારા અગ્રેસર થઈ તથા તેણે કેશવકાન્ત પાસે જઇ તેને પોતાના બાહુપ્રદેશમાં દબાવ્યો. કેશવકાન્તે પણ માયાની પ્રબળતા સમક્ષ પરાજિત થઇ, તારાને આત્મસમર્પણ કર્યું. માયાવી સંસારમાં પાપનાટકનો આ પ્રથમ પ્રવેશ ભજવાયો. આ નાટકનું અંતિમ પરિણામ કેવું હૃદયવિદારક અને અનુકંપાજનક આવ્યું એ આગળ ઉપર વાચકબંધુઓ જાણી શકશે.

---

## પ્રકરણ ૧૮ મું.

### આત્મોત્સર્ગ.

" અહો હો ! આ મીઠી કુદરત તણી કેવી મૃદુતા !
અરે ! તેમાં ક્યાંથી હૃદય તમ શીખ્યાં અજડતા ?
ત્હમારે માટે કો હૃદય ભગવું જે કરી રહે,
અરે ! તેને ચીરો ! તમ હૃદય તો ચીરીશ હવે ! "

કલાપી.

'સોબતે અસર અને તોખમે તાસીર' એ સૂત્રાનુસાર દુર્લભરાય હરિદાસજી જેવા બગભગતના સહવાસથી પાપપરાયણ થયો હતો; કેટલીક વખતે દુર્લભરાયના અંતરમાં એવો વિચાર ઉપજતો હતો કે, હવે હરિદાસજીના કોઇ પણ પાપકાર્યમાં સહાયતા કરવી નહિ; પરંતુ દ્રવ્યનો લોભ તેના આ વિચારને અલ્પકાળમાં શાન્ત કરી દેતો હતો. આત્મા અને ચંચળ મનના યુદ્ધમાં મનનો જ અત્યાર સુધી વિજય થતો હતો; આમ છતાં આજે તેણે હરિદાસજીના મુખે જે ભયંકર વાર્તા સાંભળી તેથી તેનું કાળજું કંપી ઉઠ્યું હતું; કિન્તુ તેણે તેમના સમક્ષ પોતાના અંતરના ભાવને પ્રદર્શિત કર્યો નહોતો. આજની હકીકત સાંભળવામાં આવતાં તેનું અંતર ખિન્ન થઇ ગયું હતું એમાં બિલકુલ સંદેહ નહોતો. અંતે તેણે આજે વિનયચંદ્રને ત્યાં જઇ કોઇ પણ પ્રકારે હરિદાસજીના સહવાસમાંથી મુક્ત થઇ જવાનો દૃઢ નિશ્ચય કર્યો.

સંધ્યાકાળ થયો હતો. સૂર્યદેવ પશ્ચિમાકાશમાં ઉતરી પડયા હતા. સંધ્યાસુંદરી રંગબેરંગી વસ્ત્રોથી વિભૂષિતા થઇ તેમનું સ્વાગત કરતી હતી. પશુ-પંખીઓ મધુર અને કર્ણપ્રિય કલરવ કરતાં યથાસ્થાને જતાં જોવામાં આવતાં હતાં. રસ્તા ઉપર મનુષ્યોનો અવરજવર ઓછો થઇ ગયો હતો. આવા સમયે વિનયચંદ્રને ત્યાં પાર્વતીના ખોળામાં મસ્તક ગોઠવી નિર્મળા હૃદયવિદારક આક્રંદ કરી રહી હતી. દેવી સ્વરૂપિણી માતાનું તે એક ક્ષણ માટે પણ વિસ્મરણ કરી શકતી નહોતી.

પાર્વતીએ નિર્મળાનું સાંત્વન કરવાના ઉદ્દેશથી કહ્યું:—"બ્હેન! તું આવી રીતે રડી રડીને મરી જઇશ તો પણ માતાજી પાછાં મળવાનાં છે કે? આમ કરવાથી તો ઉલટો ત્હારો જીવ જોખમમાં આવી પડશે."

"પાર્વતીમાશી, હવે મ્હને મ્હારા જીવની શી ચિંતા છે? હવે તો જો આ અભાગિનીનું મૃત્યુ થાય તો સારું. અરેરે! મ્હારા અંતરમાં જે વ્યથા થાય છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. આ જ સુધીમાં હું કદાપિ એક દિવસના માટે પણ મ્હારી માતાથી દૂર થઈ નહોતી. હું આજે મ્હારી એ મમતામયી માતાનું મ્હોં કેવી રીતે ભૂલી જઉં? પાર્વતીમાશી, મ્હને આશીર્વાદ આપો કે, સત્વર હું મ્હારી માતા પાસે જઈ શકું. મ્હારી માતા જગજ્જનની અંબિકાદેવીના જેવી જ હતી તથા મ્હારા પિતા મહાદેવસ્વરૂપ હતા; પરંતુ આ અભાગિની પુત્રીના લીધે જ તેમની આવી દુર્દશા થઇ છે. મ્હારી ચિંતાના પરિણામે તેઓ પોતાનો એક પણ દિવસ સુખમાં પસાર કરી શકયાં નહોતાં!"

"બ્હેન ! આપણા કમનસીબ કિસ્મતમાં નિર્માણ થયેલું કષ્ટ ભોગવ્યા સિવાય કાંઇ આપણો છુટકારો થાય છે ? હવે તો ત્હારા પિતાજી અત્રે આવી પહોંચે એવો કોઇ ઉપાય કરવો જોઇએ." પાર્વતીએ કહ્યું.

નિર્મળાએ ઉઠી બેઠી થઇને કહ્યું:-" પાર્વતીમાશી, આ જીવનમાં હવે હું મ્હારા પિતાશ્રીનું દર્શન કરી શકીશ કે ? કયા ઉપાયનો પ્રયોગ કરવાથી હું મ્હારા પિતાને પ્રાપ્ત કરી શકીશ—તેમના દર્શનથી મ્હારા હૃદયભારને હલકો કરી શકીશ? માશી, જે ઉપાય હોય તે મ્હને સત્વર કહો."

"સીતારામ શર્માએ કહ્યું છે કે, હાઈકોર્ટમાં તે દરખાસ્ત દાખલ કરી આવ્યો છે. એ દરખાસ્તનો વિચાર થતાં ત્હારા પિતાશ્રી મુક્ત થઇ જશે." પાર્વતીએ આશ્વાસન આપ્યું.

"જોત જોતાંમાં ત્રણ માસ તો વીતિ ગયા છે. પુનઃ એ સંબંધીના તપાસ કરવા માટે તમે સીતારામ શર્માને મુંબાઇ કેમ મોકલતાં નથી? જો તમે કહેતાં હો તો તેમની સાથે હું પણ—"

નિર્મળાનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ બ્હારથી કોઇનો અવાજ આવ્યો કે, "ઘરમાં કોણ છે? એક વખત અહીં આવી મ્હારી વાર્ત્તા સાંભળી જાઓ."

પાર્વતીએ દ્વાર પાસે જઇને જોયું કે, દ્વારની પાસે જ એક લગભગ ચાળીસેક વર્ષની ઉમ્મરનો બળવાન્ પુરુષ ઉભો રહ્યો હતો. તેનું શરીર શ્યામવર્ણનું હતું. આગંતુક તરફ પ્રખર દ્દષ્ટિપાત કરીને પાર્વતીએ કઠોર સ્વરે પૂછ્યું:-" તમે કોણ છો? તમારે શું જોઇએ છીએ?"

દુર્લભરાયે પૂછ્યું:-" તમારું નામ જ પાર્વતી છે કે?"

"હા કેમ શું છે? જે વાર્ત્તા કહેવાની હોય તે સત્વર કહી નાખો." પાર્વતીએ પૂર્વવત્ સ્વરે કહ્યું.

"હું તમને જે વાર્ત્તા કહેવા આવ્યો છું તે વાર્ત્તા એ જ છે કે, કચેરીની આજ્ઞા કાંઇ રદ થાય તેમ નથી, એ તમે સારી રીતે જાણો છો. કારભારી મહાશયના માણસો આ મકાનને સ્વાધીન કરવાને તે દિવસે સરકારી પરવાનો લઈ—"

દુર્લભરાયનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ રણચણ્ડીનું ભયંકર સ્વરૂપ ધારણ કરીને પાર્વતીએ કહ્યું:—"રહેવા દો રહેવા દો તમારા સરકારને તેમ જ પરવાનાને! તમે પણ એ લુચ્ચા કારભારીના જ માણસ હો એમ

મ્હને લાગે છે. સહજ ઘરમાં તો આવી જુઓ એટલે તમને માલૂમ પડશે કે, પારકાનું મકાન કેવી રીતે સ્વાધીન કરી શકાય છે.?! આ તમારા બાપનું જ મકાન હશે, કેમ ? ”

“ તમે પ્રયોજન સિવાય આટલો બધો ક્રોધ શા માટે કરો છો? પ્રથમ મ્હારી વાર્ત્તા તો સાંભળો.” દુર્લભરાયે નમ્રતાથી કહ્યું.

પાર્વતી ઘરમાં દૃષ્ટિ કરી બોલી ઉઠી:—“ ઓ નિર્મળા! દીવાસળીની પેટી લઇ આવ જોઇએ, બ્હેન ! હું આ બદમાશનું મ્હોં બાળી નાખીશ ત્યારે જ મ્હારો જીવ શાન્ત થશે.”

નિર્મળાએ પાર્વતી પાસે આવીને વ્યાકુળતાથી પૂછ્યું:-“ શું થયું છે? પાર્વતીમાશી, તમે કોની સાથે તકરાર કરો છો? આ કોણ છે?”

દુર્લભરાયે કોમળપ્રાણા નિર્મળાનું દર્શન કર્યું. તે થોડા સમય સુધી આ વિપન્ના માતૃશોકવિહ્વલા પિતૃવિયોગવિધુરા બાળિકાના સરળ સુંદર શુષ્ક વિવર્ણ મુખ તરફ જોઇ રહ્યો. તેણે તેનાં શિશિરમથિતા જલનલિનીનાં જેવાં પવિત્ર અને વિશાળ લોચન પ્રત્યે દૃષ્ટિપાત કર્યો. તેણે તેનો વીણાના તાન જેવો સુમધુર હૃદયસ્પર્શી કંઠસ્વર સાંભળ્યો. દુર્લભરાયે એક વખત નેત્રો મીંચી ફરીથી નિર્મળાના નિર્દોષ મુખમંડળનું દર્શન કર્યું. એ જાણે કે સરળતા અને પવિત્રતાની સાક્ષાત પ્રતિમા જ હતી. ચંદ્રના શુભ્ર પ્રકાશ, વસન્તના મૃદુ મારુત, વિહગના લલિત કુજન, બાળકના મધુર હાસ્ય આદિ સર્વનો જાણે કે આ મૂર્ત્તિમાં સમાવેશ થયેલો હતો. જેવી રીતે માર્ગ ભૂલો પડેલો પથિક ઘનઘોર અંધકારમાં, જવાના માર્ગનો નિર્ણય કરવાની આશામાં નિરાશ થઇ, એકાએક પોતાની સ્હામે પ્રકાશમય, હાસ્યમય, કોલાહલમય લોકાલય જોતાં વિસ્મયથી અને ઉલ્લાસથી ચમકી ઉઠે, જેવી રીતે અંધ મનુષ્ય ઘણા કાળ પછી દર્શનશક્તિ પ્રાપ્ત કરી ચમકિત પ્રાણથી અને સ્તબ્ધ હૃદયથી સૌન્દર્યમયી વસુધા તરફ જોઇ રહે તેવી જ રીતે એક વખત દુર્લભરાયે નિર્મળાના તરફ જોયું. તેના અંગ પ્રત્યંગની પ્રત્યેક નસમાં પ્રબળવેગથી શોણિતપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. તે પોતાના લલાટપર હસ્તપ્રહાર કરી પૃથિવીપર બેસી ગયો.

દુર્લભરાયને આવી રીતે પૃથિવીપર બેસી ગયેલો જોઇને પાર્વતી આશ્ચર્યચકિતા બની ગઇ. તેણે કહ્યું:—“આ માણસ આવા ઢોંગ શા માટે કરતો હશે ? ”

દુર્લભરાય થોડા સમય પછી ઉઠી ઉભો થયો. નિર્મળાના મ્હોં

તરફ સજળ નયને જોઇ રહીને તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:—" દેવિ ! થોડા કાળ પૂર્વે જ આ દાસને કેમ દર્શન દીધું નહિ? આપની આ ભુવનમોહિની વીણાપાણી મૂર્તિથી ચાર વર્ષ પૂર્વે એક વખત આ સેવકના સમક્ષ કેમ ઉપસ્થિત થયાં નહિ ? "

નિર્મળાએ પણ આશ્ચર્ય પામીને પૂછ્યું:—" આપ કોણ છો ? મ્હને શું કહો છો ? "

દુર્લભરાયે પૂર્વવત્ સ્વરે કહ્યું:—" પરમ પૂજનીયા દેવિ ! હું આપનો દાસાનુદાસ છું. હું મહા પાષણ્ડ અને પાપિષ્ઠ છું "

" આપ શા માટે અત્રે આવ્યા છો ? "

" દેવિ ! મ્હેં આપના સર્વસ્વનો નાશ કર્યો છે, અને આજે પણ હું આપને વિશેષ દુઃખ દેવાના વિચારથી જ અત્રે આવ્યો હતો. અરેરે ! આપને દુઃખી કરી હું મહાપાપી—અધમાધમ બન્યો છું. "

" હું આપનાં વચનોનું તારતમ્ય સમજી શકતી નથી. "

" નિર્મળા ! શું તું સમજી શકતી નથી કે, આ માયાવી, મારીચ રાક્ષસ છે! બાપુ! તું કૃપા કરીને અહીંથી ચાલ્યો જા—અહીં ત્હારા રંગ ઢંગ બિલ્કુલ ચાલવાના નથી. તું ત્હારા કારભારીને જઇને કહે કે, આ સ્થળે વિનયચંદ્ર નહિ; પરંતુ રણચણ્ડી પાર્વતી છે. તમે એક વખત મકાનને કબજે કરવા આવો તો ખરા!" પાર્વતીએ વચ્ચે કહ્યું.

" પાર્વતીમાશી, તમે આમ અકળાઈ શા માટે જાઓ છો ? પ્રથમ એ શું કહે છે તે સાંભળો તો ખરાં. " આમ કહીને નિર્મળાએ દુર્લભરાયને ઉદ્દેશીને પૂછ્યું:—" આપ મ્હને ઓળખો છો કે શું ?"

" દેવિ ! કૃપા કરીને આ સેવકની વાર્ત્તા લક્ષ્યપૂર્વક સાંભળો. બાલ્યાવસ્થામાં હું એક વખતે બિમાર થઈ ગયો હતો. મ્હારા જીવનની બિલ્કુલ આશા નહોતી. એ સમયે મ્હારી જનની જીવિતા હતી. તેણે મ્હારા જીવનનું રક્ષણ થાય એ માટે ' સતી માતા 'ની પૂજા માની. એક દિવસે રાત્રે રોગની અસાધારણ યાતનાથી અસ્થિર બની જઈ અજ્ઞાન અવસ્થામાં હું શય્યામાં સૂઈ રહ્યો હતો. એવી અવસ્થામાં સતી માતાએ સ્વર્ગમાંથી નીચે ઉતરી આવી, મ્હારી રોગશય્યા પાસે ઉભાં રહી, પોતાના પદ્મહસ્તથી તેમણે મ્હારા મસ્તિષ્કને સ્પર્શ કર્યો. ત્યાર પછી વિના વિલંબે મ્હારું સઘળું દુઃખ દૂર થઈ ગયું. મ્હને સંપૂર્ણ આરામ થઈ ગયો. મ્હને એમ લાગે છે કે આપ મ્હારાં એ જ 'સતીમાતા' છો! બાલ્યાવસ્થામાં આપનું દર્શન કર્યું હતું તે પાછું આજે

કરું છું. એ દિવસની માફક આજે પુનઃ આપના દર્શનથી મ્હારા હૃદયનો સકળ વ્યાધિ દૂર થઈ ગયો છે. આપના દર્શનથી આજે મ્હારો પ્રાણ પવિત્ર થયો છે. આજે મ્હેં આપની અપાર કૃપાથી નવજીવન મેળવ્યું છે. માતાજી ! જે થવાનું હતું તે થઈ ગયું છે–મ્હેં આપના સર્વસ્વનો વિનાશ કર્યો છે—કિન્તુ હવે આપ ભય રાખશો નહિ. આ પૃથિવીમાં પરમાત્માનું અસ્તિત્વ અવશ્ય છે ! પામર હરિદાસજી કહે છે કે, 'પરમાત્મા નથી! પરલોક નથી!' ખરેખર, પાપની પ્રબળતાના પરિણામે જ તે પ્રભુને માનતો નથી; કિન્તુ એક વખત જો એ અહીં આવે તો એ સઘળું હું તેને ક્ષણ માત્રમાં જ મનાવું. અહીં આવીને તે કહે જોઇએ કે, મ્હારાં આ ભુવનમોહની સતી માતાને કોણે ઉત્પન્ન કર્યાં છે ? આ વૈકુંઠનાં રમા સુરલોકમાંથી આ પાપતાપપૂર્ણ પૃથિવીમાં કેમ અવતીર્ણ થયાં છે ? માતાજી ! આપ હવે સહજ પણ ભય રાખશો નહિ. આપનો આ અધમાધમ તનય આજથી જ પોતાનું જીવન આપની સેવામાં સમર્પણ કરશે. "

" આજ સુધીમાં તમે શું શું કર્યું છે તે કહો, અને હવે પછી શું કરશો તે પણ કહો ?" પાર્વતીએ ઉત્સુકતાથી પૂછ્યું.

દુર્લભરાયે કહ્યુ:–" તમે મ્હારાં વચનોપર વિશ્વાસ મૂકશો કે ? પ્રથમ તમે મ્હારી સાથે કાળિકાદેવીના મંદિરમાં ચાલો. ત્યાં હું દેવીના ચરણોને સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી, સકળ સત્ય હકીકત તમને કહી સંભળાવીશ. વળી હું જે કાંઇ કહું તે અન્ય કોઇને નહિ કહેવાની તમારે પણ પ્રતિજ્ઞા કરવી પડશે. સત્વર મ્હારી સાથે ચાલો. મ્હેં પરમ પૂજનીયા દેવીના કાર્યમાં આત્મસમર્પણ કર્યું છે. હું વિના કારણ સમય નહિ ગૂમાવતાં દેવીના કાર્યમાં પ્રવૃત્ત થઈશ. ચાલો, વિલંબ ન કરો."

પાર્વતીએ સંશયાધીન થઇને કહ્યું:–" ત્યારે તમારે જે હકીકત કહેવાની છે તે તમે અત્રે કેમ કહેતા નથી ?"

"મ્હારાં વચનો ઉપર અહીં તમે વિશ્વાસ કેવી રીતે મૂકી શકશો ? અહીં હું દેવીના ચરણોને સ્પર્શ કરી પ્રતિજ્ઞા કેવી રીતે કરું ? તેમજ તમારી પાસે પણ કેવી રીતે પ્રતિજ્ઞા કરાવું ? કાળિકાદેવીનું મંદિર અહીં પાસે જ છે; છતાં તમે આટલો બધો સંકોચ શા માટે રાખો છો ?" દુર્લભરાએ પાર્વતીના ભાવને કળી જઇને કહ્યું.

" ભાઈ ! તમે પ્રપંચપરાયણ મહાપાપી હરિદાસજીના માણસ છો. જો કદાચ કાળિકાદેવીના નિર્જન મંદિરમાં લઈ જઈ તમે અમારું

બન્નેનું ખૂન કરો તો અમે શું કરીએ? પછી મ્હારી નિર્મળાની કેવી દુર્દશા થઈ જાય?" પાર્વતાએ સંકોચનું સત્ય કારણ દર્શાવ્યું.

"તમે વિના કારણ ભય રાખો છો. જો કે હું એ પાપિષ્ઠ અધમાધમ કારભારીનો અનુચર હતો એ વાર્ત્તા સત્ય છે; કિન્તુ હવે હું તેનો કટ્ટો શત્રુ છું! પરમપૂજનીયા દેવી તો સઘળું જાણે છે. માતાજી! એક વખત આ વૃદ્ધા સ્ત્રીને અભય આપી તેમને મ્હારી સાથે કાળિકાદેવીના મંદિરમાં મોકલો. તેઓ અલ્પકાળમાં જ પાછાં આપની પાસે આવી પહોંચશે." દુર્લભરાયે કહ્યું.

આ વચનો સાંભળી પાર્વતીએ કહ્યું:-"તમારાં વચનો સાંભળતાં મ્હારા અંતરમાં તમારા માટે વિશ્વાસ ઉપજ્યો છે; પરંતુ સુજ્ઞ મનુષ્ય જે કાર્ય કરે છે તે સંપૂર્ણ વિચાર કરીને જ કરે છે; એ સૂત્રાનુસાર હું મ્હારી પાડોસમાં રહેતા રામચંદ્ર શાસ્ત્રીને આપણી સાથે લઈ લઉં છું. તેઓ મંદિરની બ્હાર ઉભા રહેશે, અને આપણી સાથે પાછા અત્રે આવશે. તમે થોડો સમય ઉભા રહો. હું અલ્પકાળમાં જ તેમને બોલાવી લાવું છું."

"તેથી મ્હને કાંઇ નુકસાન નથી. તમે ભલે તેમને આપણી સાથે લઈ લ્યો." દુર્લભરાયે સંમતિ દર્શાવી.

---

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

### પ્રપંચનો સ્ફોટ.

વિનયચંદ્રના મકાનથી થોડે દૂર કાળિકાદેવીનું મંદિર આવેલું હતું. પ્રત્યેક વર્ષે આશ્વિન માસની કૃષ્ણપક્ષની ચતુર્દશીના દિવસે ગ્રામવાસીઓ ઘણા સમારોહથી દેવીની પૂજા કરવાને એ સ્થળે એકત્ર થતાં હતાં; પરંતુ અન્ય સમયે એ મંદિરમાં કોઈ રહેતું નહિ. એ એકાંત મંદિરની ચોતરફ નિબિડ જંગલ આવેલું હતું. મંદિરમાં એક દીપકે પોતાની ક્ષીણ જ્યોતિનો સામાન્ય વિસ્તાર કર્યો હતો. ભીમવદના, લોલરસના, નૃમુણ્ડધારિણી, અસુરોનો નાશ કરવામાં ઉન્માદિની કાળિકાદેવીની મૂર્ત્તિ પાસે દુર્લભરાય અને પાર્વતી પોતાના હાથ જોડી ઉભાં રહ્યાં હતાં. બ્હાર મંદિરના દ્વાર પાસે રામચંદ્ર શાસ્ત્રી બન્ને હાથથી આંખો દબાવીને ઉભો રહ્યો હતો.

" માતાજીના ચરણોને સ્પર્શ કરી તમારી વાર્તા અન્યને નહિ કહેવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે. હવે કહો જોઇએ કે, વિનયચંદ્રને કેટલા દિવસમાં મુક્ત કરી તમે અત્રે લઈ આવશો ? " પાર્વતીએ પૂછ્યું.

" હમણાં મ્હને આવો પ્રશ્ન પૂછવો વૃથા છે. મ્હેં પણ પ્રતિજ્ઞા કરી છે કે દેવી નિર્મળા માટે હું મ્હારૂં સમસ્ત જીવન ઉત્સર્ગ કરીશ."

" તમે વિનયચંદ્રને નિરપરાધી ઠરાવી કેટલા દિવસમાં મુક્ત કરી શકશો તે પ્રથમ કહો; બીજી વાત પછી થશે." પાર્વતીએ ઉપરોક્ત પ્રશ્ન પુનઃ કર્યો.

" હું તેમના માટે મ્હારાથી બની શકશે એટલા પ્રયત્ન સત્વર કરીશ. હું તમને બીજા એક સમાચાર કહું છું, તે કોઈ પણ અન્યવ્યકિતને નહિ કહેવાની તમે પ્રતિજ્ઞા કરો " દુર્લભરાયે કહ્યું.

" એક બાબત તો હું પ્રતિજ્ઞા કરી ચુકી છું. તમારે જે હકીકત કહેવાની હોય તે નિર્ભયતાથી કહો !" પાર્વતીએ કહ્યું.

" પ્રિયકાન્તભાઇ અદ્યાપિ જીવતા છે " દુર્લભરાયે સત્ય હકીકતનો સ્ફોટ કરવા માંડયો.

" આ તમે શું કહો છો ? જ્યારે પ્રિયકાન્તભાઇ જીવતા છે ત્યારે પછી અનંગમોહિની વિધવા કેવી રીતે થયાં ? તેઓ તો આજ કાલ કરતાં લગભગ ચાર વર્ષથી વિધવા થયાં છે. " પાર્વતીએ આશ્ચર્ય દર્શાવ્યું.

" પાપિષ્ઠ હરિદાસજીએ સર્વત્ર અસત્ય વર્તમાન ફેલાવ્યા હતા. એ સઘળી હકીકત પછીથી હું તમને કહીશ. એ વાર્તા ઘણી વિસ્તૃત છે; પરંતુ હમણાં—"

પાર્વતી રોષાવેશમાં જ વચ્ચે બોલી ઉઠી:–" દુર્લભરાય ! તમારી વાત સાંભળી હું અવાક બની ગઇ છું ! એ લુચ્ચાએ આટલો બધો પ્રપંચ કર્યો છે ? શું તમે એ પાખણ્ડનું આ કાળિકાદેવી સમક્ષ બળિદાન ન આપી શકો કે ?"

" કાળિકાદેવી પોતે જ એ નરાધમને તેનાં પાપોની ભયંકર શિક્ષા આપશે. વળી હજી જ્યારે તમે મ્હારી સઘળી વાર્તા સાંભળશો ત્યારે તમારા અંતરમાં ઉપજેલું આશ્ચર્ય સહસ્રધા વૃદ્ધિંગત થઈ જશે. ક્રમે ક્રમે તમે સઘળી વાર્તા જાણી શકશો. હમણાં તો તમારે જેમ બને તેમ જલદીથી એક કાર્ય કરવાનું છે. તમે યુક્તિ પ્રયુક્તિથી એક

વખત અનંગમોહિનીની દાસી ચપળાને મળો. ચપળાની સાથે તો તમારો ઘણો સદ્ભાવ છે, કેમ ખરું ને ?" દુર્લભરાયે કહ્યું.

" હા, હું તેની દૂરની સગી કાકી થઉં છું. મ્હારો તેની સાથે હમ્મેશાં મેળાપ થાય છે. મ્હારે તેને મળીને શું કરવાનું છે એ કૃપા કરીને તમે મ્હને જણાવો ?" પાર્વતીએ પૂછ્યું.

" એક ઔષધ છે. તેનું જો ચાર પાંચ દિવસ સુધી સેવન કરવામાં આવે છે તો મનુષ્ય પાગલ બની જાય છે. તદુપરાંત એ ઔષધને બીજા સાત આઠ દિવસ સુધી ખાવામાં આવે છે તો ખાનાર મનુષ્યનું અકાળે મૃત્યુ થાય છે. આજકાલ કરતાં થોડા દિવસથી એ ઔષધ, હરિદાસજી ગોવાળણ, માર્ફત દૂધમાં ભેળવી અનંગમોહિનીને ખવડાવે છે. તમે સત્વર એક વખત ચપળાને મળી તેને આ મંદિરમાં તેડી લાવી, દેવીના સમક્ષ તેની પાસે એવી પ્રતિજ્ઞા કરાવો કે, તે આ વાર્ત્તા અન્ય કોઇને કહે નહિ. પછીથી તેને કહી દેજો કે, ગોવાળણ પાસેથી આવેલું વિષમિશ્રિત દૂધ હવેથી અનંગમોહિનીને ખવડાવવામાં આવે નહિ. " દુર્લભરાયે સૂચના કરી.

" અરેરે ! કેવી ભયંકર અને હૃદયવિદારક વાર્ત્તા ! કેટલા દિવસથી અનંગમોહિનીને આ ઔષધ ખવડાવવામાં આવે છે ? જો ત્રણ ચાર દિવસથી ખવડાવવામાં આવતું હશે તો તેઓ કદાચ ઉન્માદિની બની ગયાં હશે. કારભારીની કુટિલતા આટલી સીમા સુધી પહોંચેલી હશે એવી મ્હારા અંતરમાં કદાપિ કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી. હે માતા કાળીકા! હું મ્હારું હૃદય ચીરી લોહી રેડીશ. તમે એ અધમાધમ હરિદાસનું તમારા ખડગથી મસ્તક કાપી, તમારા મંદિરની સીડી પાસે લટકતું રાખો. જ્યાં સુધી તમે એમ નહિ કરો ત્યાં સુધી તે ભોળા જનોને ભમાવી તેમની પાયમાલી કર્યા સિવાય રહેશે નહિ." પાર્વતીએ અત્યંત ક્રોધવશ થઇને કહ્યું.

" જો અદ્યાપિપર્યંત પ્રિયકાન્તનાં સહધર્મિણી ઉન્માદિની ન બની ગયાં હોય તો ચપળા તેમને આ સઘળી હકીકત ન કહેતાં માત્ર એટલુંજ કહે કે,—કાળિકા દેવીએ તેને સ્વપ્ન આપ્યું છે કે, પ્રિયકાન્તભાઇ જીવતા છે. તેઓ સત્વર પાછા આવશે. તમે તો સઘળી હકીકત સમજી શક્યાં ને ? હવે જ્યાં સુધી વિનયચંદ્ર ગામમાં પાછા ન આવે, અને પ્રિયકાન્તભાઇને સાથે લઇને હું અત્રે પાછો ન આવું ત્યાં સુધી તમે નિરાશ્રય અવસ્થામાં અહીં નિવાસ કરો એ યોગ્ય છે કે ?

નિર્મળા તથા તમને અત્રે રાખવાનું સાહસ કરવું હું કોઇ પણ પ્રકારે ઇષ્ટ સમજતો નથી. હરિદાસજી કયી ક્ષણે શું કરશે એ કોણ જાણે છે ?" દુર્લભરાયે આશંકા દર્શાવી.

" પ્રિયકાન્તભાઈ કેટલા દિવસમાં અહીં પાછા આવશે ? હમણાં તેઓ કયાં છે ? તમે કયારે તેમને અત્રે તેડી લાવશો ? વિનયચંદ્રની મુક્તિ કયારે થશે ? " પાર્વતીએ ઉપરા ઉપરી પ્રશ્નો પૂછ્યા.

" મ્હને લાગે છે કે, ચાર પાંચ માસમાં જ હું આ સઘળું કાર્ય કરી શકીશ. એટલા સમય સુધી નિર્મળા સાથે તમે નિશ્ચિંત જીવે તમે તમારા દિવસો પસાર કરી શકો એવા કોઇ આત્મીયનું સ્થાન નથી કે ? " દુર્લભરાયે ઉત્તર આપીને પૂછ્યું.

થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને પાર્વતીએ કહ્યું:-" ચાણોદમાં નિર્મળાની એક દૂરની સગી કાકી રહે છે. એ વાર્ત્તા હું નિર્મળાને પૂછ્યા પછી તમને કહીશ; પરંતુ અમારી પાસે તો—"

પાર્વતીનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ તેનો ભાવાર્થ સમજી જઇને દુર્લભરાયે કહ્યું:-" તમારી પાસે પૈસા નથી એમ જ તમે કહો છો ને ? પૈસા માટે તમારે સહજ પણ ચિંતા કરવાનું પ્રયોજન નથી. મ્હેં દેવી નિર્મળાના સર્વસ્વનો તથા પ્રિયકાન્તભાઇના સર્વસ્વનો વિનાશ કરી પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે ! દ્રવ્યપ્રાપ્તિના માટે મ્હેં ઘણાં ભયંકર પાપકર્મો કર્યાં છે ! તમારે જેટલું દ્રવ્ય જોઇતું હશે તેટલું આપવાને હું તૈયાર છું. નિર્મળાદેવીનું કાર્ય કરવામાં જેટલા રૂપિયાની જરૂર પડશે તેટલા રૂપિયા હું ખરચવાને તૈયાર છું. લ્યો, હવે હું જઇને કાર્યસિદ્ધિના ઉપાયમાં પ્રવૃત્ત થઉં છું. તમે એક વખત સત્વર ચપળાને મળજો; કિન્તુ સાવધાન ! કોઈ આ સઘળી હકીકત પ્રાણાન્તે પણ જાણી શકે નહિ. "

આવા પ્રકારની સૂચના કરીને દુર્લભરાય ચાલ્યો ગયો. પાર્વતી પણ રામચંદ્રને સાથે લઈ ઘર તરફ જવા લાગી.

બીજા દિવસે સ્હવારે દુર્લભરાય હરિદાસજી પાસે ગયો. હરિદાસજીએ કહ્યું:-" આવો આવો ભાઈ ! આપણું કાર્ય સફળ કરી આવ્યા કે ? "

દુર્લભરાયે ગંભીરતાથી કહ્યું:-" આ સેવક કદાપિ પોતાના કાર્યમાં નિષ્ફળ થયો છે કે ? આપ એ માટે નિશ્ચિંત રહો. તેઓ એક બે દિવસમાં જ આ ગામનો ત્યાગ કરી અન્યત્ર પલાયન કરી જશે. "

" એમ કે ? આ કાર્ય આટલી બધી સહેલાઇથી સંપન્ન થઈ જશે એવી મ્હારી ધારણા નહોતી; કિન્તુ આજે તમારું મુખમંડળ મલિન તથા ગંભીર કેમ દેખાય છે? તમારો કંઠસ્વર પણ ભારે થઇ ગયો હોય એવો મ્હને ભાસ થાય છે. તમને કાંઇ દર્દ તો નથી થયું ને ? "

" ના-કાંઇ થયું નથી ! તો પણ ગઈ રાત્રે એક વાર્તાનો મ્હારા અંતરમાં વારંવાર વિચાર ઉપજ્યો છે. તેના પરિણામે રાત્રે નિદ્રા નહિ આવેલી હોવાથી આપને મ્હારું મ્હોં મ્લાન જણાય છે. " દુર્લભરાયે સર્વથા અસત્ય શબ્દો ઉચ્ચાર્યા.

" એવી તે શી વાર્તા છે તે જણાવો એટલે તે સંબધી ઉચિત માર્ગ સ્વીકારીશું. " હરિદાસજીએ ઉત્સુક્તાથી પૂછ્યું.

" મ્હને એવો વિચાર ઉપજ્યો હતો કે, આ તરફ તો આપણા ભાવિ સુખનો માર્ગ સર્વાંશે નિષ્કંટક થઈ જવા આવ્યો છે; કિન્તુ કંટકને જડમૂળથી ઉખેડી નાખ્યા સિવાય આપણે નિશ્ચિંત થઈ શકીએ તેમ નથી જ. પ્રિયકાન્ત હમણાં ક્યાં છે એ વાર્તા આપના જાણવામાં આવી છે કે ? હવે એ સંબંધી યોગ્ય વ્યવસ્થા કરવામાં ક્ષણ માત્રનો પણ વિલંબ કરવો એ શ્રેયસ્કર નથી." દુર્લભરાયે કહ્યું.

" તેનો પત્તો તો મળ્યો છે; પરંતુ કયા સ્થળે કાર્ય સંપન્ન કરી નાખવું એ ત્રણ ચાર દિવસમાં જાણી શકાશે. આપણે જે માણસને ગુરુદેવ પાસે મોકલ્યો હતો તે આજે પાછો આવ્યો છે. તેણે એમ જણાવ્યું છે કે, ત્રણ દિવસમાં જ અર્થાત્ આગામી શુક્રવારની સંધ્યા પછી ગુરુદેવ મ્હને એકાન્તમાં મળશે. મ્હેં તેમની ગુરુદક્ષિણા તૈયાર રાખી છે. " દુર્લભરાયનાં વચનોના ઉત્તરમાં હરિદાસજીએ કહ્યું.

" કાર્ય પાર ઉતારવા માટે જે માણસોને મોકલવાના છે તેમને નક્કી કરી રાખ્યા છે ને ? " દુર્લભરાયે બીજો પ્રશ્ન પૂછ્યો.

" એ તો ઘણા દિવસથી નક્કી કરી રાખ્યું છે. તમે પણ એ માણસોને ક્યાં નથી જાણતા ? કાળીદાસ, કપટશંકર અને કરીમ-અલ્લી પઠાણ એ ત્રણ માણસોને હમણાં તો નક્કી કરી રાખ્યા છે. "

" ત્યારે મ્હારે પણ તેમની સાથે જવું પડશે કે ? " દુર્લભ-રાયે પૂછ્યું.

" તમારા ગયા સિવાય આવા ગંભીર કાર્યનો ભાર માત્ર નોકરો ઉપર મૂકીને જ હું નિશ્ચિંત થઈ શકું તેમ નથી." ઉત્તર મળ્યો.

" ઠીક છે, ત્યારે હું પણ તેમની સાથે આપની આજ્ઞાનુસાર જઇશ." દુર્લભરાયે સંમતિ દર્શાવી.

ઉપર પ્રમાણે વાતાચત કરી હરિદાસજી દુર્લભરાયને બ્હારના દિવાનખાનામાં લઈ ગયા. ત્યાં કેશવકાન્ત એક તકીઆને અઢેલીને વિચારમગ્ન સ્થિતિમાં બેઠો હતો. રાત્રિના જાગરણથી અદ્યાપિ તેનાં નેત્રોમાં ઘેન જણાતું હતું. હરિદાસજીને આવેલા જોઇ કેશવકાન્ત તકીઆનો ત્યાગ કરી સહજ ખસીને બેઠો.

હરિદાસજીએ કેશવકાન્તનો દુર્લભરાયને પરિચય કરાવતાં કહ્યું:— " દુર્લભરાયભાઇ! આ એક વિદ્વાન્ ગ્રંથકાર અને કવિ છે. ગઈ કાલે રાત્રે તેઓ અત્રે આવેલા છે."

દુર્લભરાયે કેશવકાન્તના સર્વાંગનું સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરતાં પૂછ્યું:—" મહાશય! શા ઉદ્દેશથી આપનું અત્રે આગમન થયું છે?"

" મ્હેં એક પુસ્તક લખ્યું છે તેને પ્રસિદ્ધ કરવાના કાર્યમાં કારભારી મહાશય પાસેથી સહાયતા મેળવવાની મહત્વાકાંક્ષાથી જ હું અત્રે આવ્યો છું. મહાશયના સદ્ગુણોની કીર્ત્તિકથા સાંભળી આશાન્વિત હૃદયે હું અહીં આવ્યો છું." કેશવકાન્તે નમ્રતાથી ઉત્તર આપ્યો.

" વાહ, ઘણો ઉત્તમ ઉદ્દેશ છે. કારભારી મહાશયના સદ્ગુણોની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે. તેઓ નિષ્કામ મહાત્મા છે. તેમની પરોપકારપ્રીતિનું દર્શન કરવામાં આવતાં તેમના માટે અંતરમાં માન ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી. આવા મહાત્માના નામના આપના પુસ્તક સાથે જોડાયાથી આપના પુસ્તકનું મહત્વ સહસ્ત્રધા વૃદ્ધિંગત થઇ જશે; પરંતુ એ પુસ્તક તમે છપાવોછો કે?" દુર્લભરાયે હરિદાસજીની તદ્દન અસત્ય પ્રશંસા કરીને પૂછ્યું.

" જી હા. આજકાલ આપણા ગુજરાતી સાહિત્યની સ્થિતિ ઘણી શોચનીય છે. ગુજરાતી સાહિત્યસેવકોને સાહિત્યસેવાથી આવશ્યક દ્રવ્યની પ્રાપ્તિ થતી નથી. માત્ર ગુજરાતી સાહિત્યની જ આવી સ્થિતિ છે એમ આ સેવકનું કહેવું નથી. જે જે ભાષાઓ વર્તમાનકાળમાં ગ્રંથસંપત્તિથી વિશેષ સમૃદ્ધિશાળી થઇ છે તે તે ભાષાઓને પણ એક પ્રસંગે આવી જ વિકટ સ્થિતિમાંથી પસાર થવું પડ્યું હતું. સોળમા સૈકામાં ઇંગ્રેજી સાહિત્યની પણ આવી જ સ્થિતિ હતી. જગપ્રસિદ્ધ થયેલા શેક્ષપીઅરનો પ્રથમ કોઈ ભાવ સુદ્ધાં પૂછતું નહોતું; પરંતુ પ-

છીથી તેને સરકારનો, અમીર ઉમરાવોનો આશ્રય મળયો તેથી જ તેની કિમ્મત અંકાવા લાગી. તત્પશ્ચાત્ આંગ્લસાહિત્યની ક્રમશઃ ઉન્નતિ થવા લાગી. અપાર ગ્રંથસંપત્તિ ધરાવતું ઇંગ્લેન્ડ અદ્યાપિપર્યન્ત ટેનિસન અને કેપ્લિંગ જેવાને મ્હોટા મ્હોટા ઉમરાવોની પદવી આપીને જાતીય સાહિત્યનો જયજયકાર કરે છે. આશ્રયના અભાવે જ આપણા સાહિત્યની અધોગતિ જોવામાં આવે છે. વળી આધુનિક ગુર્જર ગ્રંથપ્રકાશકો જાણીતા અને પ્રખ્યાત થયેલા ગ્રંથકારોને જ કિંચિત પુરષ્કાર આપી તેમના ગ્રંથો છપાવે છે, અને મ્હારા જેવા પ્રકાશમાં નહિ આવેલા વિદ્વાન્ ગ્રંથકારોના ગ્રંથો અપ્રસિદ્ધ જ રહે છે. આમ હોવાથી કારભારી મહાશય મ્હને મ્હારા પુસ્તકની છપામણી જેટલું ઉત્તેજન આપશે જ એવી હું દ્દઢ આશા રાખુંછું." કેશવકાન્તે અંતરની વ્યથા નિવેદન કરી પોતાની માગણી દર્શાવી.

દુર્લભરાયે અલ્પકાળ સુધી કાંઈ વિચાર કર્યા પછી પૂછ્યું:—"કેશવકાન્તભાઈ! આપ કાવ્ય પણ રચી શકો છો કે? હું ધારું છું કે પીંગળશાસ્ત્રનું આપને સારું જ્ઞાન હશે!"

"આધુનિક કવિઓને પીંગળશાસ્ત્રનું જ્ઞાન હોય તો જ કાવ્યરચના થઈ શકે એવો કાંઇ નિયમ નથી. હમણાં તો આપણા કાવ્યસાહિત્યની દિશા આંગ્લભાવ તરફ આકર્ષાઈ છે. મ્હારા પોતાના શબ્દોમાં કહું તો 'ભાવ સારા જોઇએ, કાવ્યત્વ સારું જોઇએ, ભાવના ભૂતકાળને અનુસરતી નહિ પણ ભવિષ્યકાળને અનુસરીને હોવી જોઇએ' આટલું લક્ષ્યમાં રાખી ગદ્ય લખાણની માફક કાવ્યરચના કરવામાં આવે તો પણ તે પ્રશંસાપાત્ર થયા સિવાય રહે નહિ. હું હમણાંનાં ઘણાંખરાં માસિકપત્રો જેવાં કે 'પ્રજ્ઞાજયોતિ' 'ચંદ્રપ્રભા' આદિમાં કાવ્યો લખુંછું. સામાન્ય વિષયો પણ મ્હારી કાવ્યશક્તિથી ઘણા રસિક થઇ જાય છે. મ્હારાં રચેલાં 'ડુંગળી માહાત્મ્ય' 'કૂતરાની ફરિયાદ' વગેરે કાવ્યોએ જનસમાજનાં મન ઘણાં રંજન કર્યાં હતાં." કેશવકાન્તે પોતાની ભયંકર વિદ્વતાનું દર્શન કરાવ્યું.

તત્પશ્ચાત્ થોડા સમય સુધી બેસીને અંતે દુર્લભરાય હરિદાસજીની રજા લઈ ત્યાંથી વિદાય થઇ ગયો.

# પ્રકરણ ૨૦ મું.



## ગૃહત્યાગ.

બીજે દિવસે સંધ્યાકાળ થતાં દુર્લભરાયે પુનઃ વિનયચંદ્રને ત્યાં જઈ પાર્વતીને પૂછ્યું:-" શા સમાચાર છે તે સત્વર કહો? ચપળાની સાથે તમારી મુલાકાત થઈ હતી કે ?"

પાર્વતીએ કહ્યું:-" દુર્લભરાયભાઈ ! સર્વસ્વનો વિનાશ થઇ ગયો છે. પાપાત્મા હરિદાસજીના ઔષધની ભયંકર અસર માત્ર ત્રણ દિવસના જ સેવનથી અનંગમોહિનીના અંગમાં થઈ ચુકી છે.

પાર્વતીનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ દુર્લભરાયે અધીરતાથી પૂછ્યું:-"પ્રિયકાન્તભાઇનાં સહધર્મિણી ઔષધ ખાઇને ઉન્માદિની બની ગયાં છે કે શું ?"

" અદ્યાપિ ઉન્માદિની તો બની ગયાં નથી; પરંતુ એવી સ્થિતિ અલ્પકાળમાં થઇ જશે એવાં ચિ ન જણાય છે. આજે પ્રભાતકાળે ચપળાને મળી મ્હેં તમે કહ્યું હતું તેમ કર્યું છે. તેને કાળિકાદેવીના મંદિરમાં લઈ જઇ દેવી સમક્ષ પ્રતિજ્ઞા કરાવી હતી. ત્યાર પછી જ મ્હેં તેને ઔષધની વાર્ત્તા કહી. ચપળા મ્હને પોતાની સાથે અનંગમોહિની પાસે લઈ ગઈ. પહેલાં અનંગમોહિની કોઇની પણ મુલાકાત કરતાં નહોતાં. મ્હેં ત્યાં જઇને જોયું કે, તેઓ પોતાના બન્ને હાથ જોડી સ્વગત કાંઇ બોલ્યા કરતાં હતાં. તેઓ મ્હને ઓળખી શક્યાં નહિ. ચપળાએ તેમને કહ્યું:-" બ્હેન ! આમને ઓળખી શકો છો કે ? આ પાર્વતી માશી છે ! " અનંગમોહિની મ્હારા તરફ જોઇ હસી પડયાં. પછીથી તેમણે કહ્યું:-" હું એમને ન ઓળખું એમ તે હોય કે ? એ તો ચુનીલાલ ઝવેરીનાં બ્હેન છે. તેમણે મ્હને અનેક વખતે ઘરેણાં પહેરાવ્યાં છે ! પરંતુ ચપળા ! આજે એમને તું મ્હારી પાસે કેમ તેડી લાવી છે ? હવે હું ઘરેણાં પહેરી શકું તેમ છું કે ? હું તો વિધવા થઇ છું ! જો મ્હારાં વચનોપર વિશ્વાસ બેસતો ન હોય તો તું વૃદ્ધ કારભારીને પૂછી આવ. " અનંગમોહિનીનાં આવાં વચનો સાંભળી મ્હારી છાતી ફાટી જવા લાગી. મ્હારાં નયનોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. મ્હારી આવી સ્થિતિનું દર્શન કરી અનંગમોહિની પુનઃ કહેવા લાગ્યાં:-" બ્હેન ! તમે આમ રુદન શા માટે કરો છો ? હું

પુનઃ જ્યારે મ્હારા પતિદેવતા પાસે જઇશ ત્યારે તમારાં ઘરેણાં ખરીદ કરીશ. હું તેમની પાસે જઇને પુનઃ રાજરાણી થઇશ." આ સમયે ચપળાએ મૃદુસ્વરે કહ્યું:–"બ્હેન! કાળિકાદેવીએ સ્વપ્નમાં મ્હને દર્શન આપીને એવું કહ્યું છે કે, તમારા પતિદેવતા અદ્યાપિ જીવતા છે. તેઓ પુનઃ સત્વર તમારી પાસે આવશે." ચપળાનાં આ વચનો સાંભળી તેઓ હસી પડયાં. ત્યાર પછી તેમણે કહ્યું:–"હતભાગિનિ! દૂર જા. તું આવી વાત શા માટે બોલે છે? મ્હારા પતિદેવતા તો આ માયાવી મૃત્યુલોકથી ઘણે દૂર ગયેલા છે. એટલા અંતરેથી તેઓ અહીં કેવી રીતે આવી શકે?" પછીથી હું તેમની પાસે રહી શકી નહિ. હું ત્યાંથી ચાલી આવી. હું જ્યારે એ કર્મચણ્ડાલ કારભારીના લોહીથી માતા કાળિકાની પૂજા કરી શકીશ ત્યારે જ મ્હારા અંતરમાં ઉત્પન્ન થયેલી ક્રોધની પ્રચંડ જ્વાળા શાન્ત થશે. મ્હને લાગે છે કે, જો હજી પણ સુયોગ્ય ચિકિત્સકદ્વારા અનંગમોહિનીની ચિકિત્સા કરાવવામાં આવશે તો તેમને આરામ થઈ જશે. શું એ સંબંધી કાંઇ વ્યવસ્થા થઈ શકે તેમ નથી?"

"હમણાં એ સઘળી હકીકતને આપણાથી પ્રકાશમાં મૂકી શકાય તેમ નથી. હમણાં તેમની ચિકિત્સા પણ કેવી રીતે કરાવી શકાય? મ્હારી પાસે એક પ્રકારનું ઉત્કૃષ્ટ તેલ છે. તેના મર્દનથી મસ્તિષ્ક શીતળ થાય તેમ છે. હું તમને એ તેલની શીશી આપી જઇશ. તમે ચપળાને કહેજો કે, તે હમ્મેશાં અનંગમોહિનીના મસ્તકપર એ તેલનું આલિસ કરે. તેનાથી થોડો ઘણો ફાયદો થવાની સંભાવના છે. હવે તમારું અહીંથી અન્ય સ્થળે જવાનું ચોક્કસ થયું છે કે?" દુર્લભરાયે પૂછ્યું.

"મ્હેં નિર્મળાને એ વાર્તા કહી હતી. તેણે એમ કહ્યું છે કે, "માશી, જ્યારે તમારી એવી જ ઇચ્છા છે ત્યારે મ્હારા પિતાશ્રી પાછા ન આવે ત્યાં સુધી આપણે ચાણોદક્ષેત્રમાં મ્હારી એ કાકીને ત્યાં જઇને જ રહીશું." પાર્વતીએ ઉત્તર આપ્યો.

"ત્યારે હવે અહીં વિશેષ સમય સુધી રોકાવાની બિલ્કુલ જરૂર નથી. હમણાં તમે બન્ને જણાં ચાણોદ જાઓ. હું થોડે સુધી તમને પહોંચાડવા આવીશ, તથા એક વિશ્વાસુ માણસને તમારી સાથે મોકલીશ. તે તમને ચાણોદ પહોંચાડી પાછો આવશે." દુર્લભરાયે કહ્યું.

" જ્યારે તમે એવી જ સલાહ આપો છો ત્યારે આજે રાત્રે અમે નૌકાદ્વારા અહીંથી વિદાય થઇશું. " પાર્વતીએ દુર્લભરાયના વિચારને સંમતિ દર્શાવી.

દુર્લભરાયે બે ન્હાની થેલીઓ હાથમાં લઇને કહ્યું:-" આમાંની એક થેલીમાં સો રૂપિયા છે, તથા બીજી એક થેલીમાં ૨૫ સોના મ્હોરો છે. તમે આ બન્ને થેલીઓ તમારા વ્યયનિર્વાહના માટે તમારી સાથે લઈ જાઓ. "

પાર્વતીએ કહ્યું:-" ઉભા રહો, મ્હને મ્હારી નિર્મળાને પૂછી જોવા દો. ઓ નિર્મળા ! એક વખત અહીં આવ જોઇએ બ્હેન !"

નિર્મળા બ્હાર આવી. પાર્વતીએ તેને ઉદ્દેશીને કહ્યું:-" બ્હેન ! આપણે ચાણોદ જવાનું ચોક્કસ થઈ ગયું છે. ત્હારા પિતાશ્રી અત્રે પાછા આવશે એટલે આપણે પણ ત્યાંથી અહીં આવીશું. વળી દુર્લભરાયભાઇ આપણા ખરચ માટે સો રૂપિયા રોકડા અને પચીસ સોના મ્હોરો આપે છે. "

નિર્મળાનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. તેણે સજળનયને તેમજ ગદ્દગદ કંઠે કહ્યું:-" એમના પૈસા આપણે શા માટે લઇએ ? પિતાશ્રી તો કદાપિ કોઇના રૂપિયા લેતા નહોતા. "

દુર્લભરાયે કહ્યું:—" માતાજી ! હું તમારો સેવક છું. સેવકના રૂપિયા લેવામાં શો દોષ છે ? "

પાર્વતીએ કહ્યું:—" નિર્મળા ! આપણી પાસે એક પણ પૈસો નથી. ચાણોદ જવાનું અને ત્યાં રહેવાનું ખરચ આપણે ક્યાંથી લાવીશું ? કાળિકા માતા પુનઃ જો શુભ દિવસનું દર્શન કરાવશે, અને વિનયચંદ્ર પુનઃ ઘેર આવી પહોંચશે તો આપણે દુર્લભરાયભાઈના રૂપિયા તેમને પાછા આપી દઇશું. "

" પાર્વતીમાશી, હજી મ્હારા હાથમાં આ સોનાની બંગડીઓ છે. તમે મ્હારી આ બન્ને બંગડીઓ શા માટે વેચી નાખતાં નથી?" નિર્મળાએ વ્યયનિર્વાહનો ઉપાય બતાવ્યો.

" માતાજી, તમે આ શું કહો છો? શું હજી પણ તમે મ્હને પારકો માણસ સમજો છો ? " દુર્લભરાયે પોતાના આગ્રહને ત્યાગ ન જ કર્યો.

" આટલા બધા રૂપિયાની અમને શી જરૂર છે. અમારા ખર-

ચના માટે અમને માત્ર પચીસ રૂપિયાની જ જરૂર છે. જો ઇશ્વરના અનુગ્રહથી મ્હારા પિતાજી પુનઃ અત્રે આવી શકશે તો અમે તમારું ઋણપરિશોધ કરીશું.” નિર્મળાએ ઉત્તર આપતાં કહ્યું.

દુર્લભરાયે નિર્મળાને અનેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ તે પચીસ રૂપિયાથી વિશેષ રકમ લેવાને કબૂલ થઈ નહિ. અંતે દુર્લભરાયે નિર્મળાના વિચારને સંમત થઇને કહ્યું:—“ભલે ત્યારે પચીસ રૂપિયા રાખો. રાત્રે હું પાછો નૌકા વગેરેની ગુપ્તવ્યવસ્થા કરી તમારી પાસે આવીશ. મ્હારો વિશ્વાસુ માણસ તમને ઠેઠ ચાણોદ સૂધી પહોંચાડીને અત્રે પાછો આવશે. તમે સર્વ પ્રકારે નિશ્ચિંત રહેજો. હું અલ્પકાળમાં જ સઘળું કાર્ય સંપન્ન કરી ચાણોદમાં તમને તેડવા આવીશ.”

એજ રાત્રે નિર્મળા અને પાર્વતી નૌકામાં બેઠાં. નિર્મળા પોતાની પરલોકગતા જનનીના પ્રીતિમય પવિત્રતામય મુખનું સ્મરણ કરી રુદન કરતી કરતી, તથા કૈલાસપતિના જેવા પ્રેમમય પિતાના પ્રેમમય સંભાષણની આશાથી અશ્રુજળને સાફ કરતી કરતી રામપુરનો ત્યાગ કરી ચાલી ગઈ.

## પ્રકરણ ૨૧ મું.

### વિચારપરિવર્ત્તન.

જે દિવસે નિર્મળા અને પાર્વતી રામપુર ગામનો ત્યાગ કરી હિન્દુઓના પરમ પવિત્ર પુણ્યક્ષેત્ર ચાણોદ તરફ ચાલ્યાં ગયાં તે દિવસથી બે મહિના પછી એક દિવસે સ્હવારે ચાર માણસો એક ભીષણ અરણ્યમાંથી વહી જતી સરિતાના કિનારા ઉપર બેઠા હતા.

એ ચાર માણસોમાંના એકે પૂછ્યું:—“દુર્લભરાયભાઇ! એ સ્થાન અહીંથી કેટલું દૂર છે?”

“તમે ક્યા સ્થાનની વાત પૂછો છો?” દુર્લભરાયે પૂછ્યું.

“જે સ્થાને તમે અમને લઈ જાઓ છો એ સ્થાનની વાત હું પૂછું છું.”

“હું તમને લઈ જઉં છું કે, તમે મ્હને લઈ જાઓ છો?”

“એ તો તમે જેમ માનો તેમ; પરંતુ કહો તો ખરા કે એ સ્થાન અહીંથી કેટલું દૂર છે?” પૂર્વોક્ત માણસે પુનઃ એ જ પ્રશ્ન પૂછ્યો.

" તમે ક્યાં જવાના છો ? " દુર્લભરાયે સ્હામો પ્રશ્ન પૂછ્યો.

" તમે આમ કેમ બોલો છો ? શું તમે કાંઈ જાણતા જ નથી?"

" હું જે કાંઇ જાણું છું તે તમને પછીથી કહીશ. હમણાં તો હું તમને જે પૂછું તેનો ઉત્તર આપો. તમે ક્યાં જવાના છો ?"

" આ ભીષણ અરણ્યમાં એક યોગી મહાત્મા રહે છે તેમની પાસે."

" કયા યોગી મહાત્મા ? તેઓ કોણ છે ?"

" વાહ, તમે તો અમારો બરાબર તમાશો કરો છો. આટલે દૂર આવ્યા પછી તમારી બુદ્ધિ શુદ્ધિનો લોપ થઇ ગયો કે શું ? તમે આ શું કહો છો ? એ યોગી મહાત્માને તમે નથી ઓળખતા કે ?"

દુર્લભરાયે કહ્યુ:—" તમારી માન્યતા સત્ય છે. આટલે દૂર આવ્યા પછી મ્હારી બુદ્ધિ શુદ્ધિનો સર્વાંશે લોપ થઇ ગયો છે. તમે જે કાંઇ જાણોછો તે મ્હને કહેવામાં શું નુકસાન છે? તમે મ્હારા પ્રશ્નોનો ઉત્તર આપો. કહો જોઇએ કે એ યોગી કોણ છે? એના નામનો ઉચ્ચાર કરવાનું સાહસ સુદ્ધાં તમે નથી કરી શકતા કે ?"

" આ તે શું કહેવાય ? દુર્લભરાય સર્વ બિના જાણે છે; છતાં આવા પ્રશ્નો કેમ પૂછે છે? કપટશંકર ! તમે તેમના પ્રશ્નોના ઉત્તર શા માટે નથી આપતા? " કાળિદાસે કહ્યું.

" સર્વને એ હકીકત કહેતાં ભય ઉપજતો હોય તો હું દુર્લભ-રાય મહાશયના સકળ પ્રશ્નોના ઉત્તર આપવાને તૈયાર છું. મહાશય ! તમારે જે પૂછવું હોય તે પૂછો. અમે સ્વર્ગીય જમીંનદાર મહાશય રુદ્રનાથના જ્યેષ્ઠ પુત્ર પ્રિયકાત પાસે જઇએ છીએ." કપટશંકરે કહ્યું.

દુર્લભરાયે પૂછ્યું:-" શા ઉદ્દેશથી તમે પ્રિયકાન્ત પાસે જાઓછો ?"

" તેનું ખૂન કરવાના ઉદ્દેશથી. " કપટશંકરે નિર્ભયતાથી ઉત્તર આપ્યો.

" કરીમઅલ્લા કાકા ! તમે પણ પ્રિયકાન્તનું ખૂન કરવાના ઉદ્દે-શથી જ જાઓ છો કે શું ? કાળીદાસભાઇ ! તમારો ઉદ્દેશ તમે જણા-વશો કે ? " દુર્લભરાયે સર્વના અંતરની વાત જાણવાના હેતુથી પૂછ્યું.

કરીમઅલ્લીએ ઉત્તર આપ્યો:-" યહી કામકે લિયે મંય સબકી સાથ જાતા હું. "

દુર્લભરાયે કહ્યું:—" ભાઇઓ ! નિર્દોષ પ્રિયકાન્તે તમારો શો અપરાધ કર્યો છે ? શા માટે તમે સર્વે તેનું ખૂન કરવાની ઇચ્છા રાખો છો ? કપટશંકર ! મ્હારા આ પ્રશ્નોના ઉત્તરમાં તમે શું કહો છો ? "

કપટશંકરે ઉત્તર આપતાં કહ્યું:—"તેણે અપરાધ કર્યો છે કે નથી કર્યો એ જાણવાની અમારે શી જરૂર છે? કારભારી મહાશયે અમને રૂપિયા આપ્યા છે તેમજ આ કાર્ય પાર ઉતાર્યા પછી તેઓ અમને વિશેષ રૂપિયા આપવાના છે. તેથી જ અમે પ્રિયકાન્તનું ખૂન કરવાને આ ભીષણ અરણ્યમાં આવેલા છીએ. તમે પણ એ જ કારણથી અમારી સાથે આવ્યા છો. હવે વિશેષ વાતચિત કરો સમયને વ્યર્થ ગૂમાવવાની આવસ્યક્તા નથી. ચાલો, આપણે જેમ બને તેમ ત્વરાથી આપણું કાર્ય પૂર્ણ કરી નાખીએ."

દુર્લભરાયે કહ્યું:—"ભાઇઓ! એક વખત તમારા અંતરમાં વિચાર કરી જુઓ કે, તમે કેવું ભયંકર કાર્ય કરવા જાઓ છો? નિરપરાધ પ્રિયકાન્તનું વિના કારણ તમે ખૂન કરશો? એવા દેવતુલ્ય યુવકનું ખૂન કરવા જેટલું તમારું હૃદય કઠોર અને પાષાણ સ્વરૂપ છે? આવું અધમાધમ કાર્ય કરી તમે પરમકૃપાળુ કિરતારના દરબારમાં તમારા મહાપાપનો શો જવાબ આપશો?"

"આ સમયે કિરતારના નામનું સ્મરણ કરવાની શી જરૂર છે? જો કિરતાર હોત તો અમારી આવી સ્થિતિ થાત કે? મ્હેં ઘણું જોયું છે તથા ઘણું સહન કર્યું છે. હું પણ એક સમયે જમીનદારનો પુત્ર હતો. મ્હારે ત્યાં ધન દૌલત, દાસ દાસી—સર્વ હતું. એ સમયે અસંખ્ય મનુષ્યો અમારી ખુશામદ કરતાં હતાં. જોતજોતાંમાં એ સઘળું સુખસ્વપ્ન અદ્રશ્ય થઈ ગયું. અમારી સ્થિતિ કાળક્રમે ઘણી શોચનીય થઈ ગઈ. એક દિવસે મ્હારા હાથમાં એક પણ પૈસો નહોતો. બાળબચ્ચાંની ક્ષુધાનું દુઃખ દૂર કરવા હું સર્વાંશે અશકત હતો. ઘણા લોકોની પાસે જઈ મ્હેં મ્હારી શોચનીય સ્થિતિનું વર્ણન કર્યું હતું. બન્ને હાથ જોડીને ભિક્ષા માગી હતી; કિન્તુ કોઇએ મ્હને એક પાઈ પણ આપી નહોતી; સર્વે મ્હારો તિરસ્કાર કરી મ્હને દૂર હાંકી કાઢતા હતા. સર્વે મ્હને શિયાળ કૂતરાના જેવો કંગાલ સમજતા હતા. એ પ્રસંગે પરમેશ્વર કયાં છુપાઇ ગયો હતો! અંતે મ્હેં એક અનાથિની સ્ત્રીને ત્યાં જઈ તેનું ખૂન કરી તેનું સર્વસ્વ લૂંટી આણ્યું હતું. પછીથી થોડા કાળને માટે હું નિશ્ચિંત થયો હતો. ત્યાર પછી જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે હું ચોરી કરીને કિંવા લૂંટફાટ ખૂન વગેરે કરીને આવશ્યક દ્રવ્ય મેળવું છું. આ પ્રસંગે કારભારી મહાશયે મ્હને રૂપિયા આપ્યા છે તેથી જ હું પ્રિયકાન્તનું ખૂન કરવા જાઉંછું. પ્રિયકાન્તનું

ખૂન કરવાથી વિશેષ રકમ મળે તેમ હોવાથી જો તમે સાથે નહિ આવો તો હું એકલો જઇને પણ તેનું ખૂન કરીશ."

"ભાઇ ! તમે આ શું કહોછો ? પોતાના ભાગ્યદોષના માટે તમે ઇશ્વરનાપર દોષ મૂકોછો ? રૂપિયા માટે તમે પ્રિયકાન્તનું ખૂન કરવા જાઓ છો ? એવા અધમ કાર્યથી મેળવેલા રૂપિયા કેટલા દિવસ સુધી પહોંચશે ? કારભારીએ તમને કેટલા રૂપિયા આપ્યા છે, અને કાર્યસિદ્ધિ પછી તે બીજા કેટલા રૂપિયા આપનાર છે ?" હું જાણુંછું કે, કારભારીએ હમણાં તમને માત્ર દશ દશ રૂપિયા આપ્યા છે, તથા કાર્ય સિદ્ધ થયા પછી બસો રૂપિયા આપવાની આશા દર્શાવી છે. હું પણ રૂપિયાનો બંદોબસ્ત કરીને જ તમારી સાથે આવ્યો છું. હું તમને પ્રત્યેકને પાંચસો રૂપિયા આપીશ." દુર્લભરાયે કહ્યું.

"ત્યારે તો તમે પ્રથમ રૂપિયા આપો, અને પછીથી અમને જે કહેવું હોય તે કહો." કપટશંકરે સ્વાર્થસિદ્ધિની વાત પ્રથમ કાઢી.

"અમે પ્રિયકાન્તનું ખૂન કરવા માટે કારભારી મહાશય પાસે કબૂલ થયા ત્યારે તમે આ વાત કેમ ન પૂછી ?" કાળીદાસે પૂછ્યું.

"મંય ભી યહી પૂછતા હું. તુમને જબ પહેલેસેકી ઇસિ બાત હમેરેકુ કહે ડાલી હોતે તો કાયકે લિયે હમ ઇસ જંગલમેં ભટકનેકે લિયે આવતે ?" કરીમઅલ્લીએ કહ્યું.

દુર્લભરાયે કહ્યું:—"તમે આ કાર્ય કરવાને કબૂલ થઈ આવ્યા છો એ સત્ય છે; કિન્તુ શા માટે તેણે તમને આવું ભયંકર કાર્ય કરવાનું કહ્યું હતું એ તમે તેને પૂછ્યું હતું કે ? સ્વર્ગીય રુદ્રનાથ મહાશયની વિષયસંપત્તિ તે કેવી રીતે ભોગવે છે એ સંબંધી તમે તેને કાંઇ પૂછ્યું હતું કે ? એ સંબંધી તમે તમારા અંતરમાં સહજ પણ વિચાર કર્યો હતો કે ?"

"સ્વર્ગીય રુદ્રનાથ મહાશય તો મૃત્યુપત્ર કરીને તેમને ટ્રસ્ટી કરી ગયા હતા." કપટશંકરે કહ્યું.

"વારૂ, જો તમારી આ વાર્ત્તા કબૂલ કરવામાં આવે તો સ્વર્ગીય રુદ્રનાથના મહાશય પોતાના મૃત્યુપત્રમાં એમ પણ લખી ગયા હતા કે, પોતાના પુત્રને ગામમાંથી ભયંકર અરણ્યમાં હાંકી કાઢી અંતે તેનું ખૂન કરાવવું? ભાઇઓ ! એ કારભારી કેવો પાપિષ્ઠ છે એ અદ્યાપિ તમે જાણતા નથી. જો સઘળી હકીકત તમારા જાણવામાં આવશે તો

તમે અવાક્ બની જશો. અવકાશનો અભાવ હોવાથી હમણાં હું તમને માત્ર એક જ વાત ટૂંકમાં કહું છું. એ વાત ઉપરથી પણ તમે પાપાત્મા કારભારીની કુટિલતાની થોડી ઘણી કલ્પના કરી શકશો. રુદ્રનાથ મહાશયનો સ્વર્ગવાસ થયા પછી એ પાષણ્ડના અંતરમાં સ્વર્ગીય રુદ્રનાથ મહાશયની સકળ સંપત્તિનો ઉપભોગ ભોગવવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ; કિન્તુ રુદ્રનાથ મહાશયના બે પુત્ર જીવતા હોવાથી તેની આ મહત્વાકાંક્ષા કેવી રીતે ફળિભૂત થઇ શકે? તેથી જ વિવિધ પ્રકારની પ્રતારણા કરીને તે પ્રિયકાન્તભાઇને મુંબાઇ લઈ ગયો. પછીથી પ્રિયકાન્તભાઇને કોઈ એકાન્ત સ્થળે મોકલી ત્યાં તેમનું ખૂન કરાવવાનો એ નરપિશાચે નિશ્ચય કર્યો. પછીથી તેણે રામપુરથી એક બનાવટી પત્ર તૈયાર કરી મુંબાઇ મોકલ્યો. એ પત્રમાં તેણે એવું લખ્યુ કે, પ્રિયકાન્તભાઇનાં સહધર્મિણી અનંગમોહિનીનું એકાએક મૃત્યુ થયું છે. કુટિલ હરિદાસ જાણતો હતો કે, પ્રિયકાન્તભાઇનો પોતાનાં સહધર્મિણી પ્રત્યે અપાર અનુરાગ હતો. પત્નીના મૃત્યુવર્તમાન જાણવામાં આવતાં જ તેમના અંતરમાં સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉપજશે. પછીથી વિવિધ પ્રકારના પ્રપંચ કિંવા કપટનો ઉપયોગ કરી તેણે પ્રિયકાન્તભાઇને આ ભયંકર અરણ્યમાં મોકલ્યા છે. પ્રિયકાન્તભાઈ અદ્યાપિ જાણતા નથી કે તેમનાં પત્ની શ્રીમતી અનંગમોહિની જીવે છે. તત્પશ્ચાત્ નિષ્ઠુર હૃદયના હરિદાસજીએ રામપુર ગામમાં એવા અસત્ય વર્ત્તમાન પ્રકાશિત કર્યાં કે, પ્રિયકાન્તભાઈનું એકાએક મુંબાઇમાં મૃત્યુ થયું છે. પતિવ્રતા સાધ્વી સતી અનંગમોહિનીએ પતિશોકથી વિહ્વળા બની જઈ, સંસારની સકળ ચિંતાનો ત્યાગ કરી, દારુણ વૈધવ્યવ્રતનું પ્રતિપાલન કરવા માંડ્યું. આજકાલ કરતાં ચાર વર્ષથી તેઓ પોતાના સ્વામીને સ્વર્ગમાં ગયેલા સમજી તેમનું સ્મરણ તેમજ ચિંતન કરવામાં જ પોતાના દિવસો પસાર કરે છે. વિશેષમાં—"

આ સમયે દુર્લભરાયને બોલતો અટકાવી કરીમઅલ્લા આસમાન તરફ દૃષ્ટિ કરી બોલી ઉઠયોઃ—"યા અલ્લા પરવરદિગાર! મંય તો કુછ જાનતાહી ન થા."

દુર્લભરાય કહેવા લાગ્યોઃ—"વિશેષમાં હરિદાસજીએ યુક્તિ પ્રયુક્તિથી અનંગમોહિનીને એક જાતનું વિષમય ઔષધ ખવડાવી તેમને ઉન્માદિની બનાવી દીધાં છે. તે સિવાય રુદ્રનાથ મહાશયના કનિષ્ઠ પુત્ર રજનીકાન્તને બળાત્કારપૂર્વક મુંબાઈ લઇ જઇ, અનેક માણસોને

પૈસાથી વશ કરી, મૅડહૉસ્પિટલમાં દાખલ કરી દીધો છે. અંતે એ નર-પ્રેત હરિદાસે પોતાના આ પ્રેતયજ્ઞની પૂર્ણાહુતિ સંપૂર્ણ કરવા માટે તમને પ્રિયકાન્તભાઇનું ખૂન કરવા માટે મોકલ્યા છે!"

"ત્યારે આ સઘળી હકીકત તમે અમને પહેલાં કેમ જણાવી ન્હોતી ?" કાળીદાસે શંકાસૂચકસ્વરે પૂછ્યું.

"હું પણ અત્યાર સુધી તમારી માફક જ એ નરરાક્ષસની માયા-જાળમાં ફસાઇ પડી હિતાહિતનું જ્ઞાન ધ્યાન ભૂલી ગયો હતો. એ પાપા-ત્માનાં વચનોપર વિશ્વાસ મૂકી જગતમાં ઇશ્વર નથી એમ જ હું માનતો હતો. હવે એ પિશાચની માયાજાળ દૂર થઈ ગઈ છે! નેત્રામાં જ્ઞાનની જ્યોતિ પ્રકાશી શકી છે. હવે હું જોઈ શકું છું કે, જગતમાં પરમેશ્વર છે. તેઓ સર્વે જુએ છે. કપટશંકરભાઇ! 'પરમેશ્વર નથી' એવી અસંભવિત વાતને તમે કદાપિ તમારા અંતરમાં સ્થાન આપશો નહિ, આ જુઓ—આ જુઓ!"

આમ કહી દુર્લભરાયે ઉઠી ઉભા થઈ પોતાના બન્ને હાથ ઉંચા કરીને કહ્યું:—"આ જ્યોતિર્મય આસમાની આકાશ જુઓ—આ ભગ-વાન્ દિવાકરનું દર્શન કરો—મનોહારિણી પ્રકૃતિદેવીનું અવલોકન કરો—એ સઘળું કોણે ઉત્પન્ન કર્યું છે ? આ કલકલ નિનાદ કરતી પરમપવિત્ર સરિતા આનંદકલ્લોલથી પ્રવાહિત થાય છે. એ ક્યાંથી કોના ચરણો-માંથી, કયા મહર્ષિની જટાને ભેદી નીકળી છે? આ વૃક્ષલતાઓ ઉપર કર્ણપ્રિય સંગીત ગાનારાં વનપંખીઓ ક્યાંથી આવ્યાં છે?"

"ત્યારે તમે અમને શું કરવાની સૂચના કરો છો? અમે શું પાછા ઘેર જતા રહીએ? કરીમકાકા! તમે શું કહો છો?" કપટશંકરે પૂછ્યું.

"મુજકો નમાજ પઢ આને દો. પીછે મંય બાત કર શકુંગા." કરીમઅલ્લીએ ઉત્તર આપ્યો.

કરીમઅલ્લી થોડે દૂર જઈ, જમીન ઉપર ધુંટણીએ બેસી બન્ને હાથ ઉંચા કરી ઉચ્ચસ્વરે 'યા અલ્લા" શબ્દ ઉચ્ચારી, એ નિર્જન અરણ્યને પ્રતિધ્વનિત કરી નમાજ પડવા લાગ્યો.

"કપટશંકરભાઇ! મ્હારે તમને જે હકીકત કહેવાની હતી તે મ્હેં તમને કહી દીધી છે. હવે શું કરવું એનો નિર્ણય તમે જ કરો. મ્હારો મત હું પછીથી પ્રદર્શિત કરીશ." દુર્લભરાયે સર્વેના અંતરનો ઉદ્દેશ જાણવાની અભિલાષાથી કહ્યું.

"ત્યારે તમે અમને રૂપિયા તો હમણાં જ આપશોને ?" કપટશંકરે પુનઃ સ્વાર્થની વાર્ત્તાનું સૂચન કર્યું.

"હા, એ માટે તમે સર્વથા નિશ્ચિંત રહો. હું તમને રૂપિયા આપું એટલે પછી મ્હારી એવી ઇચ્છા છે કે, આપણે સર્વે પ્રિયકાન્તભાઇ પાસે જઇએ. એમને સઘળી સત્ય હકીકત નિવેદન કરી દેવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. જો રૂપિયા મળ્યા પછી તમારે સર્વેને ઘેર જતા રહેવું હોય તો પણ મ્હને કાંઇ વાંધો નથી." દુર્લભરાયે પોતાનો વિચાર દર્શાવ્યો.

આ સમયે કરીમઅલીએ નમાજ પડી આવીને કહ્યું:—"આ મ્હારી તલ્વારને પાણીમાં ફેંકી દેવાની મ્હને આજ્ઞા આપો. તમે કપટશંકર અને કાળીદાસને જે આપવું હોય તે આપો. હું એક પૈસો સુદ્ધાં લેવાને ઇચ્છિતો નથી. ખુદા મ્હને ઘણા રૂપિયા આપશે."

"તમને જેમ ઠીક લાગે તેમ કરો." દુર્લભરાયે સંમતિ દર્શાવી.

કરીમઅલીએ સરિતાના પ્રચંડ પ્રવાહમાં પોતાની તલ્વાર ફેંકી દીધી. અલ્પકાળમાં જ એ તિક્ષ્ણ ધારવાળી તેજસ્વી તલ્વાર સરિતાના અગાધ જળરાશીમાં ડૂબી ગઈ.

## પ્રકરણ ૨૨ મું.

### દિવ્યસ્વપ્નની સફળતા.

"અહો ! કેવું મીઠું મમ જીવિત વ્હેળું વહી જતું ?
અરે ! તેમાં કેવું વિષ ભળી ગયું કયાંથી કડવું ?
અહા ! એ રાત્રિથી સમજણ પડી આ જગતની,
અને એ ગાફેલી મધુર સઘળીએ ઉડી ગઈ !
પ્રિયાની વાણી શું ઝરણધ્વનિમાં કાંઇ સુણતાં,
ઠરી મ્હારો આત્મા ચુપ થઇ રહ્યો શાન્ત સ્થિર ત્યાં.
ડર્યો મ્હારો આત્મા રુદન કરતી સાંભળી પ્રિયા;
અને ચોખ્ખા આવા મમ શ્રવણમાં અક્ષર પડયાઃ—"

**કલાપી.**

એક ઉચ્ચ પહાડની ઉપર આવેલી નિર્જન પર્ણકુટીના સ્હામે એક સંન્યાસી યુવક સૂઇ રહેલો હતો. ચંદ્રદેવ સુનીલ સ્વચ્છ આકાશ-

પટપર આવી યુવકના સુકુમાર વદનમંડળપર સુધાધારા વર્ષાવતા હતા. મૃદુવાયુ પ્રેમાવેગથી યુવકના કોમળ અંગને સ્પર્શ કરી તેને અનિર્વચનીય શાન્તિનું દાન કરતો હતો. બાળક જેવી રીતે મમતામયી સ્નેહશાલિની માતાના ખોળામાં શયન કરી મૃદુ સંગીત શ્રવણ કરતું કરતું નિદ્રાધીન થઇ જાય તેવી જ રીતે આ નવીન સંન્યાસી પ્રકૃતિના સ્નેહમય ખોળામાં સૂઈ ગયો હતો.

એકાએક યુવક ચમકી ઉઠયો. તેણે એવું સ્વપ્ન જોયું કે, પ્રકાશમયી પૃથિવી જાણે કે ભીષણ અંધકારમાં ડૂબી ગઇ. ચંદ્રદેવ પણ અંધકારના કરાલ ગ્રાસમાં પડી ગયા. વાયુદેવતા ઘનઘોર ગર્જના કરી તરુશાખાઓને છિન્ન ભિન્ન કરી નાખી, પૃથિવીને કંપાવી તીવ્રવેગથી દોડધામ કરવા લાગ્યા. આસમાની આકાશમાં પ્રચંડ ગર્જનાઓ થવા લાગી. પુનઃ જાણે કે એ સઘળા ઘોર અંધકારને ભેદી નાખી એક વખત અપૂર્વ જ્યોતિર્મયા વિદ્યુલ્લેખા પ્રકાશી ઉઠી. જાણે કે એ વિદ્યુલ્લેખાપર ઉભી રહી એક તેજઃપુંજ દેવમૂર્ત્તિ આકાશમાંથી અવતરણ કરી આપણા તરુણ સંન્યાસી પાસે આવી પહોંચી, તથા તેણે ગંભીર સ્વરે પૂછ્યું:—" તું એકલો આવા નિર્જન અરણ્યમાં કેમ આવ્યો છે? વિધાતાના સુંદર કૌશલમય તથા આનન્દમય માનવનિકેતનનો પરિત્યાગ કરી તું આ જંગલી પશુપ્રાણીઓના નિવાસસ્થાનમાં શા માટે આવ્યો છે?"

પ્રિયકાન્ત એ કોમળ–ગંભીર કંઠસ્વરને ઓળખી શક્યો. તે એ તેજઃપુંજ પ્રીતિમય મુખમંડળને પિછાની શકયો. તેણે કહ્યું:—" પિતઃ! આપે જ્યારે દયાભાવથી આ અધમ પુત્રને દર્શન દીધુંછે ત્યારે હવે આપ મ્હને એ પ્રકાશમય દિવ્યધામમાં આપના ચરણોમાં સ્થાન આપો. આજે હું ઘનઘોર અંધકારમાં પડેલો છું–આપ મ્હારો ઉદ્ધાર કરો."

જાણે કે પ્રિયકાન્તના સુરલોકવાસી પિતા રુદ્રનાથે સ્નેહાર્દ્ર કંઠે ઉત્તર આપ્યો:–" વત્સ ! કોના કેવા ઉપદેશથી છેતરાઇને સંસારનો ત્યાગ કરી તું આ જનશૂન્ય સ્થળે આવ્યો છે? શું એ સ્થળે જગદીશ્વર નથી."

" ના ના–પિતૃદેવ ! સમસ્ત સંસાર મ્હારા માટે ભયંકર અંધકારમય બની ગયો છે. હવે સંસારમાં રહી શકવા જેટલી મ્હારી શક્તિ નથી–મ્હારા દુર્ભાગ્યનો પાર નથી ! "

જાણે કે રુદ્રનાથે પૂર્વવત્ સ્વરે ઉત્તર આપતાં કહ્યું:–" હે પૃથિવીના માયા મુગ્ધ જીવ ! મરીચિકાથી ભ્રાન્ત થઈ તું મરુભૂમિનો

ત્યાગ કરી શકતો નથી ? મનુષ્યોએ આ મરીચિકાથી ભ્રાન્ત થઇ અંતે જ્ઞાનચક્ષુ મેળવ્યાં છે. બીજાની વાત શા માટે કરવી જોઇએ ? સ્વયં દેવ શાક્યસિંહ ત્હારી માફક ભ્રાન્ત થઈ ઘણા કાળપશ્ચાત્ પોતાનો ભ્રમ સમજી શક્યા હતા ! તેથી જ વત્સ હું આજ્ઞા કરું છું કે, તું કર્મક્ષેત્રમાં પાછો ચાલ્યો જા. "

પ્રિયકાન્તે રુદન કરતાં કરતાં કહ્યું:-" એ કર્મક્ષેત્ર મ્હારા માટે અંધકારમય અરણ્ય જેવું બની ગયું છે. આ દાસને આપના આનન્દધામમાં સાથે લઇ જઇ આપના ચરણોમાં સ્થાન આપો. "

રુદ્રનાથે કહ્યું:-" હે મૂર્ખ ! એ આનન્દધામમાં મ્હારી પાસે આવવા જેટલો હજી ત્હારો અધિકાર થયો નથી. જે માટે તું કર્મક્ષેત્રમાં આવ્યો હતો તે પ્રથમ પૂર્ણ કર. ત્યારપછી તું મ્હારી પાસે એ આનન્દધામમાં આવી શકીશ. જો સાંભળ કે કોણ તને બોલાવે છે ? "

પ્રિયકાન્તે સાંભળ્યું કે, એ દિગંતવ્યાપી અંધકારનો ભેદ કરી, પ્રચંડ ગર્જનાઓના ભીષણ ધ્વનિનું અતિક્રમણ કરી કોઈ ઉચ્ચકંઠે, કરુણાજનક સ્વરે તેને ઉદ્દેશીને કહે છે કે, "હે પ્રભો ! તમે ક્યાં છો ? એક વખત આ દીન દાસીને દર્શન આપો !"

આ શું ! આ કોનો કંઠસ્વર ? આ ચિરપરિચિત તથા હૃદયને ઉત્તેજિત કરનાર અમૃતમય કંઠથી આટલા કાળ પછી કોણે તેને બોલાવ્યો ? પુનઃ એ પ્રીતિમય હૃદયવિદારક ઉચ્ચ સંબોધન પ્રકૃતિના ગંભીર નિનાદમાં વિલીન થઈ ગયું. પુનઃ ઉચ્ચ સ્વરે વિષાદવિકૃત કંઠે એ અંધકારમાં ઘણે દૂરથી કોઇનો જાણે કે આર્ત્તધ્વનિ થયો કે, "બંધુ ! આ સમયે તમે ક્યાં છો ? "

આ શું ! આ તો પ્રાણાધિક બંધુ રજનીકાન્તનો આર્ત્તનાદ છે ! પ્રિયકાન્તે જાણે ઉઠી ઉભા થઈ ઉત્તર આપ્યોઃ—" ભાઈ ! હું અહીં આ રહ્યો ! "

પ્રિયકાન્તની નિદ્રા દૂર થઈ તેણે નેત્રો ઉઘાડીને જોયું કે, આકાશપટપર રત્નજડિત સિંહાસનપર બેસી ચંદ્રદેવ મધુર હાસ્ય કરી રહ્યા છે. મૃદુવાયુ ધીમે ધીમે તેના પસીનાથી ભીંજાઇ ગયેલા લલાટપર સ્પર્શ કરે છે. થોડે દૂરથી વહેતા એક ઝરાનો અસ્પષ્ટ મધુરસ્વર, પ્રવાસમાં પ્રિયસખાની માફક જાણે કે તેને દૂરથી આશ્વાસન આપે છે. પ્રિયકાન્ત વિચારવા લાગ્યો:—" આ શું અસત્ય સ્વપ્ન હશે ?

જો એમ જ હોય તો આટલા કાળ પછી મ્હારા દેવલોકવાસી પિતાએ શામાટે મ્હને દર્શન દીધું ? તેમનું સ્નેહસંભાષણ, સુમધુર દેવવાણી આદિ સર્વ મિથ્યા સ્વપ્ન માત્ર છે ? ત્યારે શું મ્હારી પ્રાણસખી અનંગમોહિની અદ્યાપિ આ જગત્‌માં જીવિતા છે ? ના ના, એ તો મ્હને સ્વપ્નવત લાગે છે, એ સાધ્વી સતી તો આજકાલ કરતાં ચાર વર્ષથી આ પાપતાપપૂર્ણ મનુષ્યલોકનો ત્યાગ કરી અમરધામમાં ચાલી ગઈ છે. ત્યારે શું બંધુ રજનીનો જે આર્ત્તનાદ સાંભળવામાં આવ્યો એ પણ સ્વપ્ન સમાન હોવો જોઇએ? પિતૃદેવે મ્હને પુનઃ સંસારમાં જવાની આજ્ઞા શા માટે કરી? તેઓ તો પોતાના આનન્દનિકેતનમાંથી સઘળું જોઇ શકે છે. તેમની દેવવાણી પણ સત્ય નથી કે શું ?"

પ્રિયકાન્ત ઘણા સમય સુધી ત્યાં બેસી રહીને આવા અસંખ્ય વિચારો કરવા લાગ્યો. તેની પ્રેમમયી અનંગમોહિનીનું સુરલોકનું પવિત્રતામય સૌન્દર્ય, તેના પ્રાણપ્રિય કનિષ્ઠ બંધુની સરળ સુકુમાર મુખકાન્તિ આજે તે પોતાનાં આંતર્ચક્ષુથી જોઈ શકવા લાગ્યો. ઘણા સમય સુધી ચિંતા કરી શું કરવું તેનો કશો નિર્ણય નહિ થઇ શકયાથી પુનઃ તે પૃથિવીદેવીના વક્ષઃસ્થળપર શયન કરી નિદ્રાધીન થઇ ગયો. પ્રભાતકાળે સૂર્યકિરણોના સ્પર્શથી તેની નિદ્રાનો ભંગ થયો. તેણે જોયું કે, કોઈ તેનું મસ્તિષ્ક પોતાના ખોળામાં લઈ વૃક્ષપલ્લવદ્વારા તેને વાયુ ઢોળે છે. પ્રિયકાન્ત ઉઠી બેઠો થયો, તથા આગંતુકના મુખ તરફ જોઇ રહી તેણે પૂછ્યું:–' આપ કોણ છો? અહીં શા માટે આવ્યા છો ? "

આગંતુક પ્રિયકાન્તના આ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં આશ્ચર્યસૂચક એકાગ્રદૃષ્ટિથી પ્રિયકાન્તના વદનમંડળ તરફ જોઈ રહ્યો. વાચકબંધુઓ સમજી શક્યા હશે કે, આ આગંતુક અન્ય કોઇ નહિ કિન્તુ દુર્લભરાય હતો. અલ્પકાળ સુધી મૌન ધારણ કર્યા પછી ઉચ્ચસ્વરે તેણે કહ્યું:–" કપટશંકરભાઇ! તમે સર્વ સત્વર અહીં આવો. જુઓ જુઓ કે, આ કેવી સુંદર યોગિમૂર્ત્તિ છે ! આ યોગિમૂર્તિનાં દર્શન કરી તમે તમારા નેત્રો સાર્થક કરો–પ્રાણ પવિત્ર કરો. "

અલ્પકાળમાં જ કપટશંકર કાળીદાસ અને કરીમઅલ્લી દુર્લભરાય પાસે જઇને ઉભા રહ્યા.

પ્રિયકાન્તે કહ્યું:—" તમે સર્વ કોણ છો ? શા હેતુથી તમે અહીં આવ્યા છો ?"

દુર્લભરાય પોતાના સાથીદારોને કહેવા લાગ્યો:–" ભાઇઓ, તમે

આ દેવમૂર્ત્તિનાં દર્શન કર્યાં કે ? અહા કેવી મનોહારિણી દિવ્ય કાન્તિ છે ! મુખમંડળપર કેવી ગંભીરતા જોવામાં આવે છે ! કેવું આનન્દમય પ્રશાન્ત લલાટ છે ! અરેરે ! આ લલાટમાં, આવી તરુણ અવસ્થામાં વિધાતાએ આટલું બધું દારુણ દુઃખ કેમ લખેલું છે ! ભાઇઓ ! તમે કેમ કાંઈ બોલતા નથી ? અરેરે ! તમે આ સુંદર દેહનો વિનાશ કરવાને આવતા હતા ? પિશાચના આદેશથી તમે આ દેવતાનું ખુન કરવાને આવતા હતા ? ”

કરીમઅલીએ કહ્યું:—“ભાઇ આવા પયગમ્બરના જેવા ખુબસુરત હશે એ હું પહેલાં જાણતો નહોતો. કારભારીની કુટિલતાની હવે હું મ્હારા અંતરમાં પૂર્ણ કલ્પના કરી શકું છું. મ્હેં મ્હારી તલ્વારને નદીમાં ફેંકી દીધી છે એ તમે કયાં નથી જાણતા ? ”

“ત્યારે કાળીદાસભાઇ ! ચાલો આપણે પણ આપણી પાપિષ્ઠા તલ્વારને ફેંકી દઇએ. ” કપટશંકરે કહ્યું.

“ના ના તમારી પાસે તલ્વાર છો રહી. હજુ તે ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે ! શું તલ્વાર નિરપરાધી જીવનું ખૂન કરવા સિવાય બીજા સત્કાર્યમાં ઉપયોગી નથી થઇ પડતી ? સાધુજનની મુક્તિ માટે, પિશાચના પ્રાણસંહાર માટે શું તલ્વારનું પ્રયોજન નથી કે ? ” દુર્લભરાયે કપટશંકરના વિચારનું ખંડન કરતાં કહ્યું.

કાળીદાસે દુર્લભરાયનાં વચનોનું રહસ્ય સમજી જઈ આવેશસૂચક સ્વરે કહ્યું:—“દુર્લભરાયભાઇ ! તમારું કહેવું યથાર્થ છે. જે નરપિશાચે આ દેવતાનું ખુન કરવા માટે અમને મોકલ્યા હતા એ નરપિશાચનો જ અમે અમારી તલ્વારથી જીવ લઇશું. ”

“તમે સર્વ કોણ છો ? અહીં શા ઉદ્દેશથી આવ્યા છો ? તમે મ્હને કશો ઉત્તર કેમ નથી આપતા ? તમે બોલો છો તેમાંનું કાંઈ હું સમજી સકતો નથી. ” પ્રિયકાન્તે આશ્ચર્ય પામીને કહ્યું.

“હજી સૂધી આપ સમજી શકતા નથી ? અમે આપનું ખૂન કરવાના ઉદ્દેશથી અત્રે આવતા હતા. ” કપટશંકરે ખુલાસો કરતાં કહ્યું.

“કેમ, મ્હેં તમારો શો અપરાધ કર્યો છે ? ” પ્રિયકાન્તે પૂછ્યું.

આપે અમારો કાંઇ અપરાધ કર્યો નથી. આપ સાક્ષાત દેવતાસ્વરૂપ છો ! વાસ્તવિક રીતે અમે જ આપનો ઘોર અપરાધ કર્યો છે. શું આપ અમને ક્ષમા આપશો ? ” આ પ્રમાણે કહી કપટશંકર અને

કરીમઅલ્લીએ પ્રિયકાન્તના ચરણોમાં નમી પડીને ગદ્દગદ કંઠે કહ્યું:- "આપ અમારા અપરાધની અમને ક્ષમા આપશો કે? અમે આપનું ખૂન કરવાના વિચારથી અત્રે આવ્યા હતા!"

"ત્યારે તમે તો મ્હારું ખુન નહિ કરતાં. મ્હારી પાસે ક્ષમા કેમ માગો છો?" પ્રિયકાન્તે વિશેષ વિસ્મિત બની જઇને કહ્યું.

"આ પૃથિવીમાં એવો પાષણ્ડ ખૂની કોણ છે કે, જે આવી દેવમૂર્તિનાં દર્શન કરી તેનું ખૂન કરી શકે? કિન્તુ આપનાં દર્શન થતાં પૂર્વે જ અમે અમારા મહાપાપી વિચારનો ત્યાગ કર્યો છે. આ સાધુ પુરુષ અમે પાછું આપનું ખૂન કરીએ એવા ભયથી જ અમારી સાથે આવ્યા છે. આ ભાઇનાં ઉપદેશામૃતપૂર્ણ વચનોના શ્રવણથી જ અમે મહાપાપમાં પ્રવૃત્ત થતા બચી ગયા છીએ. એમણે પ્રથમથી જ પુષ્કળ રૂપિયા આપી અમને સાવધાન કરી દીધા છે. તેઓ આપના પરમ શુભેચ્છક અને બંધુ છે. આપને જે કાંઇ પૂછવું હોય તે આપ એમને જ પૂછો એટલે તેઓ આપના પ્રશ્નોના સદુત્તરો આપશે." કપટશંકરે નમ્રતાથી કહ્યું.

પ્રિયકાન્તે દુર્લભરાયના વદનમંડળ તરફ તિક્ષ્ણ દૃષ્ટિપાત કરીને પૂછ્યું:—"મહાનુભાવ! આપ કોણ છો? મ્હને એમ લાગે છે કે, પૂર્વે મ્હેં આપને જોયા છે; છતાં હું આપને ઓળખી શકતો નથી. આપ મ્હને કાંઈ કહેતા કેમ નથી? હું તો આ સઘળા રહસ્યમય પ્રકારને બિલકુલ સમજી સકતો નથી."

"હું શું મ્હોં લઇને આપની સાથે વાતચિત કરું? મ્હેં જ આપના સર્વસ્વનો નિષ્ઠુરતાથી વિનાશ કર્યો છે! આપ મ્હને ઓળખી શકતા નથી? હું દુર્લભરાય મુખત્યાર છું. આપના સ્વર્ગીય પિતાના અન્નથી જ હું ઉછરીને મ્હોટો થયો છું, અને મ્હેં જ નિમકહરામ થઇ આપના સર્વસ્વનો વિનાશ કર્યો છે! મ્હારી સહાયતાથી જ એ નરપિશાચે આપને ભયંકર દુ:ખ સાગરમાં ડુબાવી દીધા છે. જો મ્હેં એ પાપિષ્ઠને તેના આ પ્રેતયજ્ઞમાં સહાયતા ન કરી હોત તો તે કેવી રીતે આપના સર્વસ્વનો વિનાશ કરી શકત?!" દુર્લભરાયે પશ્ચાત્તાપસૂચક વચનો ઉચ્ચાર્યા.

"કોને સહાયતા કરી છે તેનું નામ કેમ જણાવતા નથી?" પ્રિયકાન્તે અધીરતાથી પૂછ્યું.

"એ સઘળી કથા હમણાં કહેવા બેસું તો તેનો અંત આવે તેમ નથી. જેણે આપના સર્વસ્વનો નાશ કર્યો છે તેનું નામ ઉચ્ચારીને હું આપના પવિત્ર આત્માને કેવી રીતે કલુષિત કરું ? એ નરપિશાચ બીજો કોઈ નહિ; કિન્તુ કારભારી હરિદાસ છે! જેને લોકો સ્વર્ગીય જાગીરદાર મહાશય રુદ્રનાથનો કારભારી કહે છે, જેની લોકો પરમયોગી સમજી ભક્તિ કરે છે એ જ માનવદેહમાં પિશાચ હરિદાસ છે. એ સઘળી સવિસ્તર હકીકત હું આપને પછીથી નિવેદન કરીશ. હમણાં તો આપ ચાલો." દુર્લભરાયે સત્ય પ્રકારનો આભાસ આપ્યો.

"ક્યાં જઇશું ?" પ્રિયકાન્તે પૂછ્યું.

"રામપુરમાં ! આપના પૂર્વપરિચિત રાજભવનમાં ! આપનાં સાધ્વી સતી સહધર્મિણી પાસે ! આપના પ્રાણાધિક બંધુ રજનીકાન્ત પાસે ! આપના વિયોગશોકથી એ રાજપુરી જાણે કે ભીષણ અંધકારમયી બની ગઈ છે ! આપ એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં સત્વર ચાલો." દુર્લભરાયે કહ્યું.

"આપ શું કહો છો ? મ્હારી સાધ્વી સ્ત્રી ? તેણે તો ઘણા દિવસથી આ પાપપંકિલ પૃથિવીનો ત્યાગ કર્યો છે !" પ્રિયકાન્તે આશા તેમ જ આશ્ચર્યસૂચક સ્વરે પ્રશ્ન કર્યો.

"ના ના ! એ સર્વથા અસત્ય વાત છે. એ નરપિશાચે જ આપને આવા અસત્ય વર્તમાન જણાવ્યા હતા. બનાવટી પત્રમાં અસત્ય સમાચાર લખી દુરાત્મા ગોપાળદાસને આપની પાસે મોકલી તેણે આપના સર્વસ્વનો નાશ કર્યો છે. આપનાં સહધર્મિણી, પતિવ્રતા સતી આપની આશામાં ને આશામાં પોતાના દુઃખમય દિવસો પસાર કરે છે. ચાલો સત્વર આ સેવક સાથે ચાલો." દુર્લભરાયે સત્યવાર્ત્તા વિદિત કરી.

પુનઃ કપટશંકર અને કરીમઅલી પ્રિયકાન્તના ચરણોમાં નમી પડયા. કપટશંકરે સજળ નયને કહ્યું:–"અમે પાપિષ્ઠ છીએ; કિન્તુ આપના સ્પર્શ માત્રથી અમે પવિત્ર થયા છીએ. ચાલો, અમે સર્વે આપને રામપુર લઇ જઇએ. અમે અમારી તલ્વારોને સાથે લઈ જઇશું; શા માટે તે આપ જાણો છો કે ? અમે અમારી તલ્વારની તિક્ષ્ણ ધારથી એ નરપિશાચ હરિદાસના સર્વાંગના સેંકડો ટુકડા કરી નાખીશું. તેણે આપના ઉપર જે ભયંકર અત્યાચાર કર્યો છે તેનો અમે તેને બરાબર બદલો આપીશું."

આ સમયે કરીમઅલ્લીએ અફસોસ કરતાં કહ્યું:—" હે અલ્લા ! મ્હેં તલ્વાર નાખી દઇને મ્હોટી ભુલ કરી છે. હવે હું એ શયતાનનું ખૂન કેવી રીતે કરી શકીશ? દુર્લભરાયભાઇ ! મ્હેં પ્રથમથી જ તમને કહ્યું છે કે, મ્હારે એક પાઈ પણ જોઈતી નથી. તેના બદલામાં તમે મ્હને એક તલ્વાર લઈ આપજો. એ તલ્વારથી હું એ શયતાનની ગરદન ક્ષણ માત્રમાં જ કાપી નાખીશ."

દુર્લભરાયે ગંભીરતાથી કહ્યું:—" હમણાં એ સઘળી વાત કરવાની જરૂર નથી. પછીથી એ સઘળી બાબતનો નિર્ણય કરી શકાશે. હમણાં તો ચાલો આપણે પ્રિયકાન્તભાઇને આપણી સાથે લઈ જઇએ. હજી રસ્તાના ખરચ માટે જરૂર પડે એટલી રકમ મ્હારી પાસે છે. પ્રથમ આપણે ચાણોદ ક્ષેત્રમાં જવાનું છે. પ્રિયકાન્તભાઈ! ચાણોદમાં મ્હારાં દેવીમાતા છે. પાપાત્મા હરિદાસજીએ આપની માફક મ્હારાં એ દેવીમાતાના સર્વસ્વનો પણ વિનાશ કર્યો છે. ચાલો પ્રથમ આપણે મ્હારાં દેવીમાતા પાસે જઇએ. ચાલો આપણે જઇને એક વખત એ ચૌદ વર્ષની કુમારી માતાનું એ વીણાપાણિ મૂર્ત્તિનું જઇને દર્શન કરીએ."

" તેઓ કોણ છે ? " પ્રિયકાન્તે ઉત્સુકતાથી પૂછ્યું.

" તેમને આપ સારી રીતે પિછાનો છો. તેમની બાલ્યાવસ્થામાં તેમને આપે અનેક વખત જોયાં છે; કિન્તુ એ સઘળી વાત નિવેદન કરવાનો હમણાં સમય નથી. હું જ્યારે આપને બીજી સઘળી હકીકત કહીશ ત્યારે એ કુમારી માતાની સઘળી હકીકત પણ અવશ્ય કહીશ."

આમ કહી દુર્લભરાય પ્રિયકાન્તનો હાથ પકડી સર્વની સાથે માર્ગ કાપવા લાગ્યો.

તે જ દિવસે માર્ગમાં પ્રિયકાન્તે દુર્લભરાયના મુખે સઘળી હકીકત અથેતિપર્યંત સાંભળી. એ હકીકત સાંભળતા પ્રિયકાન્તે કાંઈ કહ્યું નહિ તથા દુર્લભરાયના એક પણ પ્રશ્નનો ઉત્તર સુદ્ધાં તેણે આપ્યો નહિ. દુર્લભરાયે ઘણો પશ્ચાત્તાપ કર્યો, ઘણું રુદન કર્યું તથા વારંવાર પ્રિયકાન્ત પાસે ક્ષમા માગી. પ્રિયકાન્તે નેત્રો મીંચી, મૌન ધારણ કરી દુર્લભરાયની સઘળી હકીકત એકાગ્રતાથી સાંભળી.

દુર્લભરાય સઘળી હકીકત કહી રહ્યો એટલે એક ગાઢ નિશ્વાસ મૂકીને પુછ્યું:—" મ્હારો રજની અદ્યાપિ ગાંડાની હૉસ્પિટલમાં જ છે કે ? "

"આપના સિવાય કોણ તેનો ઉદ્ધાર કરી શકે તેમ છે?" દુર્લભરાયે ઉત્તર આપ્યો.

"મ્હારી જીવનસહચરી અનંગમોહિની અદ્યાપિ ઉન્માદિની છે કે?" પ્રિયકાન્તે વ્યથિત હૃદયે પૂછ્યું.

એ સંબંધી હું કશો ચોક્કસ ઉત્તર આપી શકતો નથી; કિંતુ સંભવતઃ અદ્યાપિ તેમણે આરોગ્ય પ્રાપ્ત નહિ કર્યું હોય."

"વિનયચંદ્ર દેશપાર થયેલા છે કે?"

"હા, જ્યાં સૂધી આપ તેમનો ઉદ્ધાર નહિ કરો ત્યાં સૂધી તેઓ દ્વીપાંતરનિવાસનું અસત્ય કષ્ટ સહન કરશે."

---

## પ્રકરણ ૨૩ મું.

### પાપનો પ્રકાશ.

વાસનાની ઉત્તેજના ઘણી શક્તિશાલિની હોય છે. એક વર્ષની ચિંતાથી જે કાર્ય કરી શકાતું નથી, તે કાર્ય ક્ષણ માત્રની ઉત્તેજનાથી સહેલાઇથી થઈ જાય છે. ક્ષણ માત્રની ઉત્તેજનાથી જે વાત બોલાય છે, જે કાર્ય કરાય છે તે વાત અનેક વર્ષ સૂધી ચિંતા કર્યાથી પણ બોલાતી નથી. તે કાર્ય કરી શકાતું નથી. તારાસુંદરી અને કેશવકાન્તના પક્ષમાં આ નિયમ સર્વથા સત્ય ઠર્યો હતો.

પ્રૌઢ હરિદાસજીના મન સાથે તારાના મનનું મિલન થયું નહોતું તેનું કારણ માત્ર વયવૈચિત્ર્ય હતું. ઉમ્મરની સાથે સાથે મનુષ્યની ચિત્તવૃત્તિનું નિરંતર પરિવર્ત્તન થયા કરે છે, તથા સમયની સાથે જગત્‌નું પણ ઘણું પરિવર્ત્તન થયા કરે છે. જે આચારની કલ્પનાથી વૃદ્ધા નારી કંપી ઉઠે છે તે જ આચારની કલ્પનાથી યુવતી માત્ર શરમાઈ જાય છે. આ સઘળાં કારણોથી વયસના કિંવા ઉમ્મરના ઐક્ય સિવાય માનસિક મિલન થઈ શકતું નથી. તેથી જ તરુણી ભાર્યાથી વૃદ્ધ સ્વામીને જેવું સંકટ હોય છે તેવું જ સંકટ વૃદ્ધ પતિથી તરુણી ભાર્યાને હોય છે. જો વૃદ્ધાનું જગતમાં અસ્તિત્વ ન હોત તો કોઈ વૃદ્ધની મર્યાદા સમજી શકત નહિ, તથા યુવકનું અસ્તિત્વ ન હોત તો કોઇ યુવતી ઉપર પ્રેમ કરી જાણત નહિ. આ કારણથી જ વાસનાની ઉત્તેજનાને આધીન થઈ જ્ઞાનશૂન્ય બની જઈ તારાએ કેશવકાન્તને પોતાનું દેહદાન દીધું હતું.

પત્નીના આગ્રહથી અને એક ધર્માત્મા તરીકે પ્રકાશમાં આવવાની અભિલાષાથી હરિદાસજીએ કેશવકાન્તની પ્રાર્થના માન્ય કરી તેણે તેના ગ્રંથની છપામણીનું ખરચ આપ્યું હતું. તે સિવાય તારાએ પણ પોતાની ખાનગી સિલકમાંથી કેશવકાન્તને વિદાય થતી વખતે સો રૂપિયા આપ્યા હતા. કેશવકાન્ત પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી ભરુચ ચાલ્યો ગયો હતો.

આ અરસામાં કેશવકાન્તનું એક કન્યા સાથે લગ્ન થયું. કન્યાના પિતાનું નામ રામશંકર હતું. તેઓ ભરુચના જ રહેવાસી હોઇ મ્યુનિસિપાલિટીની ઑફિસમાં માસિક માત્ર પંદર રૂપિયાના પગારથી નોકરી કરતા હતા. તેમનું કૂળ તેમની જ્ઞાતિમાં કાંઇક ઉતરતું હોવાથી કન્યા ચૌદ વર્ષની ઉમ્મરની થઈ ત્યાં સૂધી કોઇ યોગ્ય પાત્ર મળી આવ્યું નહોતું. બીજી તરફ કેશવકાન્તની સ્થિતિ પણ સામાન્ય હોવાથી તેને ઉચ્ચકુળની પત્ની મળવી મુશ્કિલ હતી તેથી આ સંબંધ અનાયાસે થઇ ગયો.

કેશવકાન્તની પત્નીનું નામ મણિગૌરી હતું. પિયરમાં પિતાના આશ્રયમાં રહી તેણે ગુજરાતી વિદ્યાલયમાં છઠ્ઠા ધોરણ સૂધીનો અભ્યાસ કર્યો હતો; કિન્તુ ગૃહકાર્યમાં તે જોઇએ એવી નિપુણા નહોતી. વળી અભ્યાસથી તેના આચાર વિચારો જોઇએ એવા ઉન્નત થયા નહોતા. આ કાંઈ તેનો દોષ નહોતો. આધુનિક સ્ત્રીશિક્ષણના હિમાયતીઓ સ્ત્રીક્ષણ કેવા પ્રકારનું હોવું જોઇએ તેના કોઈ ચોક્કસ નિર્ણયપર આવ્યા નથી. જેવું શિક્ષણ વિદ્યાલયમાં છોકરાઓને અપાય છે તેવું જ શિક્ષણ કન્યાશાળામાં છોકરીઓને અપાય છે; પરંતુ તેથી ચરિત્રની ઉન્નતિ થવી સર્વથા અસંભવ થઈ પડે છે. પુરુષ અને નારીની પ્રકૃતિ વિભિન્ન છે તેથી જ્યાં સૂધી તેમની ઉભયની કેળવણીમાં ઉચિત ફેરફાર નહિ કરવામાં આવે ત્યાં સૂધી સ્ત્રીશિક્ષણથી આપણે જે ઉન્નતિ થવાની આશા રાખીએ છીએ તે કદાપિ ફળિભૂત થનાર નથી.

મણિગૌરી ઉમ્મર લાયક થયેલી હોવાથી લગ્ન થયાપશ્ચાત્ તરત જ તે સાસરે આવીને રહી. તેના સાસરે આવ્યા પછી માત્ર પંદર વીસ દિવસમાં જ તેની સાસુ સ્વર્ગવાસિની થઈ. કેશવકાન્તના ગૃહમંદિરમાં હવે કોઇ તેનું અભિભાવક રહ્યું નહિ. જે ગૃહમાં ગૃહિણીનો અભાવ હોય છે, એ ગૃહમાં સુવ્યવસ્થા, સુખ કિંવા શાન્તિ ભાગ્યે જ જોવામાં આવે છે. વિશેષે કરીને આ સંસારમાં યુવાન મનુષ્યના ઉપર

દેખરેખ રાખવાને એક સુયોગ્ય પ્રૌઢ અનુભવી માણસની જરૂર પડે છે. બાલ્યાવસ્થામાં પિતૃહીન થયેલો બાળક સંસારમાં જોઇએ એવો આદર્શ-ચરિત ભાગ્યે જ થઈ શકે છે. તેવી જ રીતે સંસારક્ષેત્રમાં પ્રથમ પ્રવેશ કરનાર નવવધૂ પણ શ્વસુરપક્ષમાં વડિલ ગૃહિણીના અભાવે ભાગ્યે જ ઉન્નતચરિતા થઇ શકે છે.

અમે ઉપર જણાવી ચુકયા છીએ કે, કેશવકાન્તની ભાર્યા મણિ-ગૌરી સંસારકાર્યમાં જોઇએ એવી નિપુણા નહોતી. તેમ જ મ્હોટી ઉમ્મર થતા સૂધી તે કુમારિકા રહેલી હોવાથી જ્યારે નવવિવાહિત સખી-ઓની સાથે પિયરપક્ષમાં તે શ્રૃંગારિક વાર્ત્તાવિનોદ કરતી ત્યારે તે પો-તાના અંતરમાં પ્રણય સંબંધી અને પતિ સંબંધી વિવિધ પ્રકારની આનંદદાયિની કલ્પનાઓ કરતી હતી. નવયુવાવસ્થા પ્રસંગે મનુષ્ય-જાતિના અંતરમાં અર્થાત્ યુવક યુવતીના અંતરમાં જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે એક પ્રકારનો મોહ હોય છે. પ્રેમ એ યૌવનનું માત્ર સ્વપ્ન છે. શ્રદ્ધા જ ખરા પ્રેમનો મૂળ પાયો છે. પ્રેમ યૌવનનો મોહ છે અને શ્રદ્ધા જીવનની શાન્તિ છે. પ્રેમ ઘણી વખત નયનના નીશા સ્વરૂપ છે ત્યારે શ્રદ્ધા અંતર સ્વરૂપ છે. પ્રેમ વસન્તનું કુસુમ છે. એકાએક અલ્પ-કાળમાં જ તેનો વિકાસ થાય છે અને અલ્પકાળમાં જ પુનઃ તેનું અવસાન થાય છે. પ્રેમ વિદ્યુત્ છે ત્યારે શ્રદ્ધા સૂર્યકિરણ છે. સામાન્ય ત્રુટીથી અભિમાનની છાયામાં પ્રેમની ઉજ્વળતા મલિન થઈ જાય છે. ત્યારે શ્રદ્ધા હમ્મેશાં જ્યોતિર્મયી રહે છે. સામાન્ય દુઃખથી પ્રેમનું બંધન શિથિલ થઇ જાય છે ત્યારે વેદનાથી, યાતનાથી શ્રદ્ધાનું બંધન દૃઢ થાય છે. પ્રેમ યુવાવસ્થાનો છે. શ્રદ્ધા જીવનસહચરી છે. પ્રેમ યુવાવ-સ્થાની ચંચળતા છે, શ્રદ્ધા જીવનની સાધના છે. પ્રેમ સૌન્દર્ય છે શ્રદ્ધા સુખ છે. પ્રેમ મધુર છે, શ્રદ્ધા દિવ્ય છે. જે યુવતીના પ્રેમે શ્રદ્ધાનું સ્વરૂપ ધારણ કર્યું હોય છે તે જ યુવતી યથાર્થ પ્રેમમયી—સ્નેહમયી આદર્શ રમણી છે. શ્રદ્ધાવતી રમણી પતિના દોષોને પણ સદ્ગુણ સમજે છે; પતિની સેવામાં જ પોતાના જીવનની સકળ સાર્થકતા જાણે છે; પરંતુ આવી શ્રદ્ધામયી સ્ત્રી સ્ત્રીજાતિમાં વિરલ હોય છે. ઘણા કાળના આત્મસંયમદ્વારા જ શ્રદ્ધાની પ્રાપ્તિ થઇ શકે છે.

મણિગૌરીના અંતરમાં આવા પ્રકારનો યૌવનસુલભ અનુરાગ ઉત્પન્ન થયો હતો. સાસુના અકાળ પરલોકવાસથી તે સંસારમાં તદ્દન સ્વતંત્ર હતી. કેશવકાન્ત જ્યારે ઑફિસમાં જતો ત્યારે મણિગૌરી ઘર-

માં બેસી શૃંગારિક નવલકથાઓ અને વાર્તાઓ વાંચવામાં પોતાનો કાળ પસાર કરતી હતી. આ પ્રકાર કેશવકાન્ત જાણતો હતો; કિન્તુ પોતાની પત્ની પોતાના વાચન અને જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે એમ વિચારી તે આનંદિત થતો હતો. ઘણા સ્વતંત્ર યુવકો આવી રીતે પત્નીને સાહિત્યશૉખીન થયેલી જોઈ આનંદિત થાય છે; પરંતુ આ સ્થળે તેમની જે ગંભીર ભૂલ થાય છે તેની તેમને માહિતી હોતી નથી. એ ગંભીર ભૂલનું જ્યારે મહા અનિષ્ટકારક પરિણામ આવે છે. ત્યારે જ તેમનાં જ્ઞાનચક્ષુ ઉઘડે છે.

વાસ્તવિક રીતે બ્રહ્માએ સ્ત્રીજાતિના સ્વભાવને ઘણો ચંચળ બનાવેલો છે. કોઈ પણ કાર્ય તરફ સ્ત્રીજાતિનું અંતર સત્વર આકર્ષાય છે. આમ હોવાથી જ સ્ત્રીજાતિને બાલ્યાવસ્થાથી ધાર્મિક કેળવણી આપી તેમનું ચરિત્ર નીતિમય થાય એવો પ્રયત્ન કરવાની વિદ્વાનો સર્વને સલાહ આપે છે. જે સ્ત્રીના અંતરમાં ધર્મવૃત્તિનું પ્રાબલ્ય હોતું નથી તે સ્ત્રી નીતિના સિદ્ધાંતોને ક્યારે જલાંજલિ આપી પોતાના સ્ત્રીજીવનને કલંકિત કરશે તેનો કાંઇ નિર્ણય નથી. આમ હોવાથી આધુનિક સ્ત્રીશિક્ષણમાં વ્યવહારિક શિક્ષણની જેટલી આવશ્યકતા રહે છે તેથી વિશેષ આવશ્યકતા ધર્મશિક્ષણની રહે છે.

મનુષ્ય જાતિમાં મુખ્યત્વે કરીને સ્ત્રી જાતિમાં અભ્યાસ અને સહવાસની છાપ સત્વર પડે છે. યુવાવસ્થામાં સ્ત્રીજાતિને માટે શૃંગારિક વાંચન, ભવિષ્યમાં તેની અધોગતિના કારણરૂપ થઇ પડે છે. મણિગૌરી પણ શૃંગારિક નાટકો, નવલકથાઓ અને વાર્તાઓ વાંચતી હતી. તેમાંની નાયિકા સાથે પોતાની તુલના કરતી હતી. આમ હોવાથી તેના અંતરમાં શૃંગારિક ભાવ વિશેષ દૃઢ થતો ગયો. ધાર્મિક કેળવણી તરફ તેને ઘૃણા ઉપજવા લાગી.

મધ્યાન્હકાળનો સમય હતો. આજે મેઇલ ટ્રેન લેઇટ હોવાથી અદ્યાપિ પોષ્ટ આવી નહોતી. કેશવકાન્ત ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇ ઑફિસમાં ચાલ્યો ગયો હતો. મણિગૌરી ગૃહકાર્યાદિથી નિવૃત્ત થઇ એક નાટકનું પુસ્તક વાંચતી બારીને અઢેલીને બેઠી હતી.

લગભગ એક વાગ્યે પોષ્ટ આવી. પોષ્ટમેન કેશવકાન્તના નામનો ઉચ્ચાર કરી એક કવર નાખી ચાલી ગયો. મણિગૌરીએ એ કવર ઉપાડી લીધું. પત્ર કોનો હશે અંદર શું લખ્યું હશે વગેરે જાણવાની તેને જીજ્ઞાસા થઇ. પત્રના ઉપર વાંકા ચુંકા અક્ષરોમાં કેશવકાન્તનું શિરનામું લખેલું હતું. એ શિરનામું વાંચી જોતાં તે કોઇ સ્ત્રીએ જ લખેલું હોય

એવો ભાસ થતો હતો. આથી મણિગૌરીના અંતરમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. યુવાવસ્થામાં આવો સંદેહ ઉપસ્થિત થાય એ સર્વથા સાહજિક છે. તેણે સંદેહને દૂર કરવાના ઉદ્દેશથી કવર ફોડી અંદરથી પત્ર બ્હાર કાઢ્યો, અને મથાળા ઉપરનું સંબોધન તથા નીચે પત્ર લખનારનું નામ વાંચી મણિગૌરી જડસડ બની ગઇ. તેની આંખો એ પત્ર-પર સ્થિર થઇ ગઇ. મુખમંડળે વ્યાકુળ ભાવ ધારણ કર્યો. હૃદયના ધબકારાની ગતિ ધીમી થઇ ગઇ.

થોડા સમય પછી આત્મસંવરણ કરી, કાંઇક સ્વસ્થ થઇ મણિગૌરી એ પત્ર વાંચવા લાગી. પત્રમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી.

**"પ્રાણાધિક પ્રિયતમની સેવામાં,**

વિ૦ વિ૦ કે, ઘણા સમયથી આપનાં દર્શન નહિ થયેલાં હોવાથી હું કેવી આકુળવ્યાકુળ અને ચિંતાતુર બની ગઇ છું એ માત્ર મ્હારો આત્મા જ જાણે છે. આપનું પુસ્તક ગઇ કાલે મળ્યું છે. તેમાં પ્રકટ થયેલું સંક્ષિપ્ત ચરિત્ર વાંચી મ્હારા વૃદ્ધ પતિ પ્રસન્ન થયા છે. તેઓ આપનાપર પ્રસન્ન થાય અને તેમના દ્વારા આપનું કલ્યાણ થાય એવા પ્રયત્નો હું પણ નિરંતર કર્યાં કરું છું. મ્હારા વૃદ્ધ પતિ પોતાનું વિસ્તૃત જીવનચરિત્ર આપની પાસે લખાવવાનો વિચાર કરે છે; જો આ કાર્ય આપ હાથમાં લેશો તો આપને દ્રવ્યપ્રાપ્તિની સાથે મ્હારા સ્નેહસમાગમની પણ પ્રાપ્તિ થશે. જીવનાધિક! આ હૃદય હરી લઇને પાછા શું આ દાસીને દર્શન આપવા નહિ આવો? રાત્રિદિવસ આ સેવિકાના અંતરમાં આપની જ મનમોહન મૂર્ત્તિનું સ્મરણ થયા કરે છે. જીવનચરિત્ર લખવાની વાત આપ જ પત્રદ્વારા મ્હારા પતિને જણાવશો. તેમાં મ્હેં આપને સૂચના કરેલી છે એવો આભાસ ભૂલેચુકે પણ આપશો નહિ. આપનો પત્ર આવ્યા પછી આપ અહીં એક મહિનાને માટે આવીને એ કાર્ય કરી શકો એવી વ્યવસ્થા હું કરીશ. હે પંડિતજી! આ સેવિકા પ્રેમશિક્ષણ પ્રાપ્ત કરવાની પ્રબળ મહત્વાકાંક્ષા રાખે છે; માટે સત્વર સેવિકાને દર્શન આપવાની નમ્ર પ્રાર્થના છે; અસ્તુ. પ્રેમભાવમાં વૃદ્ધિ કરવાની વિનતિસહ વિરમું છું.

લિ૦ આપની ચરણ સેવિકા

**તારાસુંદરીના** પ્રણામ."

આ પત્ર મણિગૌરીએ ત્રણ ચાર વખત વાંચ્યો. પત્ર વાંચીને તે ચિંતાના અગાધ સાગરમાં ડૂબી ગઇ. કેશવકાન્તના માટે તેના અંતરમાં અત્યાર પૂર્વે જે અનુરાગ હતો તે આ પત્રવાચનથી વિલીન થઇ ગયો, અને સમસ્ત સંસાર અંધકારમય જણાવા લાગ્યો.

જગતમાં સ્ત્રીજાતિ સર્વ પ્રકારનું કષ્ટ સહન કરી શકે છે; કિન્તુ તે પોતાના પતિને પરસ્ત્રીપર આસક્ત થયેલો જોઈ શકતી નથી. મણિગૌરી પણ પતિના પાપની વાત જાણવામાં આવતાં અસ્થિર બની ગઇ. આજ સુધી તે લજ્જાવતી હતી હવે તે સાહસિકા બની ગઇ. ઑફિસમાંથી માત્ર પંદર રૂપિયા પગાર કમાનાર વિદ્વાન્ ( ! ) પતિ મૉજશૉખ કેવી રીતે મારે છે એ તે આજે જ જાણી શકી.

ઘણા સમય પછી તેણે એ પત્રને પોતાની ટ્રંકમાં મૂકી દીધો; છતાં તેના મુખમંડળપરથી ક્રોધ અને શોકની છાયા અદ્રશ્ય થઇ નહિ. સ્હાંજે જ્યારે કેશવકાન્ત ઘેર આવ્યો ત્યારે પણ મણિગૌરીએ હમ્મેશાંની માફક તેની સાથે હસીને વાતચિત કરી નહિ. કેશવકાન્તે પત્નીની ચિંતાનું તેને કારણ પૂછ્યું; કિન્તુ મણિગૌરીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

## પ્રકરણ ૨૪ મું.

### સંકટ પર સંકટ.

"When sorrows come, they come not as single, but in battalions."

—*Proverb.*

લગભગ બે મહિનાથી નિર્મળા ચાણોદમાં તેની દૂરની સગી કાકીને ત્યાં જઇને રહી હતી. કયા સંબંધથી એ નિર્મળાની કાકી થતી હતી તેનું નિર્મળાને જ્ઞાન નહોતું. જ્યારે નિર્મળાની ઉમ્મર આઠ વર્ષની હતી ત્યારે અર્થાત્ ઘણા સમય ઉપર એક વખત તે ચાણોદથી રામપુર આવી હતી. એ સમયે નિર્મળાની માતાએ પુત્રીને ઉદ્દેશીને કહ્યું હતું:—"બ્હેન ! આ ત્હારાં કાકી થાય છે–તું તેમને પ્રણામ કર."

નિર્મળા ઘણા કાળ પશ્ચાત્ ચાણોદ જઇને પણ તેની એ કાકીને ઓળખી શકી. તેની કાકીએ તેના દુઃખની સઘળી હકીકત પ્રથમથી જ સાંભળી હતી. તેણે નિર્મળાને પોતાના આશ્રયમાં આવેલી જોઇને કહ્યું:—"બ્હેન ! તું અહીં આવી છે તેથી હું અતિ પ્રસન્ન થઇ છું. અરેરે ! તમારો સુવર્ણસંસાર આવો ખાકસાર થઈ જશે એમ કોણ જાણતું હતું !"

નિર્મળાએ જોયું કે, તેની કાકી એક ન્હાના મકાનમાં રહેતી હતી. તેની ઉમ્મર પચાસ વર્ષ ઉપરની હોય એમ લાગતું હતું. તેની કાકી ઘણી ભક્તિમતી જણાતી હતી; કેમ કે હમ્મેશાં તે પૂજાપાઠ કરતી હતી, માળા જપતી હતી, નર્મદાસ્નાન કરી નિરંતર બે વખત દેવદર્શન કરવા જતી હતી. નિર્મળાએ સાંભળ્યું કે તેની કાકીનું નામ મંગળા હતું.

મંગળાના ઘરમાં બીજી એક સ્ત્રી રહેતી હતી. એનું નામ સીતા હતું. સીતા સંબંધી આડોશી પાડોશી વિવિધ પ્રકારની વાતચિત કરતાં હતાં. થોડા દિવસ પછી પાડોશીદ્વારા નિર્મળા જાણી શકી કે, મંગળા-ગૌરીના ઘરમાં બાજ્જે એક યુવક રહે છે. એ યુવકનું નામ હરિલાલ બાળકૃષ્ણ છે. હમણાં તે બ્હારગામ ગયેલો છે. એ યુવક મંગળાનો ભાણો થાય છે. હરિલાલ સિવાય મંગળાનું બીજું કોઈ નિકટનું આ-ત્મીય નથી. આથી મંગળા હરિલાલપર ઘણો પ્રેમ રાખે છે. બાલ્યા-વસ્થાથી મંગળાએ જ તેને ઉછેરી મ્હોટો કર્યો છે. વિશેષમાં નિર્મ-ળાએ સાંભળ્યું કે, એ હરિલાલના શરીરનો રંગ શ્યામવર્ણ છે, તેનાં નેત્રો સહજ પીળા રંગનાં છે, તથા તેની પ્રકૃતિ પણ જંગલી બિલાડા જેવી છે. આ સઘળું સાદશ્ય જોઇને ગામલોકોએ તેને 'જંગલી બિલા-ડા'નું ઉપનામ આપ્યું હતું.

કોઈ પણ વાત વિશેષ સમય સુધી ગુપ્ત રહી શકતી નથી. કાળ-ક્રમે નિર્મળા એ પણ જાણી શકી કે, તેની કાકીને ત્યાં રહેતી સીતા કોઇ અપરિચિતા યુવતી છે. ચાર વર્ષ પૂર્વે કોઈ મુખ્ય કારણને લીધે તે પોતાના ગામનો ત્યાગ કરી હરિલાલની સાથે મંગળાને ત્યાં આવી આશ્રય મેળવી શકી હતી. એ જાતે બ્રાહ્મણી નહોતી; પરંતુ મંગળા તેને આશ્રય ન આપે એવા ભયથી હરિલાલે તેને બ્રાહ્મણી તરીકે ઓળખાવી હતી. કોઈ કોઈ સમયે જ્યારે હરિલાલ ચાણોદ આવતો ત્યારે સીતા તથા તેના વચ્ચે તુમુલ યુદ્ધ ચાલતું હતું એ વાર્ત્તા પણ આડોશી પાડોશી જાણતાં હતાં. નિર્મળાએ આ સઘળી હકીકત તેની પાર્વતીમાશીને કહી સંભળાવી.

પાર્વતીએ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી કહ્યું:—"બ્હેન! એક વખત જ્યારે આપણે પૂરતો વિચાર કર્યા સિવાય અહીં આવીને રહ્યાં છીએ ત્યારે એકાએક આ સ્થાનનો ત્યાગ કરવો ઉચિત નથી. થોડા દિવસ પછી જો આપણને અહીં નહીં ફાવે તો આપણે બીજા સ્થળે જઇને રહીશું."

પ્રયોજન સિવાય સીતા, નિર્મળા કે પાર્વતીની સાથે વાતચિત કરતી નહોતી. એક દિવસે નિર્મળા એકલી ઘરમાં બેસી રહી હતી. એ સમયે સીતાએ તેની પાસે આવીને મૃદુસ્વરે કહ્યું:—"આજ સુધી મ્હેં તમને કાંઇ કહ્યું નથી; કિન્તુ આજે તમને એક વાત કહી સાવધાન કરવાનો મ્હારો વિચાર છે."

"શી વાત છે–જે કહેવું હોય તે બેલાશક કહો." નિર્મળાએ ઉત્સુકતાથી કહ્યું.

"પેલો 'જંગલી બિલાડો' હવે થોડા દિવસમાં જ અહીં આવવાનો છે. એ સમયે તમે શું કરશો તે કહો જોઇએ?" સીતાએ પોતાની વાતની પ્રસ્તાવના કરતાં કહ્યું.

"તમે કાકીના ભાણા હરિલાલની વાત કરો છો કે? એ અહીં આવશે તેથી મ્હને શી અડચણ છે?" નિર્મળાએ ઉત્તર આપ્યો.

સીતાએ કહ્યું:—"શી અડચણ છે તે એ આવશે એટલે તમને માલૂમ પડશે. એના જેવો ખરાબ માણસ જગતમાં ભાગ્યે જ બીજો કોઇ હશે! આથી વિશેષ કાંઈ હું તમને કહી શકું તેમ નથી."

નિર્મળાએ કહ્યું:—"તમારે જે કહેવું હોય તે સ્પષ્ટતાથી કહોને. તમારી વાત હું કાંઈ કોઇને કહેવાની નથી. વળી મ્હારે ક્યાં હમ્મેશાં અહીં રહેવું છે. મ્હને અહીં આવીને રહ્યાને બે મહિના તો થઇ ગયા છે. હવે થોડા જ દિવસમાં મ્હારે ઘેર જવાનું થશે."

"એક તરફથી તમે ઘેર જવાની વાત કરો છો અને બીજી તરફથી તમારાં કાકી તમારા વિવાહની વ્યવસ્થા કરે છે. એટલા માટે જ એ 'જંગલી બિલાડો' અહીં જલદી આવવાનો છે. તે દિવસે મંગળાગૌરીએ શું કહ્યું હતું એ તમે જાણો છો કે?" સીતાએ સહજ ખુલાસો કરીને પૂછ્યું.

"મંગળાકાકી ગમે એમ કહે; પરંતુ વિવાહિતા થવાનો મ્હારો વિચાર જ નથી એટલે તેમની ધારણા શી રીતે પાર ઉતરવાની છે?" નિર્મળાએ પૂછ્યું.

"ના ના તમે ભૂલો છો. તેમણે તો એમ કહ્યું છે કે, જો વિવાહિતા થવાને તમે નારાજ હશો તો એ બળાત્કારે તમારો વિવાહ કરશે. જુઓ, તેઓ આ તરફ આવતાં જ જણાય છે!"

મંગળાએ હસતાં હસતાં નિર્મળા અને સીતા પાસે આવીને કહ્યું:—"બ્હેન નિર્મળા! આજે હું તમને શુભસમાચાર કહું છું! ગોર

મહારાજે કહ્યું છે કે, આવતો શુક્રવાર વિવાહ માટે ઉત્તમ દિવસ છે. મ્હારા હરિલાલનો પત્ર પણ આવેલો છે. તે આજે જ અહીં આવી પહોંચશે. હવે આ શુભકાર્ય નિર્વિઘ્ને પાર ઉતરી જાય તો મ્હારા આત્માને અપાર શાન્તિ થાય."

પાર્વતી પાસેના ઓરડામાં કાંઈ કામકાજ કરતી હતી. મંગળાનાં વચનો સાંભળી તેણે તેની પાસે આવીને પૂછ્યું:—"મંગળાબ્હેન! તમે શું કહો છો?"

મંગળાએ કહ્યું:—"હું એમ કહું છું કે, આ શુભ કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરી જાય તો મ્હારા આત્માને અપાર શાન્તિ થાય. મ્હારા હરિલાલનો આ બીજી વખતનો વિવાહ છે. દશ વર્ષથી એ બિચારો સંસારત્યાગી જેવો થઇ રહ્યો છે. આટલા દીર્ઘકાળ પછી તે જ્યારે વિવાહ કરવાને સંમત થયો છે ત્યારે હવે વિલંબ કરવાની જરૂર નથી. ગોરદેવતાએ કહ્યું છે કે, આવતો શુક્રવાર વિવાહકાર્યના માટે ઉત્તમ દિવસ છે. તેથી શુક્રવારે જ આ શુભ વિવાહકાર્ય સંપન્ન કરી નાખવાનો મ્હારો વિચાર છે."

પાર્વતીએ પૂછ્યું:—"શુક્રવારે તમારા હરિલાલનો વિવાહ થશે કે? એમનો વિવાહ કરવામાં હવે વિલંબ કરવો જોઇએ નહિ."

"વાહરે વાહ! તમે તો જાણે કે કાંઇ જાણતાં જ નથી!" મંગળાએ કહ્યું.

"તમારા કહ્યા સિવાય હું કેવી રીતે જાણી શકું? વારું, હરિલાલનો વિવાહ ક્યાં નક્કી કર્યો છે?"

"પાછી એની એ વાત કાઢી કે? આટલા માટે જ તમારી સાથે મ્હને બનતું નથી. મ્હારો વિચાર એવો છે કે, આ શુભકાર્ય પ્રસંગે તકરાર ન થાય તો સારું; પરંતુ અફસોસ કે તમારો વિચાર મ્હારા વિચારથી વિરુદ્ધ જણાય છે—તકરાર ઉપસ્થિત કરવાની જ તમને ઇચ્છા થાય છે. આટલા બધા દિવસથી તો વાતચિત ચાલે છે કે, મ્હારા હરિલાલના હાથમાં હું મ્હારી નિર્મળાનો હાથ આપી નિશ્ચિંત થઇશ; છતાં ક્યાં વિવાહ થવાનો છે એવો હજી તમે પ્રશ્ન પૂછો છો?"

પાર્વતીએ કિંચિત્ રોષસૂચક સ્વરે કહ્યું:—"તમે પાગલ બની ગયાં છો કે શું? મ્હેં તો તમને પ્રથમથી જ કહી દીધું કે, 'તમારા હરિલાલ સાથે મ્હારી નિર્મળાનો વિવાહ કરવાની કલ્પનાને તમે તમારા અંતરમાં સુદ્ધાં સ્થાન આપશો નહિ.' તમારા હરિલાલ સાથે મ્હારી

નિર્મળાનો વિવાહ કરવાના વિચારથી હું તેની સાથે અહીં આવીને રહી છું એમ તમે સમજો છો? અમે તમારે ત્યાં માત્ર સૂઈ રહીએ છીએ—અમે અમારા ખરચે ખાઇએ છીએ; છતાં તમે અમારા ઉપર સત્તા ચલાવવાની અભિલાષા શા માટે રાખો છો? અમે આજે જ તમારા મકાનનો ત્યાગ કરીને અન્ય કોઈ સુરક્ષિત સ્થળે ચાલ્યા જઇશું."

"તું આજકાલની ચાકરડી મ્હારી સાથે આટલો બધો મિજાજ કરે છે? હમણાં ને હમણાં તું મ્હારા ગૃહનો ત્યાગ કરી ચાલી જા. ન્હાના મુખે જેમ ફાવે તેમ બોલતાં બિલકુલ શરમાતી નથી કે? કોણે તને અહીં આવીને રહેવાનું કહ્યું હતું? જો તું સત્વર અહીંથી વિદાય નહીં થઇ જાય તો મ્હારો હરિલાલ આવી લાતો મારીને તને હાંકી કાઢશે. માટે સમજી જઇને સત્વર અહીંથી ત્હારું કાળું કર." મંગળાએ પાર્વતીનું ભયંકર અપમાન કર્યું.

"ચાલ બ્હેન નિર્મળા! હમણાં ને હમણાં આપણે આ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યાં જઇએ. હવે અહીં રહેવાની જરૂર નથી. આપણી ભૂલનો આપણને પૂરેપૂરો બદલો મળી ગયો છે!" પાર્વતીએ નિર્મળાને ઉદ્દેશીને કહ્યું.

"નિર્મળાને મ્હારા આશ્રયમાંથી તું ક્યાં લઈ જાય છે? તું દૂર થા. નિર્મળા તો મ્હારી પુત્રી સમાન છે. તે મ્હારા આશ્રયમાં જ રહેશે." મંગળાએ નિર્મળાને પોતાની પાસે રાખવાના ઉદ્દેશથી કહ્યું.

"હજી પણ તમે એમ સમજો છો કે, મ્હારી નિર્મળા તમારા હરિલાલની પત્ની થશે? નહિ નહિ, હું જોઉં છું કે, તમે નિર્મળાને કેવી રીતે રોકી રાખો છો?" સંપૂર્ણ ક્રોધ દર્શાવતાં પાર્વતીએ કહ્યું.

નિર્મળા પાર્વતી સાથે જવાને ઉઠી ઉભી થઈ. મંગળાએ ઉચ્ચ સ્વરે કહ્યું:—"અરે નિર્મળા! તું ક્યાં જાય છે?"

નિર્મળાએ ઉત્તર આપ્યો:–"હવે હું અહીં રહીશ નહિ. હું મ્હારાં પાર્વતી માશી સાથે અન્ય કોઈ સ્થળે જઇને રહીશ."

મંગળાએ નિર્મળાનો હાથ પકડીને કહ્યું:–"ના ના, ત્હારે મ્હારી પાસેથી જવાનું નથી. મ્હેં સઘળું નક્કી કરી રાખ્યું છે. હરિલાલને પત્ર લખી અહીં તેડાવ્યો છે. મ્હેં તો પ્રથમથી જ કહી રાખ્યું છું કે, જો તું પ્રસન્નતાથી વિવાહ કરવાને રાજી નહિ થાય તો હું બળાત્કારે પણ ત્હારો વિવાહ કરીશ."

દ્વાર પાસેથી કોઈ ગર્દભના જેવા પ્રાણમોહન સ્વરે બોલી ઉઠયું:–
" માશી બા ! હું આવી પહોંચ્યો છું."

આ વાક્યોચ્ચારની સાથે સાથે જ એક અપૂર્વ મૂર્ત્તિએ એ સ્થળે ઉપસ્થિત થઇને કહ્યું:—" અહીં આટલી બધી ગરબડ શાની છે? આ સર્વે કોણ છે ? "

નિર્મળા અને પાર્વતીએ હરિલાલના સર્વાંગનું દર્શન કરી પોતાનાં નેત્રો સાર્થક કર્યાં.

મંગળાએ કહ્યું:—" હરિલાલભાઈ! તું આવી પહોંચ્યો કે? વિવાહની સઘળી વ્યવસ્થા નક્કી કરેલી છે; માત્ર આ ચાકરડી જ શુભ-કાર્યમાં બાધા કરવા તત્પર થઈ છે ! "

હરિલાલે પાર્વતી તરફ નયનબાણ ફેંકીને કહ્યું:—" કેમ રે ચાક-રડી, તું કોની સાથે વિરોધ કરવાને તૈયાર થઇ છે તેની તને કલ્પના પણ છે કે? અમારા મકાનમાં રહીને જ તું આ કાર્યમાં અડચણ કર-વાને ઇચ્છે છે? જા–જલદી આ સ્થાનનો ત્યાગ કરી ચાલી જા–નહિ તો હું તને ધક્કા પાટુનો સ્વાદ ચખાડી આ ઘરમાંથી હાંકી કાઢીશ."

" ઠીક છે–હું પણ જોઉં છું કે, તમે મ્હારી નિર્મળાને કેટલા સમય સૂધી કેદ કરી રાખો છો? હમણાં જ હું ફોજદાર પાસે જઈ તમને સર્વેને શ્રીઘરનું દર્શન કરાવું છું! " પાર્વતીએ ચણ્ડીસ્વરૂપ ધારણ કરીને કહ્યું.

આમ કહીને પાર્વતી ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઇ. હરિ-લાલ મોહનાસ્ત્રશરસંધાન કરવાના ઉદ્દેશથી કુસુમ સમાન કોમળાંગી કિશોરી નિર્મળા તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહ્યો!



## પ્રકરણ ૨૫ મું.

### સંકટોદ્ધાર.

પાર્વતી સત્વર પોલિસગેટમાં ઉપર્યુક્ત સમાચાર પહોંચાડવા ચાલી ગઈ! કેટલાક સિપાહીઓ પોલિસગેટના પ્રવેશ દ્વાર પાસે બેસી ધૂમ્રપાન કરતા હતા. પાર્વતીને જોઇને એક સિપાહીએ પૂછ્યું:—" ક્યાં ક્યા મંગતી હય ? "

પાર્વતીએ વ્યાકુળતાસૂચક સ્વરે કહ્યું:—" મ્હારા સર્વસ્વનો નાશ થવા બેઠો છે. મ્હને જલદી કહો કે, ફોજદાર સાહેબ ક્યાં છે ? "

સિપાહીઓએ હાસ્ય કરીને કહ્યું:—"તુમ તો દીવાની હય. ચલી જાઓ હ્યાં સે !"

પાર્વતી ઉચ્ચ સ્વરે ગર્જના કરીને બોલી ઉઠી:—"તમે મ્હારી મશ્કરી ના કરો. અહીં પેલો 'જંગલી બિલાડો' બળાત્કારપૂર્વક મ્હારી નિર્મળાને પરણવાનો પ્રયત્ન કરે છે! અને પેલી કુલટા મંગળા પોતાની હાજરીમાં એ કાર્ય કરાવે છે!"

ફોજદાર પોલિસગેટમાં જ સૂઇ રહ્યો હતો. પાર્વતીનાં ઉચ્ચ વાક્યોથી તેની નિદ્રાનો ભંગ થયો. તેણે બ્હાર નીકળી એક ખુરસીપર બેસી નેત્રો સ્વચ્છ કરતાં કરતાં પૂછયું:-"શી ખબર છે ?"

પાર્વતીએ સિપાહીઓને જે હકીકત કહી હતી તે જ હકીકત તેણે ફોજદારને કહી. આ ફોજદાર ગુજરાતી હતો. પાર્વતીની હકીકત સાંભળી તેણે કહ્યું:-"ઠીક છે, તમે જાઓ-હું આવું છું. તમારી સાથે હમણાં એક સિપાહી આવે છે."

"ફોજદાર સાહેબ! આપ મેહેરબાની કરીને વ્હેલા આવજો. આ જગતમાં મ્હારી નિર્મળાનું રક્ષણ કરનાર મ્હારા સિવાય બીજું કોઇ નથી." પાર્વતીએ કહ્યું.

"તમે જાઓ—ચિંતા કરવાનું પ્રયોજન નથી." ફોજદારે એક સિગાર ફુંકતાં ફુંકતાં ઉત્તર આપ્યો.

ફોજદારની આજ્ઞાથી એક સિપાહી પાર્વતી સાથે જવા લાગ્યો. મંગળાના મકાન પાસે જઈ પાર્વતીએ પોતાની સાથે આવેલા સિપાહીને કહ્યું:-"જમાદાર સાહેબ! એ કુલટાનું મકાન આ જ છે! આ મકાનમાં જ તેણે મ્હારી નિર્મળાને કેદ કરી રાખી છે."

આમ કહીને પાર્વતીએ બારણું હલાવી જોયું તો તે અંદરથી બંધ હતું. એ મકાનમાંથી કોઇનો અવાજ સાંભળવામાં નહિ આવ્યાથી પાર્વતી ઉચ્ચ સ્વરે રુદન કરીને કહેવા લાગી:-"ઓ મંગળા! બારણું ઉઘાડ! ઓ 'જંગલી બિલાડા' બારણું ઉઘાડ. ઓ આડોશ પાડોશના લોકો તમે આવીને મ્હારી નિર્મળાને બચાવો!"

અલ્પકાળમાં જ આડોશ પાડોશનાં કેટલાંક માણસો આવી પહોંચ્યાં; કિન્તુ કોઇ પણ માણસ કાંઈ બોલવાનું સાહસ કરી શકયું નહિ. એવામાં ફોજદાર બે ચાર સિપાહીઓ સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે મંગળાના મકાનનું બંધ બારણું બે ત્રણ વખત ખખડાવ્યું; પરંતુ અંદરથી કોઇએ બારણું ઉઘાડયું નહિ.

પાર્વતીના ઘરમાંથી ચાલ્યા ગયા પછી નિર્મળાએ જોયું કે, તે એકલી છે. હવે પોતે શું કરવું તેનો એ વિચાર કરવા લાગી. નર-પિશાચ હરિલાલ વાસનાપૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો હતો. સીતા એક ખુણામાં બેસી રહી આ સઘળો પ્રકાર જોઇ મનમાં ને મનમાં હસ્યા કરતી હતી. મંગળા રસોડામાં હતી. નિર્મળાએ પાસેની એક એકાંત ઓરડીમાં પ્રવેશ કરી એ ઓરડીનું દ્વાર અંદરથી બંધ કરી દીધું.

રસિકવર હરિલાલે એ બંધ બારણાને હાથ ઠોકી નિર્મળાને સંબોધીને કહ્યું:–"સુંદરિ ! આવું વર્ત્તન તમને ઉચિત છે કે ? આવતી કાલે તો આપણો બન્નેનો વિવાહ થશે એટલે પછી તમારી લજ્જા ક્યાંથી રહેશે ? હવે લજ્જા કિંવા શરમ રાખવાનો સમય નથી. ચાલુ જમાનો સુધારણાનો કાળ છે. આજકાલ તો વિવાહ પૂર્વે કોર્ટશિપ્ થઈ જાય છે. રસિકા ! એક વખત દ્વાર ઉઘાડ, અને મ્હને ત્હારા મનહર દીદારનું દર્શન તૃપ્તિ થાય ત્યાં સુધી કરવા દે."

એવામાં બ્હારથી પોલિસોએ બળપૂર્વક પ્રવેશદ્વાર ભાંગી નાંખ્યું. બારણું જમીનપર પડતાં તેનો ગંભીર અવાજ થયો. હરિલાલ અને સીતા ભય પામીને બૂમ પાડી ઉઠયાં. મંગળા પણ ત્વરિતગતિથી રસોડામાંથી બ્હાર દોડી આવી. ફોજદારે પોતાની સાથેના સિપાહીઓ-સહ મંગળાના મકાનમાં પ્રવેશ કર્યો. આડોશી પાડોશીઓ આ તમાશો જોવા દોડી આવ્યાં.

ફોજદારે પાર્વતીના મુખે સઘળી હકીકત સાંભળી નિર્મળાને મકાનની બ્હાર જવાનું કહ્યું. પછીથી ફોજદારે હરિલાલ તરફ તીવ્ર દૃષ્ટિ ફેંકીને કહ્યું:–"Oh! You ugly beast! old enough to be her father!" (બેડોળ પશુ ! તું તો એના પિતાની ઉમ્મરનો છે ! )"

આમ કહી ફોજદારે પોતાના ઘોડાની ચાબુક હરિલાલના બરડા ઉપર જોરથી ફટકાવી. હરિલાલે કંપતાં કંપતાં પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–"ફોજદાર સાહેબ ! મ્હને માફી આપો. આ જન્મમાં હવે હું વિવાહનું નામ સુદ્ધાં નહીં લઉં !"

ફોજદાર ભાગ્યે જ દયાર્દ્રચિત્ત હોય છે. ફોજદારે સિપાહીઓને આજ્ઞા કરી કે:–"આ નરપશુના હાથમાં બેડી પહેરાવી તેને તથા આ બન્ને સ્ત્રીઓને ગેટ ઉપર લઇ ચાલો."

આ સમયે એક સિપાહીએ હરિલાલના કાનમાં મૃદુ સ્વરે કહ્યું:– "જો બસો રૂપિયા આપતા હો તો ફોજદાર સાહેબને કહી હમણાં છોડી મૂકાવું."

હરિલાલે ગદ્દગદ કંઠે કહ્યું:–"જમાદાર સાહેબ! મ્હારી પાસે માત્ર પચાસ રૂપિયા છે. ઇશ્વરનું નામ લઇને હું સાચું જ કહું છું. પચાસ રૂપિયા ઉપરાંત એક પૈસો પણ મ્હારી પાસે નથી."

આ સમયે સીતા બોલી ઉઠી:—"જમાદાર સાહેબ! એ ખોટું બોલે છે. વિવાહ કરવાને માટે એ દોઢસો રૂપિયા રોકડા લઇને આવેલો છે. એની પાસેથી બધા રૂપિયા લઇ મ્હને છોડાવી મૂકો. હું ગરીબ ઘરની સ્ત્રી છું. હું પુનઃ મ્હારે ઘેર જઇને રહીશ."

આ સમયે ફોજદારે સીતાને છોડી મૂકી. પછીથી તેણે હરિલાલ તેમજ મંગળાને પોલિસગેટ પર લઈ જવાની પોતાના સિપાહીઓને આજ્ઞા કરી. પાર્વતી આ સમયે ફોજદારને ઉદ્દેશી બોલી ઉઠી:–"ફોજદાર સાહેબ! આ મંગળા જ સકળ અનર્થનું મૂળ છે. એના હાથ પગમાં બેડી પહેરાવી આપ એને બરાબર સજા કરજો. એ રંડા મ્હારી નિર્મળાને ફસાવવાની ઇચ્છા રાખતી હતી!"

"બહુ સારું" કહીને ફોજદાર ગુન્હેગારો લઇને પોલિસગેટ તરફ ચાલ્યો ગયો. નિર્મળા અને પાર્વતી હજી સુધી મંગળાના મકાનમાં જ હતાં.

આ સમયે બ્હારથી કોઇએ કહ્યું:—"અંદર કોણ છે? જે હોય તે એકવાર અહીં આવો."

પાર્વતીએ બ્હાર નીકળીને જોયું તો ભાંગી ગયેલા દ્વાર પાસે દુર્લભરાય ઉભો રહ્યો હતો. તેને જોતાં જ પાર્વતી બોલી ઉઠી:–"તમે આવી પહોંચ્યા કે? અહીં મ્હારી નિર્મળા એક મ્હોટા ભયંકર સંકટમાં ફસાઇ પડી હતી. ઇશ્વરની કૃપાથી એ સંકટ દૂર થઈ ગયું છે."

દુર્લભરાયે કહ્યું:—"અહી બે દિવસથી હું તમારી શોધ કર્યાં કરું છું. નિર્મળાદેવી ક્યાં છે?"

પાર્વતી દુર્લભરાયને ઘરમાં લઈ ગઇ. દુર્લભરાયે ભક્તિપૂર્ણ હૃદયે નિર્મળાને પ્રણામ કર્યા. નિર્મળાએ પૂછ્યું:–"મ્હારા પિતાશ્રી કયાં છે?"

"તમારા પિતાશ્રી સાથે હવે અલ્પકાળમાં જ તમારું મિલન થશે. હમણાં તમે મ્હારી સાથે ચાલો. સઘળી હકીકત પછીથી તમે જાણી શકશો."

પાર્વતી અને નિર્મળા દુર્લભરાય સાથે જવા લાગ્યાં. થોડે દૂર ગયા પછી દુર્લભરાયે કહ્યું:–"અમે આ સ્થળે જ ઉતર્યા છીએ."

પાર્વતી અને નિર્મળાએ એ મકાનના મેડા ઉપર જતાં જ ત્યાં એક તેજસ્વી કાન્તિવાળા સંન્યાસી યુવકને ઉભો રહેલો જોયો! તેઓ બન્ને એ સંન્યાસી યુવકને ઓળખી શક્યાં. પાર્વતી એ સંન્યાસીના ચરણોમાં નમી પડી! નિર્મળાએ પણ કંપિત શરીરે અને સજળ નયને એ સંન્યાસીને પ્રણામ કર્યા.

દુર્લભરાયે કહ્યું:—"પ્રિયકાન્તભાઇ! આ દેવીમાતાએ જ મ્હને સ્વપ્નમાં દર્શન દઇ મ્હારી મતિગતિને સુધારી છે. હું જીવનપર્યન્ત તેમનો આભારી થયેલો છું."

એ જ દિવસે દુર્લભરાયે હરિદાસના નામનો એક રજીસ્ટર્ડ પત્ર લખી રવાના કરી દીધો. તેમાં તેણે લખ્યું કે,

"કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરી ગયું છે; અર્થાત્ આપણી ઉન્નતિનો માર્ગ સર્વાંશે નિષ્કંટક થઇ ગયો છે. આપ નિશ્ચિંત રહેજો. હું સત્વર આપની પાસે આવી પહોંચીશ. આપનો—**દુર્લભરાય.**"

# પ્રકરણ ૨૫ મું.

## રજનીકાન્તની મુક્તિ.

મુંબાઇમાં હૉર્નબી રોડ ઉપર દુર્લભરાયે એક મકાન ભાડે લીધું હતું. એ મકાનમાં બેસી દુર્લભરાય અને પ્રિયકાન્ત વાતચિત કરતા હતા.

દુર્લભરાયે પૂછ્યું:—"પોલિસ કમીસનર સાહેબ આપને જોઇ ઓળખી શક્યા હતા કે?"

પ્રિયકાન્તે ઉત્તર આપ્યો:—"તેઓ મ્હારો આ સંન્યાસીવેશ જોઇને વિસ્મિત થયા હતા; કિન્તુ તેઓ મ્હને જોતાંની સાથે જ ઓળખી શક્યા હતા. પિતાશ્રીનો પરલોકવાસ થયા પછી પણ મ્હારી સાથે કેટલીક વખતે તેમની મુલાકાત થઇ હતી."

"તેમની સાથે શી વાતચિત થઈ?" દુર્લભરાયે પૂછ્યું.

"મ્હેં તેમને આદ્યોપાન્ત સઘળી હકીકત કહી સંભળાવી. પ્રથમ તો તેઓ વિસ્મિત થયા. જાણે કે તેમના અંતરમાં સહજ અવિશ્વાસ ઉપજ્યો. પછીથી જ્યારે સઘળી હકીકત તેમને કહી સંભળાવી ત્યારે

અલ્પકાળ સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને તેઓ કહેવા લાગ્યાઃ—"હું સમજી શકયો છું કે, આ સકળ વિષયમાં સહજ પણ સંદેહ નથી; કિન્તુ તમે એક વખત દુર્લભરાયને મ્હારી પાસે મોકલો. કાયદાનુસાર હું તેમના સર્વ દોષની તેમને ક્ષમા આપીશ, તથા તેમને આ ભયંકર કેસના મુખ્ય સાક્ષી (approver) કરીશ. તેમણે સોગન ખાઇને સઘળી સત્ય હકીકત ન્યાયમંદિરમાં કહેવી પડશે. રજનીકાન્ત મૅડ હૉસ્પિટલમાંથી અલ્પકાળમાં જ મુક્ત થઈ જશે. વિનયચંદ્રની મુક્તિ માટે આજે જ હું ગવર્નર સાહેબનું અનુમતિપત્ર મેળવીશ. તમે નિશ્ચિંત રહો. હું બીજાં સર્વ કાર્યોનો ત્યાગ કરી હમણાં આ કાર્યમાં જ પ્રવૃત્ત થઇશ." પછીથી મ્હેં તેમને ધન્યવાદ આપ્યો એટલે તેમણે કહ્યુંઃ—"તમારા પિતા સાથે મ્હારે ઘણા સમયનો સ્નેહ હતો. હું તેમની પાસે કૃતજ્ઞતાના બંધનમાં બંધાયલો છું." પ્રિયકાન્તે સઘળી હકીકત કહી સંભળાવી.

"ત્યારે મ્હારે હમણાં જ તેમને મળવું પડશે કે ? રજનીકાન્તભાઇની મુક્તિનું આજ્ઞાપત્ર આપણે આજે જ મેળવી શકીશું કે ?" દુર્લભરાયે પૂછયું.

"થોડા સમયમાં જ તેઓ ગવર્નર સાહેબ બહાદુરને મળી આવવાના છે. રજનીકાન્તની મુક્તિનું આજ્ઞાપત્ર મળતાં વિલંબ નહિ થાય એમ હું ધારું છું." પ્રિયકાન્તે કહ્યું.

"ત્યારે હવે આપ અહીં જ રહો. હું સાહેબને મળી આજ્ઞાપત્ર મેળવી રજનીકાન્તભાઇને અહીં તેડી લાવું છું. હવે આપ અહીં વિલંબ નહિ કરતાં આજે સંધ્યા સમયે રામપુર તરફ રવાના થઇ જાઓ. આપનાં સહધર્મિણીને હાલ તરત તો આપ અત્રે જ લઇ આવો. આ સર્વ સમાચાર હમણાં કોઇ પણ રીતે નરપિશાચ હરિદાસજી ન જાણી શકે એ માટે ઘણી સાવધાનતા રાખવાની અગત્ય છે. મ્હેં કરીમઅલીને ભરુચના મ્હારા સ્નેહી ફત્તેહખાન પાસે મોકલી દીધો છે. છુપી રીતે જે સકળ વિષયનો બંદોબસ્ત કરવા તેને જણાવ્યું છે તે સઘળો બંદોબસ્ત તેણે અવશ્ય કર્યો હશે."

તે દિવસે સંધ્યાકાળે દુર્લભરાય એક ઇંગ્રેજ સરજનની સાથે રજનીકાન્તની મુક્તિનો પરવાનો લઇ મૅડ હૉસ્પિટલમાં ગયો. અનેક ચક્રમ કિંવા દીવાનાઓ વિવિધ ભાષામાં દુર્લભરાય સાથે સંભાષણ કરવા લાગ્યા. એક દીવાનો દુર્લભરાયને જોઇ ઉચ્ચ હાસ્ય કરી બોલી ઉઠયોઃ—

"Good morning, mr. mouse!" તેના સાથીઓ પણ સમસ્વરે ગર્જના કરીને બોલી ઉઠયા, "Good morning, mr. mouse!" દુર્લભરાય વિશેષ અગ્રેસર થયો. બીજો એક ગાંડો તેને જોઇ હાથતાલી વગાડી વિકટ અવાજથી હસી પડ્યો. તે સાથે જ ચારે દિશાએથી હાથ તાલી અને ભયંકર હાસ્યધ્વનિ થયો. એક ગાંડો બોલી ઉઠયો:—"એને પકડો પકડો—મારો મારો!" ચોતરફથી તુમુલ કોલાહલ થયો કે, "એને પકડો પકડો—મારો મારો!" ગાંડાઓના હાથપગની બેડીઓનો અવાજ સંભળાવા લાગ્યો. અંતે ઇંગ્રેજ સરજન દુર્લભરાયને એક એકાન્ત ઓરડામાં લઇ ગયો. એ એકાન્ત ઓરડામાં એક બાળક એકલો બેસીને ગાલપર હાથ મૂકી શાન્ત રુદન કર્યા કરતો હતો. દુર્લભરાયને જોતાં જ એ બાળક ઉઠી ઉભો થઇ ગયો.

દુર્લભરાયે પૂછ્યું:—"રજનીકાન્તભાઇ! મ્હને ઓળખી શકો છો કે?"

રજનીકાન્તે વિરક્ત સ્વરે કહ્યું:—"હા, સારી રીતે ઓળખું છું. હવે મ્હને ક્યાં લઈ જવો છે? વધ્યભૂમિમાં? ત્યારે હવે ચાલો, સત્વર મ્હને ત્યાં લઇ જાઓ. આટલા દિવસ સુધી શા માટે તમે મ્હને જીવતો રહેવા દીધો? હવે હું આ અસહ્ય યાતના સહન કરી શકતો નથી!"

દુર્લભરાયે રજનીકાન્તને આલિંગન કરીને કહ્યું:—"ના ના—હવે તમે સહજ પણ ભય પામશો નહિ. તમારા ભાગ્યમાં જેટલું કષ્ટ ભોગવવાનું વિધાતાએ લખ્યું હતું એટલું કષ્ટ તમે ભોગવ્યું છે. હમણાં હું તમને અહીંથી મુક્ત કરવા માટે આવ્યો છું. તમારા સુકોમળ શરીરે અસામાન્ય કષ્ટ સહન કર્યું છે. ભાઇ! ચિંતાશૂન્ય થઇ મ્હારી સાથે ચાલો —હું તમને તમારે ઘેર લઇ જઇશ."

"મ્હને ક્યાં લઇ જાઓ છો તે કહો?" રજનીકાન્તે સહજ સંદેહસૂચક સ્વરે પૂછ્યું.

"હું તમને તમારા પોતાના ઘેર લઇ જઉં છું; તમારાં સગાં વ્હાલાંની પાસે—તમારા ભાઇ પાસે તમને લઈ જાઉં છું." દુર્લભરાયે ઉત્તર આપ્યો.

"અદ્યાપિ મ્હારા સમક્ષ અસત્ય વચનો શા માટે ઉચ્ચારો છો? મ્હારા વડિલબંધુ તો ઘણા દિવસથી મ્હારો ત્યાગ કરી—સંસારની માયાનો ત્યાગ કરી સ્વર્ગમાં ચાલ્યા ગયા છે!" રજનીકાન્તે કહ્યું.

"ભાઇ! હું એક પણ શબ્દ અસત્ય બોલતો નથી. પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આપના વડિલ બંધુ જીવતા છે. તેઓ દૂર દેશમાં

ચાલ્યા ગયા હતા. પુનઃ તેઓ સંસારમાં આવ્યા છે. ચાલો, અલ્પકાળમાં જ તમે એ દેવમૂર્ત્તિતુલ્ય જ્યેષ્ઠબંધુનું દર્શન કરી શકશો.''

રજનીકાન્તના અંતરનો સંશય અદ્યાપિ સર્વાંશે દૂર થયો નહોતો. તે દીવાનાઓની ઠઠ્ઠામશ્કરી, હાસ્યધ્વનિ વગેરે સાંભળતો સાંભળતો ચિંતામગ્ન ચિત્તે દુર્લભરાયની સાથે બ્હાર નીકળ્યો. બ્હાર એક વિકટોરિયા ઉભેલી હતી. દુર્લભરાય રજનીકાન્ત સાથે એ ગાડીમાં બેસી ટૂંક સમયમાં જ પ્રિયકાન્ત પાસે જઇ પહોંચ્યો. પ્રિયકાન્તે પોતાના બન્ને હાથ પહોળા કર્યા. રજનીકાન્ત જ્યેષ્ઠ બંધુના હૃદયમાં પોતાનું મ્હોં છુપાવી રુદન કરવા લાગ્યો.

"ભાઇ! હવે શા માટે રુદન કરે છે? તું જુએ છે કે, હું પાછો ત્હારી પાસે આવી પહોંચ્યો છું. હવે ત્હારે શાની ચિંતા છે?" પ્રિયકાન્તે રજનીનું સાંત્વન કરતાં કહ્યું.

રજનીએ પોતાનું મ્હોં ઉંચું કરીને કહ્યું:—"મ્હોટાભાઈ! આટલા દિવસ સુધી મ્હારો ત્યાગ કરી તમે ક્યાં જતા રહ્યા હતા? મ્હેં તમારો શો અપરાધ કર્યો હતો? અમને એ કાળસર્પના હાથમાં સમર્પણ કરી તમે કેમ ચાલ્યા ગયા હતા? મ્હેં તથા મ્હારાં ભાભીએ કેટલું બધું કષ્ટ સહન કર્યું છે એ માત્ર અમારો અંતરાત્મા અને પરમાત્મા સિવાય અન્ય કોઇ જાણી શકે તેમ નથી. મ્હારાં ભાભી ક્યાં છે? તેઓ કેવાં છે? મ્હને તમે વિના વિલંબે તેમની પાસે લઈ ચાલો."

પ્રિયકાન્તે ઉત્તર આપ્યો:—"ભાઇ! તું નિશ્ચિંત્ત રહે. આપણે જેમ બને તેમ જલદીથી ત્હારી ભાબી પાસે જઇશું."



## પ્રકરણ ૨૬ મું.

### સ્વર્ગ-સદન તરફ ગમન.

બીજા થોડા દિવસ પસાર થઇ ગયા. મુંબાઇમાં રાખેલા મકાનમાં એક ઓરડીમાં પ્રિયકાન્ત એકલો વિચારમગ્ન સ્થિતિમાં બેઠો હતો; એવામાં દુર્લભરાયે તેની પાસે જઇને કહ્યું:—"હું સઘળું નક્કી કરી આવ્યો છું. સાહેબે મ્હારી બે ગુપ્ત વિનતિઓ માન્ય કરી છે. હવે અહીં વિલંબ કરવાની કાંઇ જરૂર નથી. હું ધારું છું કે, આજે વિનયચંદ્રભાઈ અહીં આવી પહોંચશે. તેમને સાથે લઈ આજે જ રામપુર જવું ઉચિત છે. કરીમઅલીએ છુપી રીતે તપાસ કરી મ્હને એવા સ-

માચાર લખી જણાવ્યા છે કે, હમણાં કપટી કારભારી હરિદાસજી રામપુરનો ત્યાગ કરી કાર્ય પ્રસંગે ભરુચ ગયેલો છે. ત્યાં તે સાત આઠ દિવસ રોકાવાનો છે."

"એ તો જાણે ઠીક; પરંતુ સાહેબને તમે શી વિનતિઓ કરી છે તે તો મ્હને જણાવો." પ્રિયકાન્તે ઉત્સુકતાથી પૂછ્યું.

"પાછા આપ મ્હારા વિચારને અસંમત થાઓ એવા ભયથી જ એ હકીકત અત્યારસૂધી મ્હેં આપને જણાવી નહોતી. આપે સંસારમાં પુનઃ પ્રવેશ કર્યો છે એ વાર્ત્તા અદ્યાપિ નરાધમ હરિદાસજી જાણતો નથી. એ દુરાત્મા હજી એમ જ સમજે છે કે, એના મોકલાવેલા માણુસોએ ભીષણ અરણ્યમાં આપને મારી નાખ્યા છે. તેથી મ્હારી પહેલી વિનતિ એ હતી કે, આપણે સર્વે તેની ગેરહાજરીમાં રામપુર જઇ, ગામવાસીઓની હાજરીમાં એ પાપાત્માને કેદ પકડાવીએ. તે પહેલાં તેને જાણે કે કશી હકીકત કહેવી જ નહિ. પોલિસ કમીસનર સાહેબે મ્હારી આ વિનતિ માન્ય રાખી છે. મ્હારી બીજી વિનતિ એ હતી કે, પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ રામપુરનાં સઘળાં માણુસોની હાજરીમાં એ પાપાત્માના પ્રત્યેક અપરાધની તપાસ કરે, અને સઘળાં પ્રમાણો એકત્ર કરે. મ્હારી આ વિનતિ પણુ તેમણે માન્ય કરી છે." દુર્લભરાયે કહ્યું.

"તમારાં વચનોનું રહસ્ય હું સમજી શકતો નથી. રાજદ્વારમાં એ નરપિશાચના અપરાધોનો ન્યાય થશે. પ્રચલિત પ્રથાનુસાર પોલિસ પ્રમાણુ એકત્ર કરશે એમાં આપણે હાથ નાખવાની શી જરૂર છે? વળી ગામલોકો સમક્ષ પ્રમાણો રજુ કરવાની શી અગત્ય છે એ પણુ હું સમજી શકતો નથી!" પ્રિયકાન્તે કહ્યું.

"રાજકીય ન્યાયસ્થળે જે સઘળી સાક્ષીઓ આપવામાં આવશે તે ગામના લોકોના જાણુવામાં આવશે નહિ. એ નરાધમે આપની સાથે તથા બીજાં માણુસોની સાથે જે ભયંકર નૃશંસ વ્યવહાર ચલાવ્યો છે તેથી રામપુરના અને બીજાં ગામોના લોકો, આપના નોકર ચાકરો, હજી સૂધી સર્વથા અજ્ઞાત છે. સર્વે કોઈ એમ જ સમજે છે કે, હરિદાસજી એક ધાર્મિક યોગિવર છે! એનો યોગ કેવો ભયંકર છે તે જનસમાજમાં પ્રકાશિત થવાની અતિ આવશ્યકતા છે. તેથી જ ન્યાયમંદિરમાં તે અપરાધી ઠરે એ પહેલાં જનસમાજમાં તેનું ચિત્રચારિત્ર્ય પ્રસિદ્ધ કરવાની જરૂર છે. ધર્મનો જય અને અધર્મનો પરાજય થયેલો જોઇ લોકોની વૃત્તિ ધર્મમાર્ગગામિની થશે. આપને પણુ મ્હારી એટલી પ્રાર્થના છે કે,

આપ મ્હારા આ વિચારોને અમાન્ય કરશો નહિ." દુર્લભરાયે સ્પષ્ટ ખુલાસો કર્યો.

"ઠીક છે એ સંબંધી હું પૂરતો વિચાર કરી જોઇશ." પ્રિયકાન્તે કહ્યું.

"આજે વિનયચંદ્રભાઇ મુક્ત થઈ આણ્ડામાનથી અહીં આવવાના છે; તેમને મળી અહીં લાવવાની જરૂર છે." દુર્લભરાયે કહ્યું.

"આણ્ડામાનદ્વીપથી આજે સ્ટીમર આવવાની છે એ હું જાણું છું. સંભવતઃ વિનયચંદ્ર આજની સ્ટીમરમાં આવશે. તમે જાતે જઇને તેમને અહીં તેડી લાવો." પ્રિયકાન્તે કહ્યું.

"હમણાં એકાએક હું તેમની સાથે મુલાકાત કરું એ કોઈ પણ રીતે ઇષ્ટ નથી. પૂર્વની સઘળી ઘટનાઓનું સ્મરણ કરીને તેમના અંતરમાં મ્હારા માટે અવિશ્વાસ ઉપજશે. કદાચ તેઓ મ્હારી સાથે અહીં પણ નહિ આવે એમ હું ધારું છું. આથી મ્હેં પ્રથમથી જ મ્હારા એક પરિચિત બંધુને આ કાર્ય માટે નક્કી કરી રાખ્યો છે. વિનયચંદ્ર માટે પહેરવાનાં વસ્ત્રો વગેરે મ્હેં એ બંધુ સાથે મોકલી આપ્યું છે. તે બંદરપરથી વિનયચંદ્રભાઇને અત્રે તેડી લાવશે. હવે આપણે સત્વર રામપુર જઇ શકીએ એવો બંદોબસ્ત હું આજે કરી નાખું છું." દુર્લભરાયે ખુલાસો કર્યો.

જ્યારે આ સઘળી વાતચિત થતી હતી ત્યારે એક પ્રહર કરતાં વિશેષ સમય થયો નહોતો. પ્રિયકાન્ત તથા અન્ય સર્વેએ એ દિવસે વિનયચંદ્રના આગમનની અતિ ઉત્સુકતાથી રાહ જોઈ. જ્યારે વિનયચંદ્રને આવતાં ઘણો વિલંબ થવા લાગ્યો ત્યારે બીજા પણ એક બે માણસોને તેના સંધાનાર્થે મોકલવામાં આવ્યા.

સંધ્યાકાળના અરસામાં દુર્લભરાયના બંધુએ આવી જણાવ્યુ કેઃ—"વિનયચંદ્ર આજે સ્ટીમરમાંથી ઉતર્યા હતા. તેમનાં પહેરવાનાં વસ્ત્રો મ્હેં તેમને આપ્યાં હતાં; કિન્તુ અહીં આવવાને તેઓ કોઇ પણ રીતે કબૂલ થયા નહિ. મ્હેં તેમને ઘણું સમજાવ્યા, અંતતઃ થોડા સમય સુધી અમુક સ્થળે રાહ જોવાને જણાવ્યું; કિન્તુ તેમ કરવાને પણ તેઓ સંમત થયા નહિ. તેમણે કહ્યુંઃ—"હું હમણાં ને હમણાં ફાસ્ટ ટ્રેનમાં ભરુચ જઇ ત્યાંથી રામપુર જઈશ." આમ કહી તેઓ ત્વરિતગતિથી સ્ટેશન તરફ ચાલ્યા ગયા."

પ્રિયકાન્તે કહ્યું:—"તમે તેમને એમ નહિ કહ્યું હોય કે તેગની પુત્રી નિર્મળા અત્રે છે!"

"એ વાત તો હું જાણતો નહોતો."

"મ્હારી જ ભૂલ થઇ છે. હું એ વાત તમને કહેતાં ભૂલી ગયો હતો." દુર્લભરાયે પોતાની ભૂલ કબૂલ કરતાં કહ્યું.

"ત્યારે હવે આપણે શું કરવું તેનો નિર્ણય કરવાની જરૂર છે. પ્રિયકાન્તે કહ્યું.

"મ્હારો મત તો એવો છે કે, હમણાં આપ રજનીકાન્ત ભાઈ અને નિર્મળાને સાથે લઇ આપ આપના 'સ્વર્ગ—સદન' માં જાઓ. ત્યાંથી આપ ગુપ્ત રીતે આપનાં સહધર્મિણી પાસે જજો, અને તેમને પણ 'સ્વર્ગ—સદન' માં લઇ જજો. હું ભરુચ જઇ ત્યાંનું અવશિષ્ટ કાર્ય સંપન્ન કરી સત્વર આપની પાસે આવી પહોંચીશ. મ્હારી સાથે હું પોલિસોને પણ લેતો આવીશ. 'સ્વર્ગ—સદન' માં જઈ આપ એક વિશ્વાસુ માણસને રામપુર મોકલી વિનયચંદ્રને આપની પાસે બોલાવી લેજો." દુર્લભરાયે સલાહ આપી.

બીજે દિવસે સર્વ ભરુચ ગયાં અને પ્રિયકાન્તની સાથે રજની-કાન્ત, નિર્મળા તથા પાર્વતી ભરુચથી 'સ્વર્ગ—સદન' માં ગયાં.

---

## પ્રકરણ ૨૭ મું.

### પતિપત્નીનું પુનર્મિલન.

પોષ માસનો દિવસ હતો. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. આકાશ અસંખ્ય વાદળાંઓથી આચ્છન્ન થઈ ગયું હતું. ક્વચિત્ ક્વ-ચિત્ વિદ્યુત્ પ્રકાશીને એ ભીષણ અંધકારમાં ક્ષણ માત્રમાં જ ભળી જતી હતી. વાયુ પ્રબળ વેગથી વહેતો હતો. રામપુરમાં સકળ જનો નિદ્રાધીન થઈ ગયાં હતાં. અનંગમોહિનીના શયનગૃહમાં એક દીપક બળતો હતો. આ દીપકની ક્ષીણ જ્યોતિનો શયનગૃહમાં સામાન્ય વિ-સ્તાર થયો હતો. અનંગમોહિની પૃથિવીપર એક શેતરંજી બિછાવી તેના પર સૂઈ રહી હતી. હજી સુધી તે નિદ્રાને આધીન થઇ શકી નહોતી. નરપિશાચ હરિદાસજીના ઔષધના સેવનથી હજી પણ તે

ઉન્માદિની હતી. તે પોતાના મન સાથે મૃદુસ્વરે કાંઈ બોલ્યા કરતી હતી. જાણે કે તે કોઈની સાથે વાત કરતી હતી. તેના ચરણો પાસે ચપળા ગાઢ નિદ્રામાં પડી હતી. તેનો ગભીર નાસિકાધ્વનિ શયનગૃહની નિસ્તબ્ધતાનો ભંગ કરતો હતો. એકાએક ચપળાની નિદ્રાનો ભંગ થયો. કોઇએ બંધ બારણાં ખખડાવીને તેને હાંક મારી. એ કંઠસ્વર ચપળાનો પરિચિત હતો એ માધુર્યમય, ગાંભીર્યમય મનોમોહન કંઠસ્વર ચપળાએ ચાર વર્ષ પછી આજે જ સાંભળ્યો ! તેણે ઉઠી ત્વરાથી શયનગૃહનાં દ્વાર ઉઘાડયાં. પુનઃ એ મૃદુમધુર કંઠથી કોઇએ કહ્યું:–"ચપળા ! હું આવ્યો છું !"

ચપળાએ આવનાર તરફ લક્ષ્યપૂર્વક જોયું. એ ક્ષીણ પ્રકાશમાં આવનાર વ્યક્તિનો બળવાન્ વીરદેહ, પ્રશાન્ત લલાટ તથા શાન્તિમય અને આનંદમય કટાક્ષને ચપળા ઓળખી શકી. અપાર વિસ્મયથી અને આનન્દથી તેનો કંઠ રુંધાઈ ગયો.

આવનાર વ્યક્તિએ પૂર્વવત્ સ્વરે પૂછ્યું:—" ચપળા ! અનંગ ક્યાં છે ?"

ચપળાએ ઉત્તર આપ્યો નહિ. તે સત્વર અનંગમોહિની પાસે જઈ તેના અંગને હલાવીને બોલી:—" બ્હેન–ઉઠો. ઉઠો–સત્વર ઉઠો. માતા કાળિકાદેવીનું સ્વપ્ન સાચું ઠર્યું છે. તમારા પતિદેવતા પાછા આવી પહોંચ્યા છે !"

અનંગમોહિનીએ કશો ઉત્તર આપ્યો નહિ, તેથી ચપળાએ તેને પલંગપર બેઠી કરીને કહ્યું:—" બ્હેન ! કેમ કાંઈ બોલતાં નથી ? આ જુઓ તો ખરાં કે કોણ તમારી પાસે આવીને ઉભા રહ્યા છે ?"

અનંગે કહ્યું:—" કોણ છે તું ? ત્હેં મ્હને શા માટે બોલાવી ? તું તો અભાગિની ચપળા છે !"

ચપળા વિશેષ કાંઇ નહિ બોલતાં શયનગૃહમાંથી બ્હાર ચાલી ગઈ. પ્રિયતમે કરુણા કંઠે કહ્યું:–" અનંગ !"

અનંગમોહિનીએ કહ્યું:—અનંગ ! મ્હારું નામ અનંગ કે ! તમે કોણ છો ? તમે આટલું બધું સાહસ કરનાર કોણ છો ? તમે મ્હને અનંગ કહીને બોલાવો છો ? હું કોણ છું એ તમે જાણતા નથી કે ? હું કોની સહધર્મણી–કોની પુત્રવધૂ છું એ તમે જાણતા નથી કે ? મ્હારા શ્વસુર વૈકુણ્ઠના રાજા છે. મ્હારા સ્વામી દેવતા સ્વર્ગમાં મહેન્દ્રના

સિંહાસનપર બિરાજેલા છે! આમ છતાં તમે મ્હને અનંગ કહીને બોલાવો છો? અદ્યાપિ તેઓ સ્વર્ગના સિંહાસનપર બેસી હમ્મેશાં મ્હને "અનંગ" નામથી બોલાવે છે; છતાં તમે આટલું સાહસ કેમ કરો છો?"

પ્રિયકાન્તે કહ્યું:—"અનંગ! અનંગ! મ્હને તું ઓળખી શકતી નથી કે?

અનંગમોહિનીએ ઉન્માદમાં જ કહ્યું:—"તમે કોણ છો એ હું કેવી રીતે જાણી શકું? કોણે તમને મ્હારી પાસે મોકલ્યા છે? કોણે તમને એ સુધામય કંઠનું અનુકરણ કરી 'અનંગ' બોલતાં શિખવાડ્યું છે. આટલા દિવસ સુધી હું ઉન્માદિની હતી. કોણે તમને મ્હને વિશેષ ઉન્માદિની બનાવવા માટે મોકલ્યા છે?"

પ્રિયકાન્તે કહ્યું:—"અનંગ! હજી પણ તું મ્હને ઓળખી શકતી નથી? હું પ્રિયકાન્ત—ત્હારો પતિ છું!"

અનંગમોહિનીએ કહ્યું:—"તમે મ્હારા પતિ છો? ના ના—મ્હારા પતિદેવતા તો સ્વર્ગમાં છે! તેઓ અહીંથી ઘણે દૂર છે! સ્વર્ગમાં ગયેલું માણસ પૃથિવીમાં પાછું આવી શકે ખરું કે? ક્યાં છે મ્હારા પતિ? હું જોઉં જોઇએ!"

આમ કહી અનંગમોહિની ઉઠી ઉભી થઈ પ્રિયકાન્તના મ્હોં તરફ જોઇ રહી. પુનઃ અનંગમોહિની કહેવા લાગી:—"મ્હારા સ્વામી? સર્વથા અસત્ય વાત! જો તમે મ્હારા સ્વામી હોત તો અત્યાર સુધી આમ દૂર ઉભા રહેત કે? મ્હારા અંગ સાથે તમે તમારા કોમળ કરનો સ્પર્શ ન કરત કે? એ દેવતાની માફક પ્રેમથી મ્હારા કંઠમાં વળગી પડી મ્હને આલિંગન ન કરત કે? જો તમે મ્હારા સ્વામી હોત તો તમારા ચરણયુગલ તમે મ્હારા વક્ષ ઉપર ધારણ કરતા ન હોત કે? મ્હારા હૃદયમાં ભીષણ—દારુણ દાવાનલ સળગી ઉઠ્યો છે તે તમે પ્રેમ-સુધાના સિંચનથી શાન્ત ન કરત કે?"

પ્રિયકાન્તે ધીમે ધીમે અનંગમોહિનીના લલાટને સ્પર્શ કર્યો. જેવી રીતે વિજળીના યંત્રના સ્પર્શથી ચેતનાશૂન્ય દેહમાં સંજ્ઞાનો સંચાર થાય તેવી જ રીતે પતિના પવિત્ર સ્પર્શથી અનંગમોહિની એક વખત ચમકી ઉઠી. તેનું શરીર કંટકિત થયું! તે જાણી શકી કે તેના સ્વામી પાછા આવ્યા છે. તે જાણી શકી કે તે તેના સ્વામીના બાહુયુગલમાં બંધાઇ ગયેલી છે! તેનું વિલુપ્ત થઈ ગયેલું ચૈતન્ય પાછું આવ્યું. જાણે

કે દેવતાના ચરણસ્પર્શથી પાષાણુમાં પ્રાણુનો પ્રવેશ થયો. જાણે કે ભાગીરથીના પવિત્ર જળના સ્પર્શથી પૃથિવીના વક્ષસ્થળ પર સૂઈ રહેલા મૃતદેહોએ ચૈતન્ય મેળવ્યું. જાણે કે કાળ ભુજંગનું વિષ, અમૃત પ્રવાહમાં કોઇ અદૃસ્ય સ્થળે તણાઇ ગયું.

અનંગમોહિની પુનઃ નેત્રો મીંચી પ્રિયકાન્તના વદનમંડળ તરફ જોઇ રહી ! તેના બાહુયુગલમાંથી પોતાનો દેહ બળપૂર્વક છોડાવી સહજ દૂર જઇને ઉભી રહી. પછીથી તે સજળનયને ગદ્‌ગદ કંઠે કહેવા લાગીઃ—" હે નિષ્ઠુર સ્વામીદેવ ! મ્હેં તમારો શો અપરાધ કર્યો હતો ? મ્હેં હૃદયના લોહીથી તમારી પૂજા કરી હતી. મ્હારું હૃદય મ્હેં તમારા ચરણોમાં સમર્પણ કર્યું હતું ! તેનો મ્હને–તમે આવો હૃદયવિદારક બદલો આપ્યો કે ? તમે જીવતા હતા—આ જગત્‌માં હતા છતાં ચાર વર્ષથી મ્હને ભૂલી ગયા હતા કે ? હવે મ્હને સ્પર્શ કરશો નહિ. હવે મ્હને ' અનંગ ' સંબોધન કરશો નહિ. અત્યાર સુધી તમને દેવતા સમજીને મ્હેં તમારી આરાધના કરી હતી. હું અત્યાર સુધી જાણુતી નહોતી કે, તમે આટલા બધા નિર્દય હશો ! હું જાણે કે તમારા માટે અયોગ્ય રમણી છું. તેથી કદાચ તમે મ્હને ભૂલી ગયા હશો; કિન્તુ તમારા પોતાના સહોદરે એ માતૃપિતૃહિન નિરપરાધ બાળકે તમારો શો અપરાધ કર્યો હતો ? તેના કયા અપરાધથી તમે તેને ભયંકર પ્રાણહારક પશુના હાથમાં સમર્પણ કરી નિશ્ચિંત થયા હતા ? હવે શી અભિલાષાથી ચાર વર્ષ પશ્ચાત્ પાછા ભગવાં વસ્ત્રો પહેરી સંન્યાસીના વેશમાં અહીં આવ્યા છો ? ધિક્કાર છે તમારા સંન્યાસધર્મને ! ધિક્કાર છે તમારા સંસાર–વૈરાગ્યને ! "

પ્રિયકાન્તે કહ્યુંઃ—" અનંગ ! હજી તું કાંઇ જાણુતી નથી. જ્યારે તું સઘળી હકીકત સાંભળીશ ત્યારે ત્હારી ખાત્રી થશે કે મ્હારો સહજ પણુ દોષ નથી. "

આમ કહી પુનઃ પ્રિયકાન્ત પોતાના બન્ને હાથ પહોળા કરી અનંગમોહિનીને આલિંગન કરવા અગ્રેસર થશે. અનંગમોહિનીએ અભિમાનપૂર્વક કહ્યુંઃ–" દૂર ઉભા રહો. હવે મ્હને સ્પર્શ કરવાનો તમને અધિકાર નથી ! હવે મ્હારી સાથે તમારો શો સંબંધ છે ? તમે સંન્યાસી છો. સંસારત્યાગી ગૈરિકવસ્ત્રધારી તપસ્વી છો, અને હું રાજરાજેશ્વરી કુલલક્ષ્મી છું ! આટલા દિવસ સુધી તમે મ્હને સધવાના બદલે વિધવા કરી રાખી હતી; તેથી જ આટલા કાળ સુધી હું બ્રહ્મચારિણી થઇ

હતી. મ્હેં મ્હારા અલંકારો, કરકંકણ તથા સિન્દુરનો ત્યાગ કર્યો હતો. આજથી હું પુનઃ રાજરાજેશ્વરી થઇશ. રત્નાલંકારોથી હું મ્હારું સર્વાંગ વિભૂષિત કરીશ; કિન્તુ હવે તમારી સાથે મ્હારો સહજ પણ સંબંધ રહેશે નહિ. પરમેશ્વરે મ્હારા ભાગ્યમાં આવું જ લખ્યું હતું કે ? જે મ્હારા પ્રાણના પ્રાણ છે, હૃદયના અધીશ્વર છે તેઓ સદાને માટે મ્હારો ત્યાગ કરી બેઠા હતા !"

અનંગમોહિની વિશેષ બોલી શકી નહિ. તેનું શરીર કંપવા લાગ્યું. તેનું મુખમંડળ એકાએક મલિન થઈ ગયું. તે ચૈતન્યહીના બની જઈ પ્રિયકાન્તના ચરણોમાં ઢળી પડી !

---

# પ્રકરણ ૨૮ મું.

## ભયંકર નિરાશા.

જ્યારે વિનયચંદ્ર રામપુરમાં પોતાના ઘર પાસે આવી પહોંચ્યો ત્યારે સંધ્યા સમય થયો હતો. તેણે મકાન પાસે જતાં જ મકાનને જનશૂન્ય, શબ્દશૂન્ય અને જ્યોતિશૂન્ય જોયું. એ વિશાળ તેમજ ઉચ્ચ મકાન અંધકારમાં ભીષણરૂપ ધારણ કરીને ઉભું રહેલું હતું.

આ સમયે મકાનના છાપરાપરથી એક ઘુવડ વિકૃતસ્વરે બોલી ઉઠયું એક વખત વિનયચંદ્રે ચોતરફ દૃષ્ટિ કરી જોઇ તો કોઇ પણ મનુષ્ય એટલામાં નહોતું. તે ઉચ્ચસ્વરે બોલી ઉઠયો:—"નિર્મળા !"

આ સંબોધનનો કોઇએ ઉત્તર આપ્યો નહિ તેથી વિનયચંદ્રે બારણાપર હાથ ઠોક્યો. હાથ ઠોકતાંની સાથે જ બારણું ઉઘડી ગયું. તેણે વિચાર્યું:—"આ શું ? બારણું ઉઘાડું કેમ છે ? અંદરથી કોઈ ઉત્તર કેમ આપતું નથી ?"

પુનઃ વિનયચંદ્રે ઉચ્ચ સ્વરે 'નિર્મળા' કહીને હાંક મારી. આ હાંકનો માત્ર પ્રતિધ્વનિદ્વારા જ ઉત્તર મળ્યો.

વિનયચંદ્ર સંદિગ્ધ મનથી, કંપતા હૃદયથી ઘરમાં દાદર ચઢી મેડાપર ગયો. પછીથી તેણે પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. તેણે જોયું કે, તેના એ સુસજ્જિત સુવાસિત શયનગૃહમાં માત્ર અંધકારનો જ વિસ્તાર થયેલો હતો. તેણે શયનગૃહનાં સઘળાં બારી બારણાં ઉઘાડી નાખ્યાં. પછીથી ખિસ્સામાંથી દીવાસળી બ્હાર કાઢી તેને સળગાવી અને ચોતરફ જોયું તો તેને માલૂમ પડયું કે, એ શૂન્ય શયનગૃહમાં તેનો

જુનો પલંગ પડી રહેલો હતો. પલંગપર બિછાનું નહોતું–કશિકું નહોતું. એ પલંગની નીચે તેની પત્ની વસુમતીના અલંકારોની પેટી ઉઘાડી પડી રહી હતી. દિવાલપર નિર્મળાની મેંનાનું ખાલી પાંજરું ઝૂલી રહ્યું હતું. ઘણા દિવસ પૂર્વે એ પાંજરામાંથી નિર્મળાની પાળેલી મેંના ઉડી ગઈ હતી. નિર્મળા એ મેંના માટે ઘણું રુદન કરતી હતી, તેથી વસુમતિએ પુત્રીનું સાંત્વન કરવાના હેતુથી દિવાલપર એ મેંનાની એક છબી ચિતરી હતી. ઘણા દિવસ પૂર્વેની એ છબી હજી પણ પ્રથમના જેવી જ રહી હતી.

એક મીણબત્તીનો કડકો સળગાવી વિનયચંદ્ર અગાસીમાં ગયો. અગાસીમાં જઇને તેણે કહ્યું:–"આ શું? મ્હારી વસુમતી તથા મ્હારી નિર્મળા ઘરમાં અંધકાર કરી, ઘર ઉઘાડું મૂકી ક્યાં ચાલ્યાં ગયાં છે? પુનઃ તે ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—"બ્હેન નિર્મળા! તમે ક્યાં ગયાં છો?"

વિનયચંદ્રના પાડોશી ગંગાપ્રસાદની ગૃહિણી પોતાના બે વર્ષની ઉમ્મરના બાળકને ભૂતનો ભય દર્શાવી ઉંઘાડવાનો પ્રયત્ન કરતી હતી. તેણે કહ્યું:–"જો સાંભળ, નિર્મળાની અગાસીમાં ભૂત બોલે છે!"

બાળક રડતો બંધ થઈ જઇ તેની માતાના કંઠમાં વળગી પડયો. ગંગાપ્રસાદ દીવાપર બીડી સળગાવતો હતો. તેની પત્નીએ કહ્યું:–"સાંભળો છો કે? વિનયચંદ્રની અગાસીમાંથી કોઇ 'નિર્મળા' કહીને હાંક મારે છે. અવાજ પરથી એ વિનયચંદ્ર હોય એમ લાગે છે. તમે પણ આપણી અગાસીમાં જઇને જુઓ તો ખરા કે એ કોણ છે?"

ગંગાપ્રસાદે કહ્યું:—"ના ના, તું સૂઈ જા. તને ભ્રમ થયો છે. વિનયચંદ્રને તો સાત વર્ષ સુધી દેશનિકાલની સજા થઇ છે. તે ક્યાંથી અત્યારે અહીં આવી શકે?"

"મ્હેં ત્રણ વખત તેમનો અવાજ સાંભળ્યો છે. હું ચોક્કસ ધારું છું કે એ વિનયચંદ્ર જ હોવા જોઇએ." ગૃહિણીએ કહ્યું.

આ સમયે વિનયચંદ્ર પોતાની અગાસીમાંથી પુનઃ ઉચ્ચ સ્વરે ઉઠયો:—"બ્હેન નિર્મળા! તમે ક્યાં છો?"

"જુઓ સાંભળો. હવે તો સહૈ જ પણ સંદેહ જેવું નથી. જાઓ, જોઇ આવો." ગૃહિણીએ કહ્યું.

"ના રે ના, આજે શનિવાર છે, અમાવાસ્યાની રાત્રિ છે. અને અશ્લેષા નક્ષત્ર છે! ચોતરફ ભૂત પ્રેતનું ગમનાગમન થતું હોવાથી તને આવો ભાસ થાય છે! તું સૂઇ જા." ગંગાપ્રસાદે કહ્યું.

"પુરુષ થઇને રાંડની માફક બ્હીતાં શરમાતા નથી કે? તમે અહીં આવીને બગલાને ઉઘાડો તો હું જાતે જઇને જોઈ આવું કે એ કોણ છે!"

ગૃહિણીના તિરસ્કારથી ગંગાપ્રસાદના અંતરમાં સાહસ ઉપજ્યું. તેણે કહ્યું:—"ના ના, એતો હું હસતો હતો! હું જ જઇને તપાસ કરું છું. ફાનસ ક્યાં છે?"

અંતે ફાનસ સળગાવી હાથમાં લઇ ગંગાપ્રસાદ કંપતો કંપતો અગાસીમાં ગયો. તેના ઘરની અગાસી જોડે જ વિનયચંદ્રના ઘરની અગાસી આવેલી હતી. અગાસીમાં જતાંની સાથે.જ તેણે વિનયચંદ્રને ત્યાં ઉભો રહેલો જોયો!

ગંગાપ્રસાદે સાહસ એકઠું કરીને પૂછ્યું:—"કોણ વિનયચંદ્ર ભાઇ કે?"

વિનયચદ્રે ઉત્તર આપ્યો:—"હા, મ્હારી પત્ની તથા નિર્મળા ક્યાં ગયાં છે એ તમે જાણો છે?"

"તેઓ કોઈ ઘેર નથી. આપ મ્હારે ત્યાં આવો." ગંગાપ્રસાદે કહ્યું.

"ત્યારે તેઓ ક્યાં ગયાં છે એ પ્રથમ કૃપા કરીને મ્હને કહો?" વિનયચંદ્રે અધીરતાથી પૂછ્યું.

"આપ મ્હારે ત્યાં આવો એટલે હું સઘળી હકીકત આપને કહી સંભળાવીશ. આપ નીચે આવો. હું મ્હારા ઘરનાં બારણાં ઉઘાડું છું." ગંગાપ્રસાદે કહ્યું.

ત્વરિત ગતિથી વિનયચંદ્ર ગંગાપ્રસાદને ત્યાં જઈ પહોંચ્યો. ગંગાપ્રસાદે તેને પોતાના ગૃહની પડસાળમાં બેસાડયો, એટલે તેણે પૂછ્યું:—"મ્હારી નિર્મળા તથા તેની માતા વગેરે ક્યાં ગયાં છે?"

"કારભારી મહાશય હરિદાસજીએ સરકારમાંથી ડિક્રી મેળવી આપનું મકાન સ્વાધીન કરી લીધું છે. આપની કન્યા નિર્મળા પાર્વતીની સાથે ચાણોદ ચાલી ગઇ છે." ગંગાપ્રસાદે કહ્યું.

"અને મ્હારી પત્ની ક્યાં ગઈ છે?" વિનયચંદ્રે વિશેષ અધીરતાથી પૂછ્યું.

ગંગાપ્રસાદે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"એ હૃદયવિદારક વાર્તા હું આપને કેવી રીતે કહી સંભળાવું? આપને દેશનિકાલની સજા થઇ એ હકીકત જાણવામાં આવતાં જ આપનાં સતી સાધ્વી સહધર્મિણી શોકાવેગથી મુર્છિતા થઈ ગયાં હતાં. એ દારુણ આઘાતથીજ-"

"મૃત્યુ થયું છે? વિનયચંદ્રે વ્યાકુળતાથી પ્રશ્ન કર્યો. તેના મસ્તક પર જાણે કે વજ્રાઘાત થયો.

ગંગાપ્રસાદે સાંત્વનાસૂચક સ્વરે કહ્યું:—"વિનયચંદ્રભાઈ! પરમ-કૃપાળુ પરમાત્માની ઇચ્છા સમક્ષ આપણું–પામર મનુષ્ય જાતિનું શું ચાલી શકે તેમ છે? હમણાં આપ નિશ્ચિંત થઇ મ્હારે ત્યાં જ વિશ્રામ કરો. આપ પ્રવાસના શ્રમથી શ્રમિત થઈ ગયા હશો. હું આપના ભોજન માટે વ્યવસ્થા કરાવું છું."

વિનયચંદ્રે આ વાક્યોના ઉત્તરમાં કાંઇ કહ્યું નહિ. એક વખત વખત તેણે ઉર્ધ્વ દૃષ્ટિ કરી પોતાનાં નેત્રો મીંચ્યાં. ગંગાપ્રસાદે તેને ઘણું સમજાવ્યો–ઘણો ઉપદેશ આપ્યો; છતાં વિનયચંદ્રને મૌન ધારણ કરી બેસી રહેલો જોઇ થોડા સમય સૂધી તેની પાસે બેસી પછીથી ઘરમાં જઈ તેણે ગૃહિણીને રસોઇ બનાવવાની સૂચના કરી. થોડા સમય પછી તેણે બ્હાર આવીને જોયું કે, હતભાગ્ય વિનયચંદ્ર તેની જીર્ણ શેતરંજીપર સૂઈ ગયો છે. ગંગાપ્રસાદે તેને અનેક વખત બોલાવ્યો; કિન્તુ તે બેશુદ્ધ બની ગયો હતો કે નિદ્રાધીન થઇ ગયો હતો તે એ સમજી શક્યો નાહ. તેણે તેની નાસિકા પાસે હાથ મૂકી જોયો તો તેને માલૂમ પડયું કે, અદ્યાપિ વિનયચંદ્રનો નિશ્વાસ પ્રશ્વાસ બંધ થયો નહોતો.

પ્રભાતકાળે ઉઠી વિનયચંદ્રે ગંગાપ્રસાદને પ્રણામ કરીને કહ્યું:—"મહાશય! હવે મ્હને કૃપા કરી વિદાય આપો."

"આપ કયાં જશો?" ગંગાપ્રસાદે જીજ્ઞાસાથી પૂછ્યું.

"હું ચાણોદ મ્હારી પ્રાણાધિકા પુત્રી નિર્મળા પાસે જઇશ." મ્લાન મુખે વિનયચંદ્રે ઉત્તર આપ્યો.

"ત્યારે આપ સ્નાનાહાર કરીને જજો."

"રસ્તામાં જ સ્નાનાહાર કરી લઇશ."

આ સમયે એક અપરિચિત વ્યક્તિએ ગંગાપ્રસાદના ગૃહ પાસે આવીને પૂછ્યું:—"અહીં વિનયચંદ્રભાઇ આવેલા છે કે?"

ઉત્તરમાં વિનયચંદ્રે કહ્યું:–"કેમ? મ્હારું જ નામ વિનયચંદ્ર છે."

આવેલી વ્યક્તિએ કહ્યું:—"ત્યારે આપ મ્હારી સાથે ચાલો."

"કયાં?" વિનયચંદ્રે આશ્ચર્ય પામી પૂછ્યું.

"સ્વર્ગ–સદનમાં"માં. ત્યાં આપની પુત્રી નિર્મળા, આપની પરિ-ચારિકા પાર્વતી અને બીજાં પણ કેટલાંક માણસો આપને મળવાને ઇચ્છે છે. આપ ત્યાં ચાલો એટલે પછી સઘળી હકીકત જાણી શકશો."

ગંગાપ્રસાદના વિશેષ આગ્રહથી વિનયચંદ્રને રામપુરમાં સ્નાનાહાર કરવા રોકાવું પડયું. એ દિવસે સંધ્યા સમયે વિનયચંદ્રે પોતાની નિર્મળાને પ્રેમપૂર્વક પોતાના ખોળામાં બેસાડી. એ આનંદના પ્રવાહમાં વસુમતીના ચિરવિયોગનો શોક અલ્પકાળ માટે ડુબી ગયો.

## પ્રકરણ ૨૯ મું.

### સતીની અંતરેચ્છા.

રામપુરમાં જાગીરદાર મહાશયના વિશાળ પ્રાસાદની અગાસીમાં રજનીકાન્ત અને નિર્મળા ઉભાં રહ્યાં હતાં. એ દિવસથી દુર્લભરાય તમને સર્વેને 'સ્વર્ગ-સદન'માંથી રામપુરમાં લઇ આવ્યો હતો.

આજે કેટલાક દિવસ પછી આકાશ સ્વચ્છ થયું હતું. સૂર્ય ભગવાનનો હમણાં જ અસ્ત થઇ ગયો હતો. પશ્ચિમાકાશ સહસ્રરશ્મિના સહસ્રવર્ણથી સહસ્રવિધ સૌન્દર્યથી વિભાસિત જણાતું હતું. જાણે કે લોકદષ્ટિ પહોંચી ન શકે એવા અગમ્ય સ્થાને બેસી રહીને માનવજનોને વિસ્મિત, મુગ્ધ અને પુલકિત કરવા માટે કોઇ દૈવી શક્તિશાળી ચિત્રકર અપાર નૈપુણ્યથી એ રશ્મિરાશી એકત્ર કરી ચિત્રકૌશલની પરિસીમાનું દર્શન જ કરાવતો કેમ ન હોય! જોત જોતાંમાં પર્વતપર પર્વત કાળા પહાડોની પાસે સિન્દુર વર્ણના પહાડ, ધવલગિરિના પર કાંચનશૃંગ સૌન્દર્યનો વિસ્તાર કરવા લાગ્યા. જોતજોતાંમાં ઐરાવત જાણે કે શુણ્ડ હલાવીને પર્વતશૃંગ ઉપર ઉભો રહ્યો! સુવર્ણહરિણ ધવલગિરિ ઉપર દોડયું. કાળા પહાડની ઉપર મયૂરે પોતાનાં પિંછાંઓની કળાનો વિસ્તાર કર્યો. જોતજોતાંમાં જાણે કે ઘણાં નર નારી, દેવ દાનવ એક વખત દર્શન દઇ છુપાઇ ગયાં. પુનઃ અલ્પકાળમાં જ એ વિવિધ વર્ણનો વિવિધ સૌન્દર્યનો અચલ સમૂહ જાણે કે એ અદ્રશ્ય ચિત્રકરની ફુંક વાગવાથી ચલત્ શક્તિ મેળવી ઐરાવતના પૃષ્ઠનો આશ્રય સ્વીકારી, હરિણશિશુને મસ્તકપર ઉંચકી લઈ કોઈ અગમ્ય સ્થળે પલાયન કરી ગયો! આકાશની બીજી બાજુએ ચતુર્દશીના ચંદ્રે જાણે કે એ અતુલ સૌન્દર્યથી મુગ્ધ અને અવાક્ થઈ જઇ ધીમે ધીમે સહાસ્ય વદને આવીને દર્શન દીધું.

રજનીકાન્તે આકાશ તરફ જોઈ નિર્મળાનો હાથ પોતાના હાથમાં લઇને પૂછ્યું:—"નિર્મળા! ત્યારે હવે કહે જોઇએ કે આટલા દિવસ સૂધી તું મ્હને યાદ કરતી હતી કે?"

નિર્મળાએ લજ્જાધીનાં થઈ જઇને સ્મિત મુખે કહ્યું:—ચૂપ રહો. મ્હોટા સાદે વાત ન કહો. હું તમારી સાથે વાત કરું છું એ પ્રકાર કોઇના જાણવામાં આવી જાય તો? પહેલાં તમે કહો કે, આટલા કાળના વિયોગમાં તમે મ્હારું સ્મરણ કરતા હતા કે નહિ? પછીથી હું તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ."

રજનીકાન્તે કહ્યું:—"હું જ્યારે ગાંડાઓની સાથે એક ઓરડીમાં કેદી તરીકે હતો ત્યારે મ્હારી ચોતરફ સઘળા ગાંડાઓ અનેક પ્રકારના હાવભાવ સાથે ભયંકર હાસ્ય કરતા હતા. એ વખતે મ્હને એમ લાગતું હતું કે, હું પણ તેમના સહવાસમાં રહીને ગાંડો બની જઇશ. એ પ્રસંગે મ્હને ત્હારું સ્મરણ થતું હતું. એ સમયે હું મ્હારા મન સાથે ગાંડો નહિ બનવાનો દૃઢ નિશ્ચય કરતો હતો; ગાંડા થવા કરતાં મૃત્યુ પામવું વિશેષ ઉત્તમ સમજતો હતો. હું જો ગાંડો બની ગયો હોત તો તું શું ધારત! લોકો તને ગાંડા વરની વહુ તરીકે ઓળખે એ મ્હારાથી કેવી રીતે સહન કરી શકાય? એથી જ હું ગાંડો બની ગયો નહોતો. જે દિવસે નિષ્ઠુર નરરાક્ષસ હરિદાસ મ્હને ગાંડાઓની હૉસ્પિટલમાં મૂકી આવ્યો હતો એ દિવસે જ હું ગાંડો બની ગયો હોત; પરંતુ ત્હારા સ્મરણથી જ હું ડાહ્યો રહી શક્યો છું! હવે તું ત્હારા અંતરની વાત કહે જોઇએ?"

ઉત્તરમાં નિર્મળાએ કહ્યું:—"મ્હારા મનમાં જે કાંઈ થતું હતું તે તમે સાંભળો. જ્યારે તમે મુંબાઇ ચાલ્યા ગયા ત્યાર પછી મ્હારા પિતાશ્રીને અમારા સર્વના દુર્દૈવે દેશનિકાલની સજા થઈ, તથા મ્હારાં માતાજી ચિરકાળ માટે મ્હારો ત્યાગ કરી સ્વર્ગવાસી થયાં. એ પ્રસંગે વારંવાર મ્હારા અંતરમાં એવો વિચાર ઉપજતો હતો કે, હું વિષ ખાઇને કિંવા જળમાં ડૂબીને માતાજી પાસે ચાલી જઉં. એ પ્રસંગે મ્હને તમારું સ્મરણ થતું હતું એટલે ઉપર્યુક્ત વિચાર અદૃશ્ય થઇ જતો હતો. હું એમ વિચારતી હતી કે, ના હવે હું મૃત્યુને આધીન થઈ શકીશ નહિ; મ્હારું મૃત્યુ થયું હોત તો તેથી કાંઈ તમારો વિવાહ અટકી રહેત નહિ. પરંતુ અન્ય કોઇ કુમારિકા સાથે તમારો વિવાહ થાય એ ભયથી જ હું મૃત્યુને આધીન થઈ શકી નહોતી; નહિ તો માતાજીના મૃત્યુ પછી હું પણ મરણને શરણ થઇ હોત!"

આ સમયે કોઇએ પાછળથી કહ્યું—"હવે જો હું મ્હારા રજનીકાન્તનો ત્હારા સિવાય બીજી કોઈ કુમારિકા સાથે વિવાહ કરીશ તો તું શું કરીશ?"

રજનીકાન્ત અને નિર્મળાએ પાછળ જોયું તો અનંગમોહિની તેમની નજરે પડી! અનંગમોહિનીએ હસતાં હસતાં નિર્મળાનો હાથ પકડી રજનીકાન્તને પકડવાનો પ્રયત્ન કર્યો. રજનીકાન્ત ત્વરિતગતિથી પલાયન કરી ગયો. અનંગમોહિની તેને પકડી શકી નહિ. નિર્મળાએ અનંગમોહિનીના હૃદયમાં પોતાનું મ્હોં છુપાવ્યું. અનંગમોહિનીએ તેના મુખને ચુંબન કરીને કહ્યું:—"નિર્મળા! શરમાય છે શા માટે? રજનીકાન્ત સાથે શી વાતચિત થતી હતી તે મ્હને કહેને. મ્હને એ વાત નહિ કહે કે?"

નિર્મળા ઘણી લજ્જિતા બની ગઈ. અનંગમોહિનીએ તેનો હાથ છોડી દીધો. નિર્મળા ત્વરિતગતિથી ત્યાંથી પલાયન કરી ગઈ.

અગાસીની નીચે અનંગમોહિનીનું શયનગૃહ હતું. પ્રિયકાન્ત હાથમાં એક પુસ્તક લઈ કાંઇ વિચાર કર્યા કરતો હતો. તેની પાસે જઇને અનંગમોહિનીએ કહ્યું:—"એક વખત અગાસીમાં આવો એટલે હું તમને એક આનંદદાયિની વાત કહું."

અનંગમોહિની સાથે અગાસીમાં જઇને પ્રિયકાન્તે પૂછ્યું:—"શી વાત છે તે કહે જોઇએ?"

અનંગમોહિનીએ કહ્યું:—"થોડા સમય પૂર્વે નિર્મળાની ખાંધપર હાથ મૂકીને રજનીકાન્તભાઈ ઉભા રહ્યા હતા, તથા મૃદુ સ્વરે તેઓ બન્ને જણાં વાતચિત કરતાં હતાં. હું ધીમે ધીમે તેમની પાછળ જઇ છુપાઇને ઉભી રહી. નિર્મળાએ રજનીકાન્તભાઇને કહ્યું કે, 'હું મરી જઉં તો તમારો અન્ય કોઇ કુમારિકાની સાથે વિવાહ થાય એ ભયથી જ હું મૃત્યુને આધીન થઈ શકી નથી.' પછીથી મ્હને જોતાંની સાથે જ રજનીકાન્તભાઇ પલાયન કરી ગયા હતા, અને નિર્મળાએ શરમાઇ જઈ મ્હારી છાતીમાં પોતાનું મ્હોં છુપાવી દીધું. હવે તમે એમનો ઉભયનો વિવાહ કરવામાં વિલંબ કેમ કરો છો?"

પ્રિયકાન્તે કહ્યું:—"ત્હારી ઇચ્છા હોય તે દિવસે હું એમનો બન્નેનો વિવાહ કરવાને તૈયાર છું. મ્હને એમાં કશી અડચણ નથી."

અનંગમોહિનીએ કહ્યું:—"તમારા લીધે જ વિલંબ થાય છે. હવે સહજ પણ વિલંબ નહિ કરતાં તમે એ નરરાક્ષસ હરિદાસને ઉપયુક્ત શાસ્તિ આપો! ત્યાર પછી હું ઘણા આનંદપૂર્વક નિર્મળા સાથે મ્હારા રજનીકાન્તભાઇનો વિવાહ કરીશ."

"હરિદાસને સજા કરવાનો અધિકાર મ્હારા હાથમાં નથી; છતાં

ત્હારા અનુરોધથી હું દુર્લભરાયની પ્રાર્થનાને સંમત થયો છું. દુર્લભરાય હરિદાસજીને યોગ્ય સજા કરાવવા માટે ઘણી ખટપટ કરે છે." પ્રિયકાન્તે કહ્યું.

"દુર્લભરાયના સદ્‌ગુણોનું મ્હારાથી આ જીવનમાં વિસ્મરણ થાય તેમ નથી. એ આવો સદાશય હશે એમ હું પૂર્વે જાણતી નહોતી. જે સઘળો બંદોબસ્ત કરવામાં આવ્યો છે એથી એ રાક્ષસનાં સઘળાં ભયંકર પાપકર્મોની એને ઉચિત સજા થશે નહિ. મ્હારો મત તો એવો છે કે, આજુબાજુનાં સઘળાં ગામોનાં મનુષ્યોને એકત્ર કરી તેમના સમક્ષ એ દુરાત્માને કઠોર સજા કરવી. તમે સરકારમાં અરજી કરી એ પાપાત્માને આવા પ્રકારની શિક્ષા કરાવવાનો પ્રયત્ન કેમ નથી કરતા?" અનંગમોહિનીએ કહ્યું

પ્રિયકાન્તે હસીને કહ્યુંઃ—"મ્હારા મત પ્રમાણે તો ત્હારો આટલો બધો ક્રોધ અને પ્રતિહિંસા સર્વથા અનાવશ્યક છે. હરિદાસના સઘળા અપરાધો ઘણા ગંભીર છે એમાં સહજ પણ સંદેહ નથી. વિધાતાના નિયમાનુસાર તેનાં પાપોની તેને યોગ્ય સજા થશે એ પણ નિસ્સંદેહ છે; કિન્તુ આપણે એ વાત કબૂલ કરવી જોઇએ કે તેણે મ્હારાપર થોડો પણ ઉપકાર કર્યો છે."

અનંગમોહિનીને રોષસૂચક મુખમુદ્રા કરી ઉપહાસ કરતાં પૂછ્યુંઃ— "શો ઉપકાર કર્યો છે તે મ્હને કહો એટલે મ્હારો પ્રાણ શીતળ થાય!"

પ્રિયકાન્તે હસીને કહ્યુંઃ—"તેના ઉપકારથી જ ચાર વર્ષ સુધી મ્હેં પર્વતપ્રદેશ અને ભયંકર અરણ્યમાં નિવાસ કર્યો હતો. આ ચાર વર્ષના એકાન્ત કાળમાં ઈશ્વરનું ધ્યાન ધરી મ્હેં એક પ્રકારનું નવીન શિક્ષણ સંપાદન કર્યું છે."

"શું નવીન શિક્ષણ સંપાદન કર્યું છે?" અનંગમોહિનીએ પ્રથમના જેવા સ્વરે પૂછ્યું.

"આ ચાર વર્ષમાં અંતરમાં એવો દૃઢ વિશ્વાસ ઉપજ્યો છે કે, આ જગત્‌નું સર્વ અસાર છે—સાર પદાર્થ માત્ર એ પરમ પુરુષ છે. માત્ર એ જ સત્ય સનાતન છે અને બીજું સઘળું અસત્ય અને કાલ્પનિક છે. તે એક માત્ર જ્યોતિ છે, અને બીજું સઘળું તેની છાયાસ્વરૂપ છે." પ્રિયકાન્તે ગંભીરતાથી કહ્યું.

"ત્યારે આ અસ્તમિત રવિના ઉજ્વળ પ્રકાશથી પશ્ચિમ આકાશ સ્વર્ગીય પવિત્ર સૌન્દર્યથી વિભાસિત થયું છે એ જ્યોતિ નથી કે? આજે

ચંદ્ર સહાસ્ય મુખે જગતમાં સુધાવૃષ્ટિ કરવા માટે આકાશપ્રાન્તમાં ઉદિત થયા છે—એ પણ પ્રકાશ નથી કે?" અનંગમોહિનીએ પૂછ્યું.

"ના—એ છાયા માત્ર છે." પ્રિયકાન્તે ઉત્તર આપ્યો.

"અને આ—" અનંગમોહિનીએ પોતાના બન્ને હાથથી પ્રિયકાન્તના કંઠમાં વળગી પડી તેનું મુખ પોતાના મુખ પાસે લાવી વારંવાર તેના લલાટપર ચુંબન કરીને કહ્યું:—"મ્હારા હૃદયાકાશનો પૂર્ણચંદ્ર રાત્રિદિવસ, સ્વપ્નમાં શયનમાં મ્હારા પ્રાણમાં સુધાધારાની વૃષ્ટિ કરે છે એ પણ શું પવિત્ર જ્યોતિ કિંવા પ્રકાશ નથી કે?" અનંગમોહિનીએ પ્રેમસૂચક સ્વરે પૂછ્યું.

પ્રિયકાન્તે કહ્યું:—"ના—છાયા માત્ર છે."

અનંગમોહિનીએ પ્રિયકાન્તના હૃદયમાં મ્હોં દબાવી તેના મુખમંડળનું નિરીક્ષણ કરીને કહ્યું:—"ત્યારે આશીર્વાદ આપો કે, આ પ્રાણપૂર્ણ છાયાની જ્યોતિ, આજની માફક હમ્મેશાં આ પ્રાણમાં વિરાજ કરે. અને એ છેલ્લા દિવસે, જ્યારે આ જીવનનું અવસાન થાય ત્યારે આ અમૃતમય, પ્રકાશમય છાયા આવી રીતે જોતાં જોતાં આજની માફક પ્રસન્નતાપૂર્વક એ જ્યોતિપૂર્ણ ધામમાં જઈ શકું!"

---

## પ્રકરણ ૩૦ મું.

### પતિપત્નીનો વિવાદ.

"रागस्यागारमेकं नरकशतमहादुःखसंप्राप्तिहेतु-
र्मोहस्योत्पत्तिबीजं जलधरपटलं ज्ञानताराधिपस्य ।
कन्दर्पस्यैकमित्रं प्रकटितविविधस्पष्टदोषप्रबन्धं
लोकेऽस्मिन्नह्यनर्थव्रजकुलभवनं यौवनादन्यदस्ति ॥"

भर्तृहरी.

તારાસુંદરીએ કેશવકાન્તપર જે પત્ર લખ્યો હતો તે તેની નવયૌવના પત્ની મણિગૌરીને હસ્તગત થયો હતો એ પ્રકાર હવે વાંચક બંધુઓથી અવિદિત નથી. પતિના ચારિત્ર્ય માટે અત્યાર સુધી મણિગૌરીના અંતરમાં થોડું ઘણું માન હતું; પરતુ પતિના પાપાચરણનું પ્રબળ પ્રમાણ પ્રાપ્ત થતાંની સાથે જ તેના અંતરમાં પતિ પ્રત્યે જે અનુરાગ હતો તે અદૃશ્ય થઇ ગયો. એકાએક તેની પ્રકૃતિનું આવું પરિવર્તન થઈ ગયું તેનું મુખ્ય કારણ એ હતું કે, ધાર્મિક સાહિત્ય પર તેની

વિશેષ પ્રીતિ નહોતી. તે માત્ર નાટકો, નવલકથાઓ અને શ્રૃંગારિક પુસ્તકો જ વાંચતી હતી. આમ હોવાથી તેની સ્ત્રીસ્વભાવ સુલભ ચંચળતા વૃદ્ધિંગત થઇ હતી.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો. શનિવારનો દિવસ હોવાથી કેશવકાન્ત આજે મોડો ઘેર આવવાનો હતો. મણિગૌરી રસોઇ બનાવી એક શેતરંજીપર બેસી વિવિધ પ્રકારના તર્કવિતર્ક કરતી હતી. અલ્પકાળ પછી તે સ્વગત કહેવા લાગીઃ—" હિન્દુશાસ્ત્રકારોએ સર્વથા અસત્ય ઉપદેશને જ પોતાના ધર્મ ગ્રંથોમાં ઉતાર્યો છે. એક અબળાને માટે સામાજિક શાસન જેટલું કઠોર રાખવામાં આવ્યું છે તેટલું કઠોર પુરુષોને માટે રાખવામાં આવ્યું છે તેટલું કઠોર પુરુષોને માટે રાખવામાં આવ્યું નથી. પુરુષો સ્વેચ્છાચારી બની ઇચ્છિત સ્થળોએ વિહાર કરે છે, ત્યારે જો એક અબળા કોઇપર પુરુષ સાથે એક ક્ષણ માટે પણ વાત કરતી જોવામાં આવે છે. તો સમાજ તેના પ્રત્યે શંકાશીલ દૃષ્ટિથી જુએ છે. કોઇ પુરુષ વ્યભિચારી થાય છે તો સમાજ દ્વારા તેને કાંઈ દુઃખ વેઠવું પડતું નથી. કિન્તુ જો કોઇ અબળા જાણ્યે અજાણ્યે કોઈ પર પુરુષની સંગતિમાં આવે છે તો સમાજનો શાસનદંડ તેના પર પડી તેના સકળ સુખ સર્વસ્વનો વિનાશ કરે છે. જે પુરુષ પત્નીને અંતઃકરણ પૂર્વક ચ્હાતો નથી તે પુરુષ પત્ની-તરફથી અંતરનો પ્રેમ પ્રાપ્ત કરી શકે એ પ્રકાર મ્હને તો સર્વથા અસંભવ જણાય છે. જે સ્થળે દાનની સંભાવના નથી એ સ્થળે પ્રતિદાનની સંભાવના ક્યાંથી હોઇ શકે ?"

પુનઃ મણિગૌરીનું મુખ મંડળ વિષણ્ણતા પૂર્ણ બની ગયું. પ્રતિક્ષણે તેના અંતરમાં વિવિધ વિચારો ઉપજતા હતા. આવી સ્થિતિમાં લગભગ એક કલાક પસાર થઈ ગયો એટલે કેશવકાન્ત ઘેર આવી પહોંચ્યો.

જે દિવસથી મણિગૌરીને તારાસુંદરીનો પત્ર પ્રાપ્ત થયો હતો તે દિવસથી કેશવકાન્ત પત્નીની પ્રકૃતિ કિંવા સ્વભાવમાં પરિવર્ત્તન થયેલું જોઇ યાતો અનુભવી શકતો હતો; પરંતુ એ પરિવર્ત્તન થયાનું કારણ હજી સૂધી તેનાથી અજ્ઞાત હતું. આજે પણ પત્નીનું મ્હોં ચિંતામગ્ન જોવામાં આવ્યાથી તેણે તેને કાંઇ પૂછ્યું નહિ. પોતાની બેઠકની ઓરડીમાં જઇ તે કપડાં બદલવા લાગ્યો. મણિગૌરીએ પણ મૌન ધારણ કરી થાળી પીરસી. કેશવકાન્ત આવીને જમવા બેઠો. જમતાં જમતાં તેણે સાહસનો સંચય કરીને કહ્યું:—' આટલું બધું મોડું થયેલું હોવા છતાં તું કેમ બેસી રહી છે ? તું પણ જમવા બેસી જા."

આ વચનોથી મણિગૌરીના ક્રોધાગ્નિમાં ધૃતાહુતિ થઈ. તેણે તિરસ્કાર સૂચક કહ્યું:—" તમે તમારે જમી લ્યો ને ? તમારે મારી ચિંતા શા માટે રાખવી જોઇએ ?"

આ સ્વરનો ભાવ કેશવકાન્ત સમજી ગયો, કિન્તુ તેણે મૌન ધારણ કર્યું નહિ. જો તેણે મૌન ધારણ કર્યું હોત તો આજનો પ્રકાર તેને વિશેષ દુઃખદાયક થાત નહિ. તેણે કહ્યું:–" ત્હારી ચિંતા મ્હારે શા માટે રાખવી જોઇએ ? તું મ્હારી ચિંતા રાખવાને અને હું ત્હારી ચિંતા રાખવાને બંધાયલો છું."

" ત્યારે હું આજથી તમને એ બંધનમાંથી મુક્ત કરું છું. તમે તમારી ઇચ્છા હોય તેની ચિંતા રાખો. મ્હારું લાગ્યું હું ભોગવી લઈશ." મણિગૌરીએ માર્મિક શબ્દોનો ઉચ્ચાર કર્યો.

" તું શું કહેવાને ઇચ્છે છે એ હું સમજી શકતો નથી. આજકાલ કરતાં પંદર દિવસથી હું ત્હારી પ્રકૃતિમાં પરિવર્તન થયેલું જોઈ શકું છું. ત્હારું ચિંતામગ્ન મ્હોં જોવામાં આવ્યાથી મ્હારા અંતરમાં જે અપાર વ્યથા હું અનુભવું છું તેની તું કલ્પના સુદ્ધાં કરી શકે તેમ નથી." કેશવકાન્તે વાતને લંબાવી.

" તમારા જેવા કવિ જેટલી કલ્પના શક્તિ મ્હારા મસ્તકમાં હોઈ શકેજ નહિ. વળી જો મ્હારું ચિંતામગ્ન મ્હો જોવામાં આવતાં તમને વ્યથા થતી હોય તો તમે કોઈ હાસ્યમયી પ્રેમમયી સુંદરીના મુખ મંડળનું દર્શન કરો." મણિગૌરીએ અંતરનો રોષ વાક્યો દ્વારા બ્હાર કાઢવા માંડયો.

અલ્પકાળ માટે કેશવકાન્ત વિચારમગ્ન બની ગયો. તેના હાથમાંનો કોળીઓ હાથમાંજ રહ્યો. પાપી મનુષ્યના અંતરમાં પોતાનું પાપ પ્રકાશિત થઈ જશે એવો સર્વદા ભય રહે છે જ. તેથી કેશવકાન્ત પણ સ્વગત વિચારવા લાગ્યો:–" ત્યારે શું તારાસુંદરી સાથેના મ્હારા સંબંધની વાર્તા તો પત્નીના જાણવામાં નહિ આવી હોય ?" થોડા સમય સુધી મૌનાવલંબન કર્યા પછી તેણે કહ્યું:–" હું એમ ધારું છું કે, મ્હારા ચારિત્ર્ય કિંવા વર્તનપર તને વિના કારણ સંશય ઉપજ્યો છે. જો તું ત્હારા અંતરની સત્ય વાત મ્હને જણાવીશ તો હું ત્હારા સંશયને દૂર કરીશ. તું જાણે જ છે કે, જે સંસારમાં ગૃહિણી ચિંતાતુર રહે છે તે સંસારનું કદાપિ કલ્યાણ થતું નથી."

" તમે સઘળું જાણો છો છતાં હજી સુધી મ્હને સંશયાધીના

થયેલી કહો છો એ શું વ્યાજબી છે કે ? મ્હારા માટે તમારા અંતરમાં સહજ પણ પ્રેમ નથી એ હું જાણી શકી છું." મણિગૌરીએ વિવાદને ટૂંકો કરવાના ઉદ્દેશથી કહ્યું.

"ત્યારે સ્પષ્ટ જ કહી દેને કે મ્હારાથી એવો તે શો ભયંકર અપરાધ થયો છે ?" કેશવકાન્તે ગંભીરતા ધારણ કરીને પૂછ્યું.

"તમારા ભયંકર અપરાધનું પ્રત્યક્ષપ્રમાણ મ્હારી પાસે તૈયાર છે." આમ કહી મણિગૌરીએ પોતાના પોલકાના ખિસ્સામાંથી તારાસુંદરીનો પ્રણયપત્ર બ્હાર કાઢી કેશવકાન્ત તરફ ફેંકીને ગર્જનાસૂચક સ્વરે કહ્યું:—" કહો જોઇએ કે, આ કોનો પત્ર છે ? જ્યારે આવાં કાર્યો જ કરવા હતાં ત્યારે પછી શો વિચાર કરીને મ્હારા જેવી એક અબળાનો હાથ ઝાલ્યો હતો ?"

કેશવકાન્તે ત્વરાથી હાથ મ્હોં ધોઈ પત્નીએ ફેંકેલો પત્ર ઉપાડી વાંચી જોયો. એ પત્રની પ્રત્યેક લીટી વાંચતાં તેનું મુખમંડળ મલિન થઈ ગયું. ક્ષણકાળ પૂર્વેની તેની સ્ફુર્તિ અદ્દશ્ય થઇ ગઇ. પત્નીએ મૂકેલા સત્ય આરોપનો પ્રતિવાદ કેવી રીતે કરવો તેનો કશો નિર્ણય તે કરી શક્યો નહિ. અલ્પકાળપર્યંત ચિંતામગ્ન રહ્યા પછી અત્યંત ક્રોધને આધીન થઇને તેણે કહ્યું:—"મ્હારા અપરાધની વાત તો જાણે કે દૂર રહી; પરંતુ ત્હેં આ ખાનગી પત્ર ફોડીને તે વાંચી જોઈ જે અપરાધ કર્યો છે સર્વથા અક્ષમ્ય છે. કળિયુગની સતીઓ જ આવાં શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ કાર્ય કરી શકે છે."

"વાહ ! આ તો ચોર કોટવાલને દંડે એવોજ ન્યાય થાય છે; સ્વાર્થને માટે જ શાસ્ત્રનાં પ્રમાણો પ્રદર્શિત કરાય છે ? પોતે પરનારીના પ્યારમાં ફસાય છે; છતાં આ નિરપરાધની નારીને કળિયુગની સતીનું ઉપનામ અપાય છે ! હે પરમાત્મન્! તમારી આ પાપપૂર્ણ પૃથિવીમાં હડહડતો અન્યાય થાય છે !" મણિએ સજળનયને કહ્યું.

"જો ધર્મતઃ તું મ્હારી અર્ધાંગના છે. પતિ ગમે એવો હોય તો પણ પત્નીએ કદાપિ તેનાથી વિરક્ત થવું જોઇએ નહિ. પતિ જ સ્ત્રીનો સર્વસ્વમય પ્રભુ છે. તે આસ્તિક હોય યા નાસ્તિક હોય, સુંદર હોય યા કદરૂપો હોય તો પણ તેને જ પત્નીએ સર્વ કોઇથી શિષ્ટ સમજવો જોઇએ. આ શાસ્ત્રાજ્ઞાનું તું ઉલ્લંઘન કરે છે એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી." કેશવકાન્તે પોતાનું શાસ્ત્રવિષયક સ્વાર્થમય પાંડિત્ય પ્રદર્શિત કર્યું.

"ત્યારે પતિએ પત્નીનો પરિત્યાગ કરી પરનારીનાપર પ્યાર કરવો એવું શાસ્ત્રમાં જણાવેલું છે કે? આજ સુધી હું તમને ચરિત્રવાન્ સમજતી હતી; પરંતુ હવે મ્હારી ખાત્રી થઈ ચુકી છે કે, આ સંસારમાં જે સ્ત્રીઓ પુરુષ જાતિના સામયિક અનુરાગપર વિશ્વાસ રાખે છે તેઓ મૂર્ખ જ લેખાય છે. પુરુષોના ચાવવાના અને બતાવવાના દાંત જૂદા જ હોય એવો મ્હને પ્રત્યક્ષ અનુભવ થાય છે; પરંતુ સ્વામિન્! યાદ રાખજો કે, આ પ્રકારનું પરિણામ કદાપિ સારું આવવાનું નથી." મણિગૌરીએ કહ્યું.

આ ચર્ચાને વિશેષ નહિ લંબાવતાં કેશવકાન્ત તેની બેઠકખાનાની ઓરડીમાં જઇને સૂઈ રહ્યો. મણિગૌરી પણ વિષણ્ણવદને શય્યાવશ થઇ વિવિધ પ્રકારના તર્કવિતર્ક કરવા લાગી.

## પ્રકરણ ૩૧ મું.

### પ્રિયતમાને પ્રત્યુત્તર.

મધ્યરાત્રે કેશવકાન્ત તંદ્રામાંથી જાગ્રત થયો. આજે તંદ્રાવસ્થામાં તેણે તારાસુંદરીને સ્વપ્નમાં જોઈ હતી; તેથી જાગ્રત થતાં જ પુનઃ તારા સંબંધીના વિચારો તેના અંતરમાં ઘોળાવા લાગ્યા. તે સ્વગત વિચારવા લાગ્યોઃ—"જે પ્રકારથી પતિને સુખપ્રાપ્તિ થતી હોય તે પ્રકારમાં પત્નીએ શા માટે બાધા કરવી જોઇએ? હું મ્હારી પત્નીને કોઇ પણ રીતે દુઃખી કરતો નથી; છતાં તે શા માટે આ પ્રકારથી આટલું બધું માઠું લગાડે છે? વળી તારાસુંદરીનો સ્નેહસમાગમ થયાથી જ મ્હને દ્રવ્યનો લાભ પણ થયો છે. કામિની અને કાંચનના લોભનો પરિત્યાગ કરવો એ કાંઇ સુજ્ઞ મનુષ્યનું કર્ત્તવ્ય નથી. પત્નીના અંતરમાં ઉપજેલો સંશય યુક્તિ પ્રયુક્તિદ્વારા દૂર કરી હું ગુપ્ત રીતે તારાસુંદરી સાથે સંબંધ રાખીશ અને મ્હારી સકળ ઇચ્છાઓ ફળિભૂત કરીશ."

પોતાના મન સાથે આવો નિશ્ચય કરી કેશવકાન્ત પુન તંદ્રાધીન થઇ ગયો.

બીજે દિવસે સ્હવારે કેશવકાન્તના જાગ્રત થતાં પહેલાં મણિગૌરી ઉઠી, દંતધાવન ક્રિયાદિ કરી કેશવકાન્તને કાંઇ કહ્યા કર્યા સિવાય પોતાના પિયરમાં ચાલી ગઇ.

બરાબર સાત વાગ્યે કેશવકાન્તે શય્યાત્યાગ કરીને ઘરમાં તપાસ કરી તો પત્ની માલૂમ પડી નહિ. પત્નીની શય્યાપરથી તેને એક પત્ર મળી આવ્યો. એ પત્રમાં નિમ્નલિખિત હકીકત લખેલી હતી.

"તમારા સમાગમમાં હું સુખી રહી શકું તેમ નથી, તેથી હું મ્હારા પિયરમાં ચાલી જઉં છું. મ્હને તેડવા આવશો તો પણ હું હવે તમારે ત્યાં આવવાની નથી. તમારું ચારિત્ર્ય જ્યારે સુધરશે ત્યારે જ હું તમારા ઘરમાં પુનઃ પગ મૂકીશ. લિ.

**તમારી અભાગિની પત્ની."**

આ પત્ર વાંચી કેશવકાન્ત દિઙ્મૂઢ બની ગયો. પત્ની આ પ્રકાર બન્યાથી એકાએક પોતાનો ત્યાગ કરી પિયરમાં ચાલી જશે એવી કલ્પના તેને સ્વપ્નમાં સુદ્ધાં ઉપજી નહોતી. વિચારમગ્ન સ્થિતિમાં તે જ્યાં બેઠો હતો ત્યાં જ બેસી રહ્યો.

રવિવારનો દિવસ હોવાથી આજે ઑફિસમાં જવાનું નહોતું. પ્રત્યેક રવિવારે **બી. જી.** ઠાકોર કેશવકાન્તને ત્યાં આવીને જ ચ્હાપાન કરતો હતો. આજે પણ જ્યારે તે આવી પહોંચ્યો ત્યારે કેશવકાન્તને ચિંતાગ્રસ્ત મુખે બિછાનામાં બેસી રહેલો જોઇને તેણે પૂછ્યું:—"કેમ કેશવકાન્ત! આજે આટલા બધા ચિંતામગ્ન કેમ જણાઓ છો? તમારાં ગૃહિણી પણ ઘરમાં હોય એમ લાગતું નથી!"

"ભાઇ! આજે એક આકસ્મિક પ્રકાર બનવાથી મ્હારી ગૃહિણી પોતાના પિયરમાં ચાલી ગઇ છે. આજે સ્હાંજે કે કદાચ આવતી કાલે તે પાછી આવશે." કેશવકાન્તે સત્ય વાતને છુપાવવાના ઉદ્દેશથી કહ્યું.

"કેમ, તેમના પિયરમાં કોઇ બિમાર છે કે શું?" ઠાકોરે ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"ના ના, એવું કાંઇ નથી." કેશવકાન્તે વાતને ટૂંકી કરવાના વિચારથી કહ્યું.

પછીથી કેશવકાન્ત બિછાનામાંથી ઉઠી, ચુલ્હો સળગાવી ચ્હા મૂકી દાતણ કરવા બેઠો. તે દાતણ કરી રહ્યો એટલે ચ્હા પણ તૈયાર થઈ ગઇ. બન્ને મિત્રો ચ્હાપાન કરવા બેઠા. ચ્હાપાન કરતાં કરતાં ઠાકોરે કહ્યું:—"ભાઈ! અહીં દર રવિવારે જે લેખકમંડળ એકત્ર થાય છે તેની વાર્ષિક સભા આવતા રવિવારે છે. એ પ્રસંગે તમારે પણ વક્તૃતા કરવી પડશે. એ સાહિત્યસભાના સેક્રેટરીનું પદ સર્વાનુમતિથી મ્હને સ્વાધીન થયેલું હોવાથી કોને કયા વિષયપર વક્તૃતા કરવાનું કાર્ય સોંપવું

એ મ્હારે જ નક્કી કરવાનું છે. તમે કયા વિષયપર વક્તૃતા કરવાનો વિચાર રાખો છો ?"

"બંધુ ! કાવ્યસાહિત્ય પ્રતિ મ્હને વિશેષ અનુરાગ હોવાથી હું તત્સંબંધી જ વિસ્તૃત અને માર્ગદર્શક ચર્ચા કરવી ઉચિત ધારું છું," કેશવકાન્તે પોતાની ઇચ્છા દર્શાવી.

"ઠીક છે ત્યારે તમને એ જ વિષય સોંપવામાં આવશે આધુનિક ટીકાકારો કેવા હોવા જોઇએ એ સંબંધીનું વિવેચન હું કરવાનો છું." ઠાકોરે પોતાની વિષયપસંદગી રજુ કરી.

"ખરું છું એ સંબંધીની ચર્ચા થવાની અત્યંત આવશ્યકતા છે."કેશવકાન્તે કહ્યું.

પછીથી ઠાકોરે તે દિવસે કેશવકાન્તને પોતાને ત્યાં જમવા જવાનો આગ્રહ કર્યો. બન્ને મિત્રો સાથે જ જમવા માટે ગયા.

ઠાકોરને ત્યાં જમી આવી વિચારમગ્ન સ્થિતિમાં જ કેશવકાન્ત ઘેર આવ્યો. ઘેર આવીને તે તારાસુંદરીપર પત્ર લખવા બેઠો. બે ચાર પત્રો થોડા થોડા લખીને ફાડી નાખ્યા પછી એક પત્ર તેણે તૈયાર કર્યો. એ પત્ર આ પ્રમાણે લખેલો હતો.

**" વહાલસોઈ વનિતા કિંવા લાડિલી હૃદયલક્ષ્મી,**

જણાવવાને અત્યંત દિલગીર છું કે, મ્હારા તેમજ તમારા પ્રેમ પ્રસંગની સઘળી ગુપ્તકથા મ્હારી પત્નીના જાણવામાં આવી ગઈ છે. મ્હારી ગેરહાજરીમાં તમારો પ્રણયપત્ર તેના હાથમાં ગયો હતો; એ પત્રના વાંચનથી સઘળી હકીકત તે જાણી શકી છે. તે મ્હારો ત્યાગ કરી આજે તેના પિયરનાં ચાલી ગઇ છે; છતાં તમારા પ્રત્યેનો મ્હારો હાર્દિક પ્રેમ કદાપિ ઓછો થવાનો નથી જ. તમારી સાથેના પ્રણયપ્રસંગનું મ્હારા અંતરમાં નિરંતર સ્મરણ થયા કરે છે. તમારી જૂદાઇના કારી જખ્મનું જાલિમ દુઃખ હવે મ્હારાથી વેઠી શકાતું નથી. આ પ્રસંગે મ્હારી હૃદયવ્યથાનું વર્ણન કાવ્યદ્વારા જ પ્રદર્શિત કરી હું તમને મ્હારી કાવ્ય ચમત્કૃતિ અને પ્રબળ પ્રીતિનો અનુભવ કરાવવાને ઇચ્છું છું.

( ગઝલ. )

" લગાડી પ્રેમની લગની, પ્રિયા શું દૂર થાયે છે ?
હૃદય સાથે હૃદય જોડી, પ્રિયા શું દૂર થાયે છે ?

ફરીને યાદ હે પ્રમદા, દિવસ ને રાત હું રોતો;
નથી કંઈ ચેન દુનિયામાં, હૃદય બળી ખાક થાયે છે.
રસિકા ને નવેલી તું હૃદયનો હાર મ્હારો છે;
પ્રિય દિલજાન ઓ વ્હાલી, હવે આ પ્રાણ ત્હારો છે.
બનાવ્યો ઇશ્કનો બંદો, બીજો સૂઝે નહિ ધંધો;
છતી આંખે થયો અંધો, અજબ વ્યવહાર ત્હારો છે.
સૂતાં કે બેસતાં ઉઠતાં, સુરત ત્હારી ન ભૂલાતી;
સ્મરણમાં સ્નેહમૂર્ત્તિનો, અમારો તો ઇજારો છે.
થયા પ્રેમી થયા દિલબર, અમે આશક બન્યા ત્હારા;
અજબ છે ડંખ પ્રીતિના, પ્રતિનો માર્ગ ન્યારો છે.
ફરું મદમસ્ત થઈને હું, કરું પોકાર આલમમાં,
ડુબું છું હાય દરિયામાં, કહોને ક્યાં કિનારો છે ?
જીગરને રોજ મળવા દે, સુરત દીદાર જોવા દે;
હૃદયનું દુ:ખ ધોવા દે, ચકોરી ચંદ્ર ત્હારો છે.
ભૂલાશે ના કદાપિ એ, પ્રીતિને વ્હાલની વાતો;
રડીને કાઢવી રાતો, હવે આ દર્દી ત્હારો છે. "

હૃદયેશ્વરિ ! વિશેષ શું લખું ? આ વિશ્વમાં જેને જેવું પાત્ર જોઇએ છીએ એવું પાત્ર પ્રાપ્ત થતું નથી એ ઘણી જ દુ:ખજનક વાત છે. જો આ તરફ આવવાનું થાય તો અવશ્ય મ્હારી રંક ઝુપડીમાં પધારજો. તમારા પતિપર જે ઉદ્દેશનો પત્ર લખવાની કૃપાભાવે તમે મ્હને સૂચના કરી છે એ સૂચનાનો હું એક બે દિવસમાં જ અમલ કરીશ. વિશેષ તમારો પત્ર આવશે એટલે લખીશ. ઉત્તર રજીષ્ટર્ડ પોષ્ટદ્વારા આપશો.

લી० નિરંતર પ્રણયાકાંક્ષી **કેશવકાન્ત કવીશ્વર.** "

પત્ર લખી કવરમાં બીડી, કોઇને સંશય ઉપજે નહિ એટલા માટે તેના પર કેશવકાન્તે નીચે પ્રમાણે શિરનામું કર્યું:—

અ० સૌ० ધર્મભાગના **તારાસુંદરીને** પહોંચે.
ઠે. યોગિરાજ હરિદાસજી—કારભારી મહાશયને ત્યાં.
મુ० **રામપુર.** ( તા. **ભરુચ.** )

આ પ્રમાણે શિરનામું કરી કેશવકાન્ત જાતે જઇને એ પત્રને પોષ્ટ કરી આવ્યો.

---

# પ્રકરણ ૩૨ મું.

## સાહિત્યસભા !

જોતજોતાંમાં અઠવાડીઉં પસાર થઈ ગયું. સાહિત્યસભાનો આજે વાર્ષિકોત્સવ હતો. સાહિત્યસભાનું મકાન એક એકાન્ત સ્થળે આવેલું હોઈ તેની જીર્ણાવસ્થા જોતાં તે જંતુઓનું જ નિવાસસ્થાન હોય એવો સહજ ભાસ થતો હતો. એ મકાનને જો એક ઓરડાની જ ઉપમા આપીશું તો તેજ વિશેષ સયુક્તિક લેખાશે. એ ઓરડો લગભગ પચીસેક હાથ પહોળો અને પચાસેક હાથ લાંબો હોઈ તેની દિવાલમાંથી કેટલેક સ્થળેથી થોડી ઘણી ઇંટો ખસી પડેલી જણાતી હતી. છાપરાપર નળીઆંનો અભાવ હોવાથી ઘાસના પુળાઓ નાખવામાં આવેલા હતા. આ મકાન એક વિધવા વૃદ્ધાનું હોઈ એ વિધવાને એકે સંતાન નહિ હોવાથી તેણે તેનું સંશોધન કાર્ય કરાવ્યું નહોતું. વળી બીજું મકાન સસ્તા ભાડાથી મળી શકે તેમ નહિ હોવાથી દેવી વીણાપાણિ—સરસ્વતીના કુળદીપક દીકરાઓએ આ મકાનને જ ભાડે રાખી પ્રતિ રવિવારે તેમાં પોતાની સભા ભરવાનો નિયમ રાખ્યો હતો. જે કહેવાતા લેખકો આ સભાના મેમ્બરો થયેલા હતા તેમની પાસેથી માસિક ચાર આના ફી લેવામાં આવતી હતી, તથા એમાંથી સભાનું ખરચ નિભાવવામાં આવતું હતું. કોઇ કોઇ પ્રસંગે ભાંગ ભવાની અને ગાંજા વગેરેનો ઉપયોગ પણ આ વિદ્વાન્ સમાજમાં કરવામાં આવતો હતો. આ સભાના પ્રમુખનું માનનીય સ્થાન ભરુચના જ એક કીર્ત્તિલોભી સાક્ષર ( સત્+અક્ષર ) અર્થાત્ ગુજરાતી ચાર ચોપડી ભણેલા પરંતુ પોતાના બૃહસ્પતિના જેવા અદ્ભુત બુદ્ધિચાતુર્યથી એક કવીશ્વર અને લેખક તરીકે ખુશામદીઆ મિત્રમંડળમાં અને મસ્કો લગાવનારાં પત્રોમાં પ્રકાશમાં આવેલા નાગર જ્ઞાતિના યુવક સૂર્યસુખરામ વિદ્યાપતિને સમર્પણ કરવામાં આવ્યું હતું. તેમને વિદ્યાપતિની ઉપાધિ તેમના મિત્રોએ જ ઉદારતાથી અર્પણ કરી હતી. દેશી ભેજામાં વિલાયતી પવન ભરી રાખનાર **બી. જી.** ઠાકોર આ સભાનો સેક્રેટરી હતો એ પ્રકાર વાંચકબંધુઓ જાણી શક્યા છે. કેશવકાન્તને સભાના કોષાધ્યક્ષનું કાર્ય સોંપવામાં આવ્યું હતું.

બરાબર ચાર વાગ્યે લેખકો ક્રમાન્વયે સાહિત્યસભાના આ સુંદર

સ્થાનમાં એકત્ર થવા લાગ્યા. ભોંયતળીઆ પરનું લીંપણ ઉખડી ગયેલું હોવાથી એક જાજમ માગીને તેનાપર બિછાવી દેવામાં આવી હતી. પ્રમુખ મહાશયને બેસાડવા માટે કોઇ આસન મળી નહિ આવ્યાથી કેટલીક ઇંટો ગોઠવી તેનું ઉચ્ચાસન બનાવવામાં આવ્યું હતું. સભાસદો આવી જાજમપર બેસવા લાગ્યા. આ સભાસદોમાં એક બે પારસીઓ પણ હતા. તેમને જાજમપર બેસવું ફાવતું નહોતું; છતાં નિરુપાયે તેમને ત્યાં બેસવું જ પડયું. જોતાજોતાંમાં પચાસેક લેખકો અને કવિઓ આ સભામંડપમાં એકત્ર થઇ ગયા. ત્યાર પછી એક ભાડાની ગાડીમાં બેસી પ્રમુખ મહાશય શ્રીયુત સૂર્યસુખરામ વિદ્યાપતિ આવી પહોંચ્યા, અને ગાડીવાળાને બે આના આપી વિદાય કરી, વિલાયતી વેશમાં સુસજ્જિત થઈ, સભામંડળમાં પ્રવેશ કરી તેઓ પોતાના આસનપર બેઠા. એ સમયે સઘળા સભાસદોએ જોશથી તાલીઓ વગાડી તેમને વધાવી લીધા. સૂર્યસુખરામના મુખમંડળપર સ્મિતહાસ્ય પ્રકાશી નીકળ્યું.

પછીથી ઠાકોરે ઉઠી ઉભા થઈ દરખાસ્ત મૂકતાં કહ્યું:–"માનનીય પ્રમુખ મહાશય અને અન્ય વિદ્વાનબંધુઓ તથા બ્હેનો ! ( અમારે કહેવું જોઇએ કે રા. ઠાકોરની એક પણ બ્હેન આ સાહિત્યસભામાં હાજર નહોતી. ) આજે આપણી આ સાહિત્યસભાનો વાર્ષિકોત્સવ હોઈ જે જે વિષયો જે જે બંધુઓને ચર્ચવાના છે તત્સંબંધીની સૂચના તેમને પત્રદ્વારા કરવામાં આવેલી છે; તેથી આજની સભાનું કામ ચાલુ કરવાની હું વિનંતિ કરું છું. પ્રથમ ભાંગ ભવાનીનું પાન કર્યા પછી શ્રીયુત કેશવકાન્ત કવીશ્વર ‘ કાવ્યસાહિત્ય ’ સંબંધી અસરકારક અને માર્ગદર્શક વક્તૃતા કરશે. ”

વિના ાવલંબે એક એક માટીની કુલડીમાં સર્વેને ભાંગ આપવામાં આવી. ભાંગ પીધા પછી કેશવકાન્તે ઉઠી ઉભા થઈ પોતાનું ભયંકર વિદ્વતાપૂર્ણ ભાષણ શુરુ કર્યું:—

" શ્રીમાન્ પ્રમુખ સાહેબ અને સુજ્ઞ બંધુઓ !

અનાદિકાળના અભ્યાસના પરિણામે મ્હને એવો અનુભવ થયો છે કે ‘ કાવ્યસાહિત્ય’નું સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરવાનું કામ અત્યંત કઠિન છે. અન્ય વિષયો પેઠે એ વિષયના અભ્યાસનું પણ અધ્યયન જેમ ઉંડું, તેમ તેની ખૂબીઓનો સાક્ષાત્કાર પણ વિશેષ. હવે ‘કાવ્યસાહિત્ય’ સંબંધી ચર્ચા કરતાં પૂર્વે મ્હારે કવિ સંબંધી થોડો ઉહાપોહ કરવો જ જોઇએ. અંગ્રેજીમાં એવી કહેવત છે કે, કવિઓ કુદરતી રીતે જ કવિ હોય

છે. તેઓ બનાવ્યા બની શકતા નથી. આ સૂત્રાનુસાર વિચાર કરતાં માતાના પેટમાંથી જ કવિના કવિજીવનનો આરંભ થાય છે. અભ્યાસ કરીને કોઈ પણ મનુષ્ય કવીશ્વર થઈ શકતો નથી. જન્મતઃ જેનામાં કવિત્વના સંસ્કાર હોય છે તે કવિ નમાલા, લાડિલા અને સંસારની દૃષ્ટિથી તુચ્છ ગણાતા વિષયો જેવા કે, 'શ્વાનનું ભસવું,' 'ભંગીઆનું મરી જવું' 'તરતના જન્મ પામેલા બાળકના ઉંઆ શબ્દનું સ્પષ્ટિકરણ કરવું' વગેરે પર મ્હોટાં મ્હોટાં પ્રતિભાપૂર્ણ કાવ્યો લખી શકે છે. જે લોકો અભ્યાસ કરીને કિંવા અનુભવી થઇને કવિ થાય છે તેઓ આવા સામાન્ય વિષયોપર ભાવનાભર્યાં કાવ્યો અત્યંત શ્રમ લીધા છતાં પણ લખા શકતા નથી જ એવો મ્હારી કવીશ્વર તરીકેની કારકીર્દીમાં મ્હને ઘણો અનુભવ થયો છે. આ સ્થળે કવિકુલગુરુ ભવભૂતિનો એક શ્લોક મ્હારે કહેવો જોઇએ કે,

**हठाद्दाकृष्टानां कतिपयपदानां रचयिता**
**जनःस्पर्धालुश्चेदहह कविना वश्यवचसा ।**
**भवेदद्य श्वोवा किमिह बहुना पापिनि कलौ**
**घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्च कलहः ॥**

" બળાત્કારે–તાણી તાણીને શબ્દો મેળવનાર મનુષ્ય જેને સરસ્વતી પ્રસન્ન છે એવા મહાકવિ સાથે જો સ્પર્ધા કરવા લાગે ત્યારે આજકાલ માટીનાં વાસણો ઘડનાર કુંભારનો અને જેમણે ત્રિભુવન નિર્માણ કર્યું એવા બ્રહ્મદેવોનો કલહજ થાય." આ વાક્યો આધુનિક અભ્યાસી કવિઓ અને જન્મતઃ જેઓ કવિઓ છે તેમને શબ્દશઃ લાગુ પડે છે. વળી જન્મતઃ એક કવિનામાં જે શક્તિ હોય છે તેનાપર અભ્યાસનો કે આધુનિક પિંગળ બિંગળ શાસ્ત્રનો ઓપ ચઢાવવાની બિલકુલ જરૂર નથી. પિંગળના પૂંછડાને પકડી રહેવાથી શબ્દોનું માધુર્ય કાવ્યમાંથી અદ્રશ્ય થઈ જાય છે અને તેથી '**रसात्मकं काव्यं**' જેમાં રસ છે એજ કાવ્ય છે એ સૂત્રનો ભંગ થાય છે; માટે બંધુઓ તમે મ્હારી સૂચનાઓ લક્ષ્યમાં રાખી કાવ્યો બનાવશો તો તમારી કીર્તિ દેશવિદેશમાં ડુંગળીની સુવાસની માફક ફેલાઈ જશે એ નિસ્સંદેહ છે હમણાં વ્યાસ અને વાલ્મિકી જેવા સમર્થ કવિવરો આપણા ગુજરાતી સાહિત્યમાં ઉત્પન્ન થતા નથી તેનું કારણ પણ મ્હેં જણાવ્યું એજ છે.

કવિ શબ્દનો ધાત્વર્થ જોઇએ તો તે 'ગાનાર' થાય છે.* આ

---

* कु=ગાયન ગાવું.

અર્થને અત્યારના કવિઓ ભૂલી ગયા છે; કેમ કે ગાવું એ એક અન્ય વ્યવસાય જ થઈ પડયો છે; પરંતુ પ્રાચીનકાળમાં સર્વ દેશમાં અને હજી પણ એવી સ્થિતિ જે સ્થળે હોય છે ત્યાં કવિઓજ ગાય છે ને બજાવે છે. સંસ્કૃત નાટકોમાંથી આ પૂર્વેનો પ્રકાર દર્શાવેલો હોય છે. રાજાની પાસે સ્તુતિપાઠક હોય છે; તેને નાટકની પરિભાષામાં 'વૈતાલિક' કહેવામાં આવે છે. દૈત્યગુરુ શુક્રાચાર્ય એજ કારણથી 'કવિ' 'કાવ્ય' એ નામથી ઓળખાતો હતો. ગ્રીક લોકોમાં ર્‌હેપ્સોડિટ્સ (Rhapsodists) નામના લોકો હોય છે તેમનો ધંધો પ્રાચીન હોમર વગેરે સર્વમાન્ય કવિઓનાં કાવ્યો ગાઈ બજાવીને પેટ ભરવાનો છે. એ સઘળી પૂર્વકથાનો વિચાર કરતાં આધુનિક ગુર્જર કવિઓએ પણ ગાવાનો સતત અભ્યાસ રાખવો જોઇએ. સર્વેની સાથે-'ઘેર કે બ્હાર' કાવ્યથી જ વાતચિત કરવી જોઇએ જેથી તે એક પ્રાકૃત કવિ છે એમ સહેલાઇથી જનસમાજના જાણવામાં આવી જાય અને તેના માટે સર્વેના અંતરમાં અપાર માન ઉત્પન્ન થાય. શાકબજારમાં જઇએ તો "શકરીઆં...કેટલે ...પૈ...સે...શે...ર" એવો આલાપ દઇ ભાવ પૂછવાથી શાકબજારના સર્વ માણસોથી પણ એ કવિની કાવ્યશક્તિ ગુપ્ત રહેતી નથી. (તાળીઓ.)

"બંધુઓ! જો આ સમસ્ત જગતમાં કોઈ સર્વથી માનનીય, બુદ્ધિશાળી અને વિચારશીલ વ્યક્તિ હોય તો તે નૈસર્ગિક કવિ જ છે. હવે કવિ શબ્દનો અંગ્રેજી સાહિત્યની દૃષ્ટિથી આપણે વિચાર કરીશું. અંગ્રેજી ભાષામાં એ તદર્થવાચક જે શબ્દ છે § તેનો અર્થ 'કરનાર' એવો થાય છે; અર્થાત્ કવિ એટલે કલ્પનાસૃષ્ટિ બનાવનાર એવો એ ભાષાનો મૂળનો અર્થ હોય એવું સામાન્યતઃ લોકો સમજે છે. અત્યાર સૂધી માત્ર શબ્દની વ્યાખ્યા થઈ છે. હવે કવિમાં ક્યા ગુણોની ખાસ કરીને આવશ્યકતા હોવી જોઇએ તેનું હું સંક્ષિપ્ત વિવેચન કરીશ.

કવિનામાં મુખ્ય ગુણ પોતાના પ્રતિસ્પર્ધીઓને સાચી કે ખોટી ચર્ચા કરીને મ્હાત કરવાનો હોવો જોઇએ. 'બળીઆના બે ભાગ જગત્-માં' એ સૂત્રાનુસાર જે કવિ પોતાના કવિત્વપ્રભાવથી બીજા કવિઓને જ્યોતિશૂન્ય કિંવા પ્રભાવશૂન્ય બનાવી નથી દેતો તે કવિ નામને લાયક જ નથી. બીજો ગુણ શબ્દ-યોજવામાં એક બાળકના જેવું ગાંભીર્ય હોવું જોઇએ. બ્હેન, કોયલ, વડ, વગેરે શબ્દોને બ્હેનલડી, કોયલડી, વડલે-એવી રીતે સંશોધિત કરી કાવ્યમાં ઉતારવા જોઇએ. આ સ્થળે હું એવું એક ઉદાહરણ આપીશ.

---

§ Poet-Poeo 'I make.'

"મીઠી કોયલડી,
કહેજે જઈ સંદેશો બ્હેનલડી,
વડલાવાળી છે વાટ રે હે કોયલડી !'

આ સમયે પારસી લેખકો કંટાળી ગયા. તેમના એક પેસ્તનજી પેટીસવાળાએ ધૈર્યનો ભંગ થતાં ઉઠી ઉભા થઇને કહ્યું:-"બાવાજી, આય કવિપુરાણ જલદી પૂરણ કરવાની હું અરજ ગુજારું છ; કેમકે આય પુરાન સાંભલી અમે હવે અમે તદ્દન થાકી ગીયાછ."

કેશવકાન્તની વાક્ધારાનો પ્રવાહ બંધ થઈ ગયો. તેણે ટૂંકામાં જ પતવવાના ઉદ્દેશથી કહ્યું:—"બંધુઓ ! ધાર્યા કરતાં મ્હેં તમારો ઘણો સમય લીધો છે માટે હું તમારી પાસેથી ક્ષમાનાચના કરું છું, અને આવાં જ્ઞાનોન્નતિના સંમિલનો નિરંતર ભરાય અને આપણી અગાધ બુદ્ધિની જ્યોતિનો પ્રકાશ સર્વત્ર ફેલાય એવી શુભાભિલાષાસહ હું આસન પર બેસવાની રજા લઉં છું."

ત્યાર પછી **બી. જી.** ઠાકોરે ઉભા થઈ 'આધુનિક ટીકાકારો અને ટીકા' એ વિષયપર પોતાનું લખીને તૈયાર કરી રાખેલું કિંવા ચક્રમ ભેજાના ચક્રમ વિચારોથી ગોઠવેલું ભાષણ શુરુ કર્યું:—

**"મહેરબાન પ્રમુખ સાહેબ, બંધુઓ અને બ્હેનો !**

'આધુનિક ટીકાકારો અને ટીકા' એ વિષય કેટલોબધો ગહન અને ગંભીર છે કે એનાપર ચર્ચા કરવી એ વિશાળ મહાસાગરમાં રત્ન મેળવવા માટે ડુબકી મારવા જેવું મુસ્કિલ કાર્ય છે. આપણામાંના કેટલાક બંધુઓ ટીકાકારો કિંવા સમાલોચકો હશે જ એ પ્રકાર મ્હારાથી અજ્ઞાત નથી. ટીકા સંબંધી એક વિદ્વાન્ ગ્રંથકાર જણાવે છે કે,

**नीरक्षीरविवेके हंसाऽऽलस्यं त्वमेव तनुषे चेत् ।**
**विश्वस्मिन्नधुनाऽन्यः कुलव्रतं पालयिष्यति कः ॥**

અર્થાત્ હે હંસ ! પાણી અને દૂધને જૂદાં કરવાનું જો તું પણ આળસ કરીશ તો આ જગતમાં આ ત્હારું કુલવ્રત બીજું કોણ ચલાવશે ? આ વાક્યોને અનુસરીને આ વીસમી સદીના વિસ્મયકર જમાનામાં કોઇપણ ટીકાકાર કામ કરી શકે તેમ નથી. ટીકા કરવી એનો અર્થ આજકાલ પ્રતિસ્પર્ધીઓની ભૂલો શોધવી અને મિત્રોની ખુશામદ કરવી એવો જ થાય છે. આજકાલના ટીકાકારો સ્વેચ્છાપૂર્વક ખુશામદના બાજારમાં વિચરણ કરે છે. આપણી મંડળીના કોઇ પણ કવિએ કિંવા

લેખકે કોઇ પુસ્તક પ્રસિદ્ધ કર્યું કિંવા કરાવ્યું કે તરત જ આપણે મુક્તકંઠે તેની જાહિર પત્રોમાં પ્રશંસા કરવા મંડી પડવું, જેથી આપણો મિત્ર સાહિત્ય સૃષ્ટિમાં વિચરણ કરવાનો સનંદી પાસ મેળવી શકે! વળી મહાન્ પુરુષો એવો ઉપદેશ આપે છે કે, અન્યના દોષો તરફ દુર્લક્ષ્ય કરી ગુણ ગ્રહણ કરવા વ્યક્તિ માત્રે પ્રયત્ન કરવો જોઇએ.' અર્થાત્ આવા પ્રકારની ખુશામદ, પ્રશંસા કિંવા સ્તુતિ કરવી જોઇએ. વળી બંધુઓ! માસિકપત્રકારો વખતે વર્ત્તમાનપત્રકારોએ પણ આજ કાલ ખુશામદ અથવા તો મસ્કાનો બહોળા હાથે ઉપયોગ કરવા માંડ્યો છે. તેમના માસિકમાં અથવા વર્ત્તમાનપત્રમાં જે લેખક કોઈ પણ પ્રકારનો બદલો લીધા સિવાય ઘરનાં છોકરાંને ઘંટી ચટાડી પારકાંને લોટ પહોંચાડતો હોય તેવી રીતે ખુદાબક્ષ લેખો, કાવ્યો વગેરે લખે છે તેનું જો કોઇ પુસ્તક પ્રસિદ્ધ થાય છે એટલે પછી તે પુસ્તક લોકોપયોગી ન હોય, અનીતિનો પ્રચાર કરનારું હોય અને મૂર્ખતાદર્શક હોય તો પણ તેના પર લાંબા ચોશળ જેવડા વિસ્તૃત મસ્કાપૉલિસપરિપૂર્ણ અભિપ્રાયો આપે છે. ગુજરાતી સાહિત્યમાં હમણાં અગ્રગણ્ય લેખાતાં સામયિક પત્રોએ પણ મફતીઆ લખાણ મેળવવા આ નીતિને અમલમાં મૂકી છે; માટે જે કોઇ બંધુને પોતાની ભયંકર અને પ્રચંડ વિદ્યા બુદ્ધિના પ્રભાવથી પ્રકાશમાં આવવું હોય અને કીર્તિદેવીને વરવું હોય તેણે પ્રથમ તો આવા પ્રકારનાં સામયિક પત્રોમાં સમયનો ભોગ આપી પ્રતિમાસે લેખ કાવ્યાદિ લખી મોકલવાં, અને ભવિષ્યમાં પોતાનું કોઈ પુસ્તક પ્રસિદ્ધ થાય એટલે એ પત્રના તંત્રીપર મોકલી આપી નમ્રતાપૂર્વક મસ્કો મેળવવાની ભિક્ષા માગવી. ત્વરાથી પ્રકાશમાં આવવાની અભિલાષા રાખનાર લેખકો અને કવિઓ આ ઉપાયના અવલંબનથી સત્વર પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરી શકશે. કેટલીક વખતે તો પુસ્તકનો લેખક, કર્ત્તા, પ્રયોજક કિંવા અનુવાદક જ અભિપ્રાય લખી મોકલે છે, અને તે પ્રસિદ્ધ થાય છે. આધુનિક ગુર્જરવર્ત્તમાનપત્રકારો અને માસિક વર્ત્તમાનપત્રકારોની આ કાંઇ સામાન્ય કૃપા નથી. બંધુઓ! મ્હારા વિચારો સમયાભાવને લીધે મ્હેં ટૂંકમાં જ જણાવ્યા છે, અને હું એવી દૃઢ આશા રાખું છું કે, મ્હારાં વિચારો તમને થોડા ઘણા અંશે પણ લાભદાયક થશે જ. ( તાળીઓ ) "

આ પ્રમાણે વક્તૃતાં કરી ઠાકોર આસનપર બેઠો એટલે પ્રમુખ મહાશય મિ૦ સૂર્યસુખરામ વિદ્યાપતિએ ઊભા થઇને કહ્યું:-"બંધુઓ!

આજે જો કે ચાર પાંચ વિષયોપર ચર્ચા થવાની હતી; પરંતુ સંધ્યાકાળનો સમય થવા આવેલો હોવાથી અને દીપકનો અભાવ હોવાથી વાર્ષિક સંમિલનનું કાર્ય આટલેથી જ સમાપ્ત કરવામાં આવે છે, અને બાકી રહેલા વિષયો આગામી રવિવારની આપણી સામાન્ય સભામાં ચર્ચવામાં આવશે. વળી તમે સર્વે જાણીને આનંદિત થશો કે, ગઈ કાલથી 'પ્રજ્ઞા–જ્યોતિ' નામના માસિકનું તંત્રીપદ મ્હેં સ્વીકાર્યું છે. આ માસિક માટે ખુદાબક્ષ લેખો અને રા૦ કેશવકાન્ત કવીશ્વરે સૂચવેલા નિયમોને અનુસરી કવિતાઓ લખી મોકલાવી હું તમને પ્રેમપૂર્વક ભલામણ કરું છું."

આ સમયે ઠાકોરે ઉભા થઈને કહ્યું:—"એમ લાગે છે કે, કેટલાક પ્રખર કલ્પનાશકિતવાળા બંધુઓના મસ્તિકપ્રદેશમાં ભાંગ ભવાનીની અસર થયેલી છે; તેથી અવશિષ્ટ રહેલો કાર્યક્રમ આવતી સામાન્ય સભામાં શ્રીમાન્ પ્રમુખ મહાશયની સૂચના પ્રમાણે પૂર્ણ કરવામાં આવશે."

સાહિત્યસભાનું વાર્ષિક અધિવેશન આવી રીતે સમાપ્ત થયું, અને સરસ્વતીદેવીના કુળદીપક દીકરાઓ ભાંગની ધૂનમાં લથડીઆં ખાતા ખાતા, દીવાના માણસોની માફક ઉચ્ચસ્વરે વિકટ હાસ્ય કરતા કરતા, અને કપોળકલ્પિત ઢંગધડા વગરનાં કાવ્યોની લીટીઓ લલકારતા લલકારતા સ્વસ્થાન પ્રતિ પ્રસ્થાન કરવા લાગ્યો. "જય થાઓ, ગુર્જર સાહિત્યદેવીનો જય થાઓ!"

---

## પ્રકરણ ૩૩ મું.

### યોગી મહાત્મા સપડાયા.

સૂર્યભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડ્યા હતા. રામપુરમાં ચોતરફ આનંદકોલાહલ થતો જોવામાં આવતો હતો. સઘળાં બાળકો અને નરનારીઓ આનંદમગ્ન જણાતાં હતાં. પ્રત્યેક ગૃહસ્થના બારણા ઉપર પુષ્પમાળાઓ ઝૂલી રહેલી હતી. સ્વર્ગીય રુદ્રનાથ જાગીરદાર મહાશયનો પ્રાસાદ પુષ્પમાળાઓથી સવિશેષ સુશોભિત બની ગયેલો જોવામાં આવતો હતો. અલ્પકાળમાં જ સૂર્યભગવાન્ પશ્ચિમાકાશમાં અદ્રશ્ય થઈ ગયા. ગ્રામવાસીઓનાં ગૃહમંદિરોમાં ઉજ્વળ દીપકો સળગી ઉઠ્યા. અસંખ્ય

લોકો જાગીરદાર મહાશયના વિશાળ પ્રાસાદના સિંહદ્વાર પાસે સમુપસ્થિત થઈ ગયા. એ આનંદકોલાહલમાં હરિદાસજી ભગત ભરુચના કાર્યવ્યવસાયથી નિવૃત્ત થઇ ચંદ્રશંકરસહ રામપુરમાં આવી પહોંચ્યા. તેમની પાછળ પોલિસ સિપાહીઓની એક ટુકડી પણ આવી પહોંચી. હરિદાસજીએ ચંદ્રશંકરને પૂછ્યું:—"આજે આપણા ગામમાં એકાએક આટલો બધો આનંદકોલાહલ થતો કેમ જોવામાં આવે છે? આજે અહીં શાનો ઉત્સવ છે?"

"હું ધારું છું કે, આજે આપણા હિન્દુઓનો કોઈ પવિત્ર તહેવાર હશે તેથી જ આટલો બધો આનંદકોલાહલ જોવામાં આવે છે." ચંદ્રશંકરે અજ્ઞાનતા દર્શાવીને કહ્યું.

"ના ના–તમે ભૂલો છો. આ પોલિસના લોકો પણ ઠેઠ ભરુચથી અહીં સૂધી આપણી પાછળ પાછળ આવ્યા છે. મ્હારા અભિપ્રાય અનુસાર તો આપણે એમને આપણા ગામમાંથી હાંકી કાઢવા જોઇએ. હે કૃષ્ણ! હે મધુસૂદન! જેવી આપની ઇચ્છા." હરિદાસજીએ પોતાના ભયને માર્મિકતાથી વ્યક્ત કર્યો.

"આપ નિશ્ચિંત રહો. અંતરમાં ભયને સ્થાન આપવાનું સહજ પણ પ્રયોજન નથી." ચંદ્રશંકરે હરિદાસજીનો ભય દૂર કરવાના હેતુથી કહ્યું.

આ સમયે કરીમઅલ્લી અને કપટશંકર, કારભારી પાસે આવી પહોંચ્યા. તેમને જોતાં જ હરિદાસજીના અંતરનો સંદેહ દૃઢ થયો. તેમણે વ્યાકુળતાથી પૂછ્યું:—"કેમ કપટશંકર! તમે સર્વે તમને સોંપવામાં આવેલું કાર્યપાર ઉતારી આવ્યા છો ને? દુર્લભરાય કયાં છે?"

"આપે સોંપેલું અમે પાર ઉતારી આવ્યા છીએ. હવે આપ આપના દિવસો ચિરશાન્તિમાં અને અપાર ઐશ્વર્યમાં પસાર કરી શકશો." કપટશંકરે સર્વથા અસત્ય ઉત્તર આપ્યો.

આ સમયે કોઇએ હરિદાસજીના મસ્તકને સ્પર્શ કરીને કહ્યું:—"કારભારી મહાશય! એક વખત આ સેવકના મ્હોં તરફ તો જુઓ. આપે આમ વ્યાકુળ કેમ બની ગયા છો?"

હરિદાસજીએ જેયું તો તેમની નજરે દુર્લભરાય પડ્યો. હરિદાસજીએ કહ્યું:—"દુર્લભરાયભાઈ! તમે અહીં ક્યારે આવી પહોંચ્યા? આટલા દિવસ સૂધી તમે કયાં હતા? તમારા સિવાય આ સમસ્ત ત્રિભુવનમાં બીજું કોઈ મ્હને સહાય કરે તેમ નથી. હવે મ્હારે શું કરવું તેની તમે મ્હને સલાહ આપો. ચાલો, આપણે સત્વર મ્હારા યોગ-

સાધનાના એકાન્ત ઓરડામાં જઇએ. આજના રંગઢંગ મ્હને વિચિત્ર તેમજ ભયજનક જણાય છે."

આપ મ્હારી સાથે આવો એટલે સઘળું સમજી શકશો." દુર્લભરાયે અંતરનો ભાવ છુપાવીને કહ્યું.

આ પ્રમાણે કહી દુર્લભરાય હરિદાસજીને જાગીરદાર મહાશયના પ્રાસાદ પાસે લઈ ગયો તથા તેણે કહ્યું:—"નિષ્ઠુર નરરાક્ષસ હરિદાસ! તું જ મ્હને એમ કહેતો હતો કે, પરમેશ્વર નથી, પરલોક નથી, ધર્માધર્મનો ન્યાય નથી. હવે એક વખત તું આ પ્રાસાદની અગાસી તરફ દૃષ્ટિ કરી જો. જો જોઇએ કે ત્યાં દેવલોકને પણ શોભાવે એવી કેવી પવિત્ર યુગલમૂર્ત્તિ છે?"

હરિદાસજીએ ઉંચે અગાસી તરફ જોયું. તેણે જોયું કે, તરુપલ્લવનિર્મિત, કુસુમમાળા સુસજ્જિત અગાસીમાં દિશાઓને વિભાસિત કરી જ્યોતિર્મયી યુગલમૂર્ત્તિ ઉભી રહી હતી. પ્રશાન્તલોચન, સસ્મિતવદન અપૂર્વ સંન્યાસી મૂર્ત્તિની પાસે રત્નાલંકારભૂષિતા, કનકમુકુટ શોભિતા આનન્દમયી ભુવનમોહિની મૂર્ત્તિ ઉભી રહેલી હતી! કૈલાસપતિની પાસે અન્નપૂર્ણાની માફક, પ્રિયકાન્તની પાસે દેવી અનંગમોહિની ઉભી રહી હતી.

ચોતરફ વિશેષ આનન્દકોલાહલ થવા લાગ્યો. હરિદાસજી બન્ને હાથથી આંખો દબાવી કંપતા કંપતા પૃથિવીપર બેસી ગયા. થોડે દૂર ચપળા ઉભી રહી હતી. દુર્લભરાયે તેને ઉદ્દેશીને કહ્યું:—"ચપળા! હવે સતી સાધ્વી અનંગમોહિનીદેવી આ નરપિશાચ હરિદાસના પ્રત્યે શો આદેશ કરે છે તે સર્વને જણાવ?"

ચપળા ત્વરિતગતિથી અનંગમોહિની પાસે ગઇ. અનંગમોહિનીએ તેના કાનમાં મૃદુસ્વરે કાંઈ કહ્યું. ચપળાએ દુર્લભરાય પાસે આવીને કહ્યું—"બ્હેનનો એવો આદેશ છે કે, આજે હરિદાસના હાથપગમાં બેડીઓ પહેરાવી તેને નજરકેદ કરી રાખો. કાલે સર્વ લોકો સમક્ષ એ કેવો ભયંકર પિશાચ છે આ સ્વર્ગીય સંસારમાં ઉપસ્થિત થયેલો કેવો શયતાન છે એનાં પ્રમાણો દર્શાવવામાં આવશે. ત્યાર પછી રાજદરબારમાં તેના ગુન્હાઓની તેને ઉચિત સજા થશે."

દુર્લભરાયે પાછળ ઉભા રહેલા પોલિસ સિપાહીઓને નેત્રસંકેત કર્યો. તેમણે અગ્રેસર થઈ હરિદાસજીના હાથ પગમાં લોઢાની કઠિન બેડીઓ પહેરાવી દીધી.

આ સમયે હરિદાસજી બોલી ઉઠયો:—"આ શું? તમે સર્વે પાગલ

ગની ગયા છો કે શું ? હું કોણ છું એ તમે કોઈ જાણતા નથી કે ? હું સ્વર્ગીય રુદ્રનાથ મ્હાશયે પોતે કરેલા મૃત્યુપત્ર અનુસાર તેમની સમસ્ત વિષયસંપત્તિનો કર્ત્તાહર્ત્તા અને વિધાતા છું. મ્હારો ન્યાય કોણ કરનાર છે ? જ્યાં સુધી હું હયાત છું ત્યાં સુધી પ્રિયકાન્ત મ્હને શું કરી શકે તેમ છે ? તેની સ્ત્રીનામાં મ્હારા પ્રત્યે આજ્ઞા કરવાની શી ક્ષમતા છે ? તમે શા સાહસથી મ્હને ગિરફતાર કરવાને આવ્યા છો?! આટલામાં કોઈ છે કે ? ! ”

પ્રેક્ષકો એકાએક બૂમ પાડી ઉઠયા. એકાએક ચોતરફ એવો ઉચ્ચ તેમજ ગંભીર સ્વર સાંભળવામાં આવ્યો કે, “ એ રાક્ષસને મારી નાખો—એને એક ક્ષણ માટે પણ જીવતો રહેવા દેવો ઉચિત નથી.”

હરિદાસજીને મારવા માટે અસંખ્ય લોકો અગ્રેસર થયા. પોલિસ સિપાહીઓ અને દુર્લભરાય તેમને નિવૃત્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કિન્તુ કોણ કોની વાત સાંભળતું હતું ? આ સમયે પ્રિયકાન્તે નીચે આવી સર્વ જનો સમક્ષ ઉપસ્થિત થઇને ગંભીરતાસૂચક સ્વરે કહ્યું.—“ તમે સર્વ કૃપા કરીને મ્હારાં વચનો સાંભળો ! તમે સર્વ શાન્ત થઇ જાઓ. સાવધાન ! કોઈ હરિદાસજી ભગતના અંગને સ્પર્શ સુદ્ધાં કરશો નહિ. આવતી કાલે પોલિસ તપાસમાં તેના અપરાધ સપ્રમાણ થશે એટલે ન્યાય મળવા માટે તેને ન્યાયમંદિરમાં મોકલી દેવામાં આવશે. ત્યાં તેને તેના અપરાધોની યોગ્ય સજા થશે; અને પરલોકમાં પરમેશ્વર સમક્ષ તેનો ન્યાય થશે. ”

એ દેવવાણીના જેવા મધુર અને ગંભીર સ્વરથી એ જનસમુદ્રની ભીષણ ગર્જના એકાએક શાન્ત થઇ ગઈ. સર્વે સ્તંભિત બની જઈ ઉભા રહ્યા. એક જણે કહ્યું:—“ વારુ, તેમ જ થશે. આપની આજ્ઞાનું અમે ઉલ્લંઘન કરીશું નહિ. ”

પોલિસ સિપાહીઓ હરિદાસજીને સાથે લઈ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૩૪ મું.

### લક્ષ્મીલોભ.

યથા સમયે તારાસુંદરીને કેશવકાન્તનો પ્રણયપત્ર પ્રાપ્ત થયો; પરંતુ એ સમયે હરિદાસજી ભગત પોલિસ સિપાહીઓના પંઝામાં ફસાઈ પડયા હતા, અને તેમણે જે જે અમાનુષિક ભયંકર અપરાધો

કર્યા હતા તે જનસમાજદ્વારા તારાસુંદરીના જાણવામાં આવ્યા હતા. પતિનાં આવાં કુટિલ કારસ્થાનો જાણવામાં આવતાં જ તારાસુંદરી અત્યંત વ્યથિતા થઇ. હવે પોતે રામપુરમાં રહે એ કલ્યાણજનક નથી એવો વિચાર કરી તેણે પોતાના પિયરમાં-વડોદરા જવાનો નિશ્ચય કર્યો. આજ સુધી અનેક છળ પ્રપંચો કરીને તથા કુટિલ કારસ્થાનો રચીને હરિદાસજી ભગતે જે અઢળક દ્રવ્યનો સંચય કર્યો હતો એ સઘળું તારાસુંદરીએ એક બે મજબુત પેટીઓમાં ભરી લીધું, અને પોતાની પ્રકૃતિ અસ્વસ્થ હોવાની વાર્તા પ્રચારિત કરી તેણે રામપુર ગામનો ત્યાગ કરી વડોદરા ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. જો પ્રિય કાન્તે પ્રયત્ન કર્યો હોત તો તે પોલિસની સહાયતાથી હરિદાસજીનાં ઘરબ્હાર લૂંટાવી તેની સમસ્ત સંપત્તિ સ્વાધીન કરી શકત; કિન્તુ આધ્યાત્મિક ઉન્નતિ થયા પછી પ્રિયકાન્તનો દ્રવ્યપર વિશેષ મોહ રહ્યો નહોતો. તે માત્ર સ્વર્ગીય પિતાના અદ્રશ્ય આદેશને અનુસરી પોતાની પતિવ્રતા પ્રમદા અને પ્રાણાધિક બંધુને સુખી કરવાની કામનાથી જ પુનઃ સંસારમાં આવ્યો હતો. સંસારસુખને તે હવે સર્વથા સારશૂન્ય સમજતો હતો. પરમાત્માનું સ્મરણ કરવામાં અને આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં જ તેનો ઘણો ખરો સમય પસાર થતો હતો. સૂરદાસનાં નિમ્નલિખિત વચનોનું તે પોતાના અંતરમાં નિરંતર સ્મરણ કર્યા કરતો હતો કે,

" ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
જે છે તેના ટકી કદિ રહે, સર્વદા કાળ ક્યાંએ;
શોધી લેને પ્રિય સખે ! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને ! "

* * * *

" સંસારીને શીખવીશ હવે સ્નેહ વૈરાગ્ય ભક્તિ,
ને અન્તે હું મરીશ સુખમાં, ઇશનું નામ બોલી;
ચાલો ચાલો નદી તટપરે ઝુંપડી બાંધશું, ને
વ્હાલા મ્હારા પરમ પ્રભુનાં ગીત ગાશું જ પ્રેમે ! "

પ્રિયકાન્તના સ્વભાવમાં આવું અપૂર્વ પરિવર્તન થઇ ગયેલું હોવાથી તેણે હરિદાસજી ભગતનું ઘરબ્હાર લૂંટી લેવડાવી તેની પત્નીને ભિખારિણી બનાવવાનું કાર્ય ઉચિત વિચાર્યું નહોતું, તેથી તારાસુંદરીના રામપુરથી પ્રયાણ કરી જવાના કાર્યમાં કોઇ બાધા કરે તેમ નહોતું.

તે દિવસે રાત્રે જ એક નૌકા નક્કી કરી સઘળી દ્રવ્યસંપત્તિસહ તારાસુંદરીએ ભરુચ તરફ પ્રયાણ કર્યું ભરુચથી તેનો વડોદરા જવાનો વિચાર હતો. કેશવકાન્તનું દર્શનસુખ મેળવવાની પણ તેની પ્રબળ મહત્વાકાંક્ષા હતી.

બીજે દિવસે જ્યારે નૌકા ભરુચ જઈ પહોંચી ત્યારે મધ્યાન્હ કાળનો સમય થયો હતો. કેશવકાન્તના સદ્‌ભાગ્યે આજે રવિવાર હોવાથી તે ઘેરજ હતો. વીશીમાં જમી આવી બિછાનામાં સૂતો સૂતો 'શિક્ષણનો ઇતિહાસ' નામક ગુજરાતી ગ્રંથ વાંચતો હતો. મણિગૌરી અદ્યાપિ પિયરમાંથી આવી નહોતી; તેથી કેશવકાન્ત એક ફક્કડભાઇની સ્થિતિમાં પોતાના દિવસો પસાર કરતો હતો.

યથા સમયે તારાસુંદરી એક ભાડાંની ગાડીમાં બેસી કેશવકાન્તના મકાન પાસે આવી પહોંચી, અને ગાડીમાંથી નીચે ઉતરી તેણે કેશવકાન્તને હાંક મારી. કેશવકાન્તે બિછાનામાંથી ઉઠી બારીમાંથી નીચે જોયું. પ્રણયીઓનાં કિંવા પાપીઓનાં ચતુર્ચક્ષુઓનું સંમિલન થયું. કેશવકાન્ત આનંદાવેશથી અધીર બની ગયો. તેનું મુખમંડળ હર્ષપુલકિત અને અંગ રોમાંચિત થઇ ગયું. અલ્પકાળ પછી આત્મસંવરણ કરીને તેણે કહ્યું:–" પધારો પધારો. "

તારાસુંદરી મેડાપર જઈ એક નેતરની જીર્ણ–ભાંગી તૂટી ખુરસીપર બેઠી. કેશવકાન્ત મજુરનો અભાવ હોવાથી પોતે જ તારાસુંદરીનો સઘળો સરસામાન મહામુશિબતે–ગાડીવાળાની સહાયતાથી મેડાપર લઇ ગયો; પછી ગાડીવાળાએ ભાડાની માગણી કરી; પરંતુ કેશવકાન્ત પાસે બે આના ઉપરાંત એક પાઈ પણ નહોતી; તેથી તેણે તારાસુંદરી પાસે જઇને કહ્યું:–" મ્હારી પાસે પરચુરણ સિલ્લકમાં નથી સો રૂપિયાની નોટ છે તે વટાવવાની છે. એ વટાવી લાવી હું ગાડીભાડું ચુકવી આપું છું. "

" ના ના–એટલી બધી તસ્દી લેવાની સહજ પણ આવશ્યકતા નથી. લ્યો આ આઠ આના ગાડીવાળાને આપી દ્યો ' તારાસુંદરીએ કહ્યું.

તરત જ પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ કર્યા માટે અંતરમાં પરમાત્માનો આભાર માનતો માનતો કેશવકાન્ત તારા પાસેથી આઠ આના લઇ ગાડીવાળાને આપી આવ્યો, એટલે ગાડીવાળો ગાડી હાંકી ગયો.

પુનઃ તારાસુંદરી પાસે આવી બીજી એક કંતાનની આરામ ખુરસીપર બેસીને કેશવકાન્તે કહ્યું–"શ્રીમતિ! સરસ્વતી દેવીના સેવકો સાથે

લક્ષ્મીદેવીનો સંબંધ હોતો નથી; તેથી મ્હારી આ રંક ઝુંપડીમાં તમને અનેક પ્રકારની અગવડો વેઠવી પડશે, એ માટે પ્રથમથી જ હું તમારી પાસે ક્ષમાની યાચના કરું છું.”

“એ માટે તમે તમારા અંતરમાં સહજ પણ ક્ષોભ રાખશો નહિ. તમારી આ રંક ઝુંપડી મ્હને ઇંદ્રના અતુલનીય સૌન્દર્યમય રાજભુવન જેવી જ ભાસે છે.” તારાસુંદરીએ અત્યંત અતિશયોક્તિ કરતાં કહ્યું.

“હવે કહો જોઇએ કે, તમારું અત્રે એકાએક આવવું શા અભિપ્રાયથી થયું છે? તમે કારભારી મહાશયની સંમતિ લઇને અત્રે આવ્યાં છો કે?” કેશવકાન્તે પૂછ્યું.

“પ્રાણાધિક પ્રિયતમ! જે કારભારી મહાશય કિંવા મ્હારા વૃદ્ધપતિને આજ સુધી આપણે યોગિવર સમજતાં હતાં તેઓ એવા પ્રપંચપરાયણ પુરુષ તરીકે પ્રકાશમાં આવ્યા છે કે, એ વાર્ત્તાનું સ્મરણ થતાં જ તેમના માટે મ્હારા અંતરમાં અત્યંત તિરસ્કાર ઉપજે છે. હું તેમની પત્ની છું-હું તેમના સહવાસમાં ઘણા સમયથી રહેતી હતી; છતાં તેમનાં આવા કુટિલ કારસ્થાનોની મ્હને પૂર્વે સહજ પણ ખબર પડી નહોતી. તેમનાં પાપપૂર્ણ કાર્યોની તેમને ઉચિત શિક્ષા થઇ છે.” તારાસુંદરીએ પોતાનો હૃદયભાર હલકો કરવાના ઉદ્દેશથી કહ્યું, અને ત્યાર પછી તેણે બનેલી સઘળી બિના વિસ્તારથી કેશવકાન્તને કહી સંભળાવી. સંપૂર્ણ હકીકત સાંભળી રહ્યા પછી કેશવકાન્તે કહ્યું:-

“તમે જાણો છો કે, આ જગતમાં જેટલા અધર્મ અને પાપ કર્મો થાય છે તે જર, જોરુ અને જમીન માટે જ થાય છે. આજકાલ અનેક બિનવારસ શ્રીમંત બાળકોના ટ્રસ્ટીઓ આવી રીતે વિશ્વાસઘાત કરી હક્કદારના હક્કને ડુબાવી પોતે પારકા પૈસાથી ગાડી, વાડી ને લાડીમાં ગુલતાન રહે છે; છતાં તમારા વૃદ્ધ પતિ આટલા બધા ચાણાક્ષ અને ચાણક્યના જેવા બુદ્ધિવિદ્યાવિશારદ હશે એમ હું ધારતો નહોતો. આજ સુધી હું તેમને એક ધર્માત્મા પુરુષ તરીકે જ પિછાનતો હતો. હશે, જે થયું તે ખરું. તમારા શિરપર જે મહાભારત સંકટ આવી પડયું છે એ માટે હું ઘણો દિલગીર છું; કિન્તુ ‘ईश्वरेच्छा बलीयसि’ એ સૂત્રાનુસાર બનેલા બનાવ માટે શોક કરવો વૃથા છે.” કેશવકાન્તે ગંભીરભાવ દર્શાવીને કહ્યું.

“હૃદયેશ્વર! આ બનાવથી મ્હને સહજ પણ શોક થતો નથી. એ

પચાસ વર્ષ પૂરાં કરી વનમાં વિહાર કરવા નીકળેલા ઘરડા ખચ્ચરે મ્હારા સ્ત્રીજીવનનો સર્વનાશ કર્યો છે. તેના માટે મ્હારા અંતરમાં કોઇ પણ દિવસે પ્રેમ ઉત્પન્ન થયો નહોતો, નહિ તો હું તમારા જેવા પ્રેમિકને આત્મદાન અને દેહદાન કિંવા મ્હારું યથાસર્વસ્વ સમર્પણ કરત નહિ. હવે જીવનપર્યંત તે કારાગારનું અસહ્ય કષ્ટ ભોગવનાર છે, તેથી હું તેની સઘળી સંપત્તિ મ્હારી સાથે લઇ આવી છું. જ્યારે હું રામપુરથી નીકળી ત્યારે સમસ્ત સંપત્તિ લઈ વડોદરે મ્હારાં માતાપિતા પાસે જવાનો મ્હારો વિચાર હતો; કિન્તુ અહીં આવ્યા પછી મ્હારો એ નિશ્ચય બદલાઇ ગયો છે. મ્હારાં માતાપિતાએ દ્રવ્યલોભને આધીન થઇને જ મ્હારી આવી દુર્દશા કરી છે, માટે હવે તેમના આશ્રયમાં જઇને રહેવાનો મ્હારો વિચાર નથી. મ્હારી પાસેનું અઢળક દ્રવ્ય હું તેમને આપવાને ઇચ્છિતી નથી." તારાસુંદરીએ પોતાનો વિચાર વિસ્તારપૂર્વક નિવેદન કર્યો.

અલ્પકાળ સુધી કેશવકાન્તે પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યો, પછીથી તેણે કહ્યું:—"ત્યારે હવે ક્યાં જઇને રહેવાનો તમારો વિચાર છે?"

"કેશવકાન્ત! જગત્‌માં પશુ પક્ષીઓની પણ જોડી હોય છે. જોડી હોવી એ જ જાણે કે સમસ્ત જગત્‌નું વિધાન છે. જોડી સિવાય જાણે કે જગત્‌માં શાન્તિ જ નથી! બે આત્માનું ઐક્ય થયા સિવાય સુખ પ્રાપ્ત થતું નથી. પહેલાં હું આ પ્રકાર જાણતી નહોતી; પરંતુ વિશ્વવિજયી મદનદેવતાના બાણનો જ્યારથી આ અબળાના હૃદયમાં આઘાત થયો છે ત્યારથી 'જોડી વીણ જન્મ વૃથા લેખાય' એ વાર્ત્તાનો પૂર્ણ અનુભવ થયો છે. હું નિરંતર તમારું જ સહવાસસુખ મેળવવાને ઇચ્છું છું. કેશવકાન્ત! રાત્રિ દિવસ આ સેવિકા તમારી જ મનમોહન મદનમૂર્ત્તિનું સ્મરણ કર્યા કરે છે. જ્યારે જ્યારે તમારા મ્હોંપર હાસ્ય જોવામાં આવે છે ત્યારે હું અતિ આનંદિતા થઉં છું. સુધાકર—ચંદ્રનાં કિરણોથી પ્રશાન્ત સાગરનાં મોજાં પણ તે પ્રમાણે નહિ ઉછળતાં હોય! તમારો રસભીનો મધુર કંઠસ્વર સાંભળી હું એટલો બધો આનંદ પામું છું કે ન પૂછો વાત! લોહ ચુમ્બકને જોઈ લોઢાનાં રજકણો તેને ભેટવા જેટલી ત્વરાથી ખેંચાય તેથી સેંકડોગણી ત્વરાથી મ્હારું હૃદય તમને ભેટવા ખેંચાય છે. હું ધારું છું કે, તમે કૃપા કરી મ્હારા અંગની અગન બુઝાવશો." તારાસુંદરીએ આકર્ષણીય અને હૃદયાકર્ષક વચનોદ્વારા કેશવકાન્તના સહવાસસુખની માગણી કરી.

" પ્રાણેશ્વરિ ! તમે જાણે છે કે, હું પરણેલો છું. જો હજી સુધી હું કૌમાર્યવ્રતનું પ્રતિપાલન કરતો હોત તો તમારી સઘળી ઇચ્છાઓ હું સહેલાઇથી પરિપૂર્ણ કરી શકત." કેશવકાન્તે બાધાનું કારણ કહ્યું.

" આ સ્થળે વિચાર કરવામાં તમારી મ્હોટી ભૂલ થાય છે. એક સામાન્ય કારણથી તમારી પત્ની તમારો ત્યાગ કરી પિયરમાં ચાલી ગઈ છે. એ હવે પાછી તમારા ગૃહસંસારમાં આવશે કે કેમ એ એક શંકાયુક્ત પ્રશ્ન છે. આવી સ્ત્રીથી સંસારમાં તમે શું સુખ અનુભવી શકશો ? વળી સઘળાં સુખોનું મૂળ દ્રવ્યમાં સમાયલું છે. દ્રવ્યનો પણ તમારી પાસે ઘણો અભાવ છે, માટે સ્વાર્થી સગાંવ્હાલાંના સ્નેહનો ત્યાગ કરી મ્હને તમારી સંસારસહચરી તરીકે આશ્રય આપો, અને મ્હારું દારુણ કષ્ટ કાપો. મ્હારી પાસે લગભગ એક લાખ રૂપિયા જેટલી સંપત્તિ છે. કોઈ દૂર દેશમાં જઈ એટલી સંપત્તિમાંથી આપણે આપણું અવશિષ્ટ આયુષ્ય વિભવવિલાસ અને સુખ ઐશ્વર્ય ભોગવવામાં પસાર કરી શકીશું." કેશવકાન્તના હૃદયને પીગળાવવાનો તારાએ પ્રયત્ન કર્યો.

તારાના મુખમાંથી ' એક લાખ રૂપિયા ' એ ત્રણ શબ્દ સાંભળવામાં આવતાં જ કેશવકાન્ત વિસ્મિત અને આશ્ચર્યચકિત બની ગયો; છતાં તેણે સમયનો વિચાર કરી આત્મસંવરણ કર્યું, તથા તારાનાં વચનોપર તે વિચાર કરવા લાગ્યો. તેની વિચારમગ્ન મુખમુદ્રા જોઈ તારા પુનઃ કહેવા લાગી:—" પ્રિયતમ ! મ્હારા તમારા પ્રત્યેના સ્વાર્થશૂન્ય સ્નેહની એક વખત તમે તમારા અંતરમાં કલ્પના કરી જુઓ. જો મ્હારી પ્રાર્થના—મ્હારી વિનંતિ તમે નહિ સ્વીકારો તો આ સંસાર મ્હારા માટે નરકાગાર સમાન બની જશે."

ઘણા સમય સુધી કેશવકાન્તે વિવિધ પ્રકારના વિચારો કર્યા. નોકરી કરીને કિંવા સરસ્વતીની સેવા કરીને તે કદાપિ એક લાખ રૂપિયાનું દર્શન સુદ્ધાં કરી શકે તેમ નહોતો. એક લાખ રૂપિયાના લોભનો તેનાથી ત્યાગ કરી શકાયો નહિ; તેથી તેણે કહ્યું:–"આરાધ્યદેવિ ! તમને સુખી કરવા માટે હું નિરંતર તત્પર છું. તમને સુખી કરવા માટે હું મ્હારાં માનપ્રતિષ્ઠાપર, સમાજપર અને આત્મીય સ્વજનોનાં સ્વાર્થમય હૃદયપર પદાઘાત કરવાને તત્પર છું; પરંતુ જ્યાં સુધી આપણે બન્ને જણાં ગુપ્ત રીતે કોઇ અજાણ્યા સ્થળે બહુ દૂર નહિ જઇને રહીએ ત્યાં સુધી આપણે ઘણી સાવધાનતા રાખવી પડશે."

"એ માટે તમે નિશ્ચિંત રહો. જ્યારે તમે મ્હારી પ્રાર્થના કૃપાભાવે સ્વીકારી છે ત્યારે પછી ચિંતા કરવા જેવો એક પણ વિષય અવશિષ્ટ રહ્યો નથી. આજે રાત્રે જ આપણે અહીંથી મુંબાઈ ચાલ્યાં જઇશું, અને ત્યાં કોઇ ગુપ્ત સ્થળે એક ભાડાનું મકાન રાખી પતિપત્ની તરીકે નિવાસ કરીશું. વળી આપણે આપણાં ખરાં નામ પણ બદલી નાખીશું હવેથી આ સેવિકા રજની નામથી ઓળખાશે અને આપ ચંદ્રકાન્ત તરીકે ઓળખાશો." તારાએ શુભ કાર્યને સત્વર સંપન્ન કરી નાખવાના વિચારથી કહ્યું. કેશવકાન્તને પણ આ યુક્તિ સર્વાંશે યોગ્ય લાગી, અને બન્ને જણાં મુંબાઇ પ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યાં.

મેઇલ ટ્રેન ભરૂચથી રાત્રે લગભગ એક વાગ્યાના સુમારે મુંબાઇ તરફ જતી હોવાથી આ પ્રણયીયુગ્મનું પલાયનકાર્ય કોઇના જાણવામાં આવે તેમ નહોતું. રાત્રે સઘળી તૈયારી કરી, સ્ટેશને જઈ સેકન્ડક્લાસની બે ટિકીટો કઢાવી યથા સમયે ટ્રેનમાં બેસી કેશવકાન્ત અને તારાસુંદરી સઘળો સરસામાન સાથે લઈ મુંબાઇ તરફ રવાના થયાં. આજે કેશવકાન્ત કવીશ્વરે જે આનંદ અનુભવ્યો તેનું યથાર્થ વર્ણન આ નિર્જીવ લેખિનીદ્વારા થઇ શકે તેમ નથી.

---

## પ્રકરણ ૩૫ મું.

### કેસની તપાસ.

"કિસ્મત હમારી આજ યે ક્યસી બદલ ગઈ;
દોલત વો આકે હાથમેં ઝટપટ નિકલ ગઇ !"

મધ્યાન્હકાળ વીતી ગયો હતો. રામપુરમાં જાગીરદાર મહાશયના પ્રાસાદ સ્હામે આજે અસંખ્ય જનો એકત્ર થયેલાં જેવામાં આવતાં હતાં. એ લોકોની વચ્ચેનો કેટલોક ભાગ સુવ્યવસ્થિત કરી રાખેલો જેવામાં આવતો હતો. એક બાજુએ એક ઉંચી વેદિ નિર્મિત થઈ હતી. તેના પર ઇંગ્રેજી અદાલતના અનુકરણથી વિચારાસન કિંવા ન્યાયાસન સજ્જિત થયું હતું. કેટલીક મખમલથી મઢેલી ખુરસીઓ સ્હામે એક ટેબલ ગોઠવેલું હતું. એ ટેબલપર કાગળ, કલમ, ખડીઓ આદિ લેખનસામગ્રી પડેલી હતી. એકાએક સઘળાં મનુષ્યો ઉઠી ઉભાં થયાં.

ભરૂચના પોલિસખાતાના વડા અધિકારી મિ૦ લૅમ્બર્ટ પ્રિયકાન્તનો હાથ પકડી તથા વિનયચંદ્રને સાથે લઇ એ વેદિના ઉપર જઇને ઉભા રહ્યા. પોલિસ સિપાહીઓએ દુર્લભરાયને તેમની પાછળ લાવી ઉભો રાખ્યો. આ પ્રસંગે પણ પ્રિયકાન્તે ભગવાં વસ્ત્રો પહેરેલાં હતાં. લૅમ્બર્ટસાહેબે અપરાધીને લઈ આવવાની આજ્ઞા કરી, તથા વિનયચંદ્રને ન્યાયાસનપર બેસવા કહ્યું. પહેરેગીરો બંધનયુક્ત દુર્લભરાયને વેદિ આગળ લાવ્યા.

લૅમ્બર્ટ સાહેબને ગુજરાતી ભાષાનું પૂરતું જ્ઞાન નહોતું, તેમણે અડધી હિન્દી, અડધી ગુજરાતી અને અડધી અંગ્રેજી મિશ્રિત ભાષામાં સઘળા દર્શકોને સંબોધીને કહ્યું:-"મૈંય ગવર્નમેન્ટના હુકમ માફિક આ હરિદાસજી ભગતની તકિકત કરને આયા હું. ઇસિકાપર અપરાધ સાબિત હોગા તો ઉસકુ ન્યાયકે લિયે અદાલતમેં ભેજા જાયગા."

હરિદાસજીએ કહ્યું:—"આપ પોતે તપાસ કરવા માટે આવ્યા છો છતાં વિનયચંદ્રને ન્યાયાસનપર શા માટે બેસાડો છો?"

સાહેબે કહ્યું:—"Hold your tongue, you brute! મૈંય ગુજરાતી ભાષા બરાબર જાનતા નહિ હું ઇસ લિયે મિ૦ વિનયચંદ્ર સઘળી સાક્ષીઓની હકીકત ગુજરાતી ભાષામેં લિખેગા. Go on, Vinay Chandra Babu!"

સાહેબે કાગળો જોઇને કહ્યું:—"The first witness is the old chap—દુર્લભરાય."

હરિદાસે દુર્લભરાયને સંકેત કરી તેના હાથ પગની બેડીઓ કાઢી નખાવવા કહ્યું. દુર્લભરાયે કહ્યું;—"ના! ત્હારા જેવા નિષ્ઠુર રાક્ષસને હવે એક ક્ષણ માટે પણ છૂટો મૂકી શકાય તેમ નથી."

સાહેબે કહ્યું:—"Now come on!"

દુર્લભરાય વિનયચંદ્ર સ્હામે ઉભો રહ્યો.

વિનયચંદ્રે પૂછ્યું:—"સ્વર્ગીય રુદ્રનાથ મહાશય પોતાના મૃત્યુ પૂર્વે જે વિલ કરી ગયા છે તે વિલ ક્યાં છે?"

દુર્લભરાયે એક વિલ વિનયચંદ્રના હાથમાં આપતાં કહ્યું:-"આ રહ્યું એ વિલ."

"આ વિલ આપની પાસે કેવી રીતે આવ્યું?" વિનયચંદ્રે પૂછ્યું.

"આ વિલ હરિદાસ ભગતે ચોરી લીધું હતું. ત્યાર પછી મ્હને તેની પાસેથી મળ્યું હતું." દુર્લભરાયે ઉત્તર આપ્યો.

" હરિદાસે કેવી રીતે વિલ ચોરી લીધું હતું તથા તે કેવી રીતે આપની પાસે આવ્યું હતું એ સઘળી હકીકત વિસ્તારથી કહો જોઇએ."

" સાંભળો, મૃત્યુ થતાં પૂર્વે રુદ્રનાથ મહાશયે મુંબાઇના તેમના એટર્ની હૅરિસન્ સાહેબને અત્રે બોલાવી તેમની સલાહ પ્રમાણે વિલ કર્યું હતું. એ વિલમાં હરિદાસ ભગતની માત્ર સાક્ષી જ હતી. આ જુઓ વિલમાં હરિદાસની સહી છે. જો કદાચ આ સહી હરિદાસ નાકબૂલ કરતો હોય તો તેની સહીના બીજા સેંકડો કાગળો છે; એ સહીઓ સાથે આ સહીનો મુકાબલો કરી જોશો તો તમને માલૂમ પડશે કે આ સહી હરિદાસની જ છે એમાં સહજ પણ સંદેહ નથી. વિલ લખાઈ રહ્યા પછી રુદ્રનાથ મહાશયે એ વિલ પોતાના એટર્ની હૅરિસન્ સાહેબને સ્વાધીન કર્યું. ત્રણ દિવસ પછી રુદ્રનાથ મહાશયનું મુંબઇમાં મૃત્યુ થયું. એ પ્રસંગે હરિદાસ ત્યાં હાજર હતો. એ વખતે હું ભરુચમાં મુખત્યારી કરતો હતો. હરિદાસ જાણતો હતો કે, હું વિવિધ પ્રકારના હસ્તાક્ષર લખી શકું છું. તેણે મ્હારી પાસે આવીને કોઇ પણ પ્રકારના ભોગે રુદ્રનાથ મહાશયનું કરેલું અસલ વિલ તેમની તિજોરીમાંથી ચોરી તેના બદલે એ તિજોરીમાં બીજું બનાવટી વિલ મૂકી દેવાને કહ્યું ! પ્રથમ તો હું હરિદાસનાં આ વચનોને સંમત થયો નહિ; પરંતુ એ દુરાત્માએ મ્હને અનેક પ્રલોભનો દર્શાવીને અંતે સંમત કર્યો. આ કાર્ય માટે મ્હને પુષ્કળ રૂપિયા રોકડા તથા વાર્ષિક બે હજાર રૂપિયાની રકમ આપવાને એ રાક્ષસ કબૂલ થયો. દ્રવ્યલોભથી હું એના પાપ પૂર્ણ પ્રસ્તાવને સંમત થયો; પરંતુ મ્હેં તેને એમ કહ્યું કે, 'બન્ને વિલ જામિન તરીકે મ્હારી પાસે રહેશે.' ત્યાર પછી અમે બન્ને જણા હૅરિસન્ સાહેબના હેડકલાર્ક પાસે ગયા. એના અંતરમાં પણ દ્રવ્યપ્રાપ્તિની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ. એ પાંચહજાર રૂપિયા લઇ અમારું કાર્ય કરવાને તૈયાર થયો. તેણે હૅરિસન્ સાહેબની તિજોરીમાંથી રુદ્રનાથ મહાશયનું વિલ ચોરી લાવી મ્હને આપ્યું ! વિલ મળતાં જ બરાબર એવા જ હસ્તાક્ષર કાઢીને મ્હેં એક બનાવટી વિલ તૈયાર કર્યું. તેની એક નકલ મ્હારી પાસે રાખી અસલ વિલના બદલે એ બનાવટી વિલ હૅરિસન્ સાહેબની તિજોરીમાં મૂકી દેવા મ્હેં તેમના હેડકલાર્કને આપ્યું. એ હેડકલાર્કે પુનઃ હૅરિસન્ સાહેબની ચાવીની ચોરી કરીને, તિજોરી ઉઘાડી એ બનાવટી વિલ એમાં મૂકી દીધું. " દુર્લભરાયે સઘળા પાપનો પ્રકાશ કરતાં કહ્યું.

"પરંતુ આટલું બધું જોખમ ખેડી અસલ વિલના બદલે એક બનાવટી વિલ હૅરિસન્ સાહેબની તિજોરીમાં રાખવાથી હરિદાસને શો સ્વાર્થ સર્યો? તમે કહો છો ને કે, અસલ વિલ પ્રમાણે જ બનાવટી વિલ તૈયાર કરવામાં આવ્યું હતું?!" વિનયચંદ્રે પૂછ્યું.

"ના જી. અસલ વિલમાં અને બનાવટી વિલમાં સંપૂર્ણ પ્રભેદ હતો. આપ આ બનાવટી વિલની નકલ જુઓ, તથા એ બન્ને વિલ વાંચી જુઓ જેથી આપને માલૂમ પડશે કે એ બન્ને વિલમાં આસ્માન અને અવનિ જેટલો પ્રભેદ છે." દુર્લભરાયે બનાવટી વિલની નકલ વિનયચંદ્રના હાથમાં આપતાં કહ્યું.

"ક્યાં કેટલો પ્રભેદ છે, એટલું જ આપ બતાવોને?" વિનયચંદ્રે કહ્યું.

"આ જુઓ, અસલ વિલમાં એમ લખ્યું છે કે, 'મ્હારા મૃત્યુ પશ્ચાત્ મ્હારા વિશ્વાસુ કર્મચારી વિનયચંદ્ર, મ્હારો જ્યેષ્ઠ પુત્ર પ્રિયકાન્ત એકવીસ વર્ષની ઉમ્મરનો થાય ત્યાં સુધી મ્હારી સઘળી વિષય–સંપત્તિના રક્ષક રહેશે.' ઇત્યાદિ. બનાવટી વિલમાં આ સઘળી હકીકત છે; માત્ર એક નામનું જ પરિવર્તન કરવામાં આવ્યું છે. 'વિનયચંદ્ર'ના બદલે હરિદાસજી ભગતનું નામ લખવામાં આવ્યું છે. વળી આપ જોઇ શકશો કે, અસલ વિલમાં જે જે સ્થળે વિનયચંદ્ર નામ લખેલું છે તે તે સ્થળે બનાવટી વિલમાં હરિદાસ ભગતનું નામ લખવામાં આવ્યું છે." દુર્લભરાયે પોતાના અપરાધનો સ્ફોટ કરતાં કહ્યું.

"ત્યારે આ બન્ને વિલમાંથી અસલ વિલ કયું અને બનાવટી કયું તેની સાબિતી શી છે?" વિનયચંદ્રે પૂછ્યું.

દુર્લભરાયે કહ્યું:—"હૅરિસન્ સાહેબે રુદ્રનાથ મહાશયનું મૃત્યુ થયું તેના બીજા દિવસે મુંબાઇના સબ રજીસ્ટ્રારને એક દરખાસ્ત કરી આ અસલ વિલની એક અવિકલ નકલ તથા તેનો ઇંગ્રેજી અનુવાદ દાખલ કરી, રજીષ્ટર કરી રજીસ્ટ્રારની ઑફિસમાં રાખ્યો હતો. હું તેમજ હરિદાસ પહેલાં આ વાત જાણતા નહોતા. હમણાં હૅરિસન્ સાહેબના હેડકલાર્કે જ્યારે પોતાના સઘળા અપરાધો કબૂલ કર્યા ત્યારે તેણે પોતે જ આ સઘળી હકીકત મ્હને કહી સંભળાવી હતી. મ્હેં રજીસ્ટ્રારની ઑફિસમાંથી હૅરિસન્ સાહેબની દરખાસ્તની નકલ અને રજીષ્ટર કરવામાં આવેલા વિલની નકલ મેળવી છે. લ્યો, એ નકલો હું આપને સ્વાધીન કરું છું." દુર્લભરાયે હરિદાસજીના અપરાધને સાબિત કરતાં કહ્યું.

"હમણાં હૅરિસન્ સાહેબનો હેડકલાર્ક ક્યાં છે ?" વિનયચંદ્રે પૂછ્યું.

"હમણાં એ કાચી જેલમાં છે. હરિદાસજી ભગતની સાથે તેના અપરાધોનો પણ નામદાર અંગ્રેજ સરકારના ન્યાયમંદિરમાં વિચાર થશે."

દુર્લભરાયે હરિદાસજી તરફ જોઇને કહ્યું:—"વળી આ યોગિવર પરમભક્ત હરિદાસના ઇષ્ટગુરુ પ્રેતોદ્ધાર પરમહંસના નામપર વૉરન્ટ નીકળ્યું છે. ગુરુશિષ્ય કારાવાસમાં સાથે નિવાસ કરી દળણાં દળશે !"

અત્યાર સુધી હરિદાસજી મૌન ધારણ કરી ઉભા રહ્યા હતા. હવે તેમણે મૌનનો ભંગ કરી શુષ્ક કંઠે કહ્યું:—"અને તમારા અપરાધોનો ન્યાય નહિ થાય કે ? ખરા ગુન્હેગાર તો તમે જ છો ! જો તમે મ્હને સહાયતા ન કરી હોત તો મ્હારા હાથે આવા ગંભીર ગુન્હાઓ થાત જ નહિ."

દુર્લભરાયે વિકટ હાસ્ય કરીને કહ્યું:—"એ માટે તમારે ચિંતા કરવાનું પ્રયોજન નથી. પ્રથમથી જ સાહેબ બહાદુરે મ્હારા સકળ અપરાધોની મ્હને માફી આપી, મુખ્ય સાક્ષી તરીકે મ્હારી જુબાની લેવાનો આદેશ કર્યો છે."

સાહેબે હસીને કહ્યું:—"Tendered pardon already—Now go on."

વિનયચંદ્રે કહ્યું:—"ઘણા દિવસથી એટર્ની હૅરિસન્ સાહેબનું મૃત્યુ થયું છે. તેમણે મૃત્યુ પૂર્વે વિનયચંદ્રનું પેલું વિલ આપ્યું કેમ નથી ?"

દુર્લભરાયે કહ્યું:—"તેઓ જાણતા હતા કે, વિનયચંદ્ર એ વિલ સંબંધીની સઘળી હકીકત જાણે છે. વળી તેઓ એમ પણ ધારતા હતા કે, અસલ વિલની એક નકલ વિનયચંદ્ર પાસે હોવી જ જોઇએ. હૅરિસન્ સાહેબે પોતાના મૃત્યુ પૂર્વે વિનયચંદ્રને એવા અર્થનો એક ટેલિગ્રામ મોકલ્યો હતો કે, "વિલ ચોરાયું છે. આપ સત્વર મ્હને મળો." એ ટેલિગ્રામ પણ મ્હારી પાસે છે તે હું આપને સ્વાધીન કરું છું. હરિદાસજીએ વિનયચંદ્રની પ્રવંચના કરીને એ ટેલિગ્રામ હસ્તગત કર્યો હતો. હૅરિસન્ સાહેબના મૃત્યુ પશ્ચાત્ વિનયચંદ્રને મુંબાઇ લઇ જઇ, પુનઃ હૅરિસન્ સાહેબના હેડકલાર્ક સાથે મસલત કરી, એ અસલ વિલ તેના હાથમાં આપી, બનાવટી વિલને અસલ તરીકે સાબિત કરી, પોલિસની સહાયતાથી અનેક મિથ્યા સાક્ષીઓ મેળવી અદાલતમાંથી તેમને સાત વર્ષ સુધીની દેશનિકાલની સજા કરાવી હતી. એ પ્રબળ

શોકનો આઘાત સહન નહિ કરી શકાયાથી વિનયચંદ્રનાં સાધ્વી સ્વરૂપિણી સહધર્મિણી અકાળે આ અસાર સંસારનો પરિત્યાગ સ્વર્ગવાસિની થયાં હતાં. આ પ્રકાર સઘળા ગ્રામવાસીએ જાણે છે. આ પ્રકારના બનતાં પૂર્વે વિનયચંદ્રની પુત્રી સાથે રજનીકાન્તનો વિવાહ કરવાની છળના દર્શાવીને હરિદાસ તેમને ભરુચ લઇ ગયો હતો. ત્યાંથી પાછા આવી, વિવાહનું ખરચ નિભાવવા માટે ત્રણ હજાર રૂપિયા આપવાને કબૂલ થઈ, તેમની સઘળી વિષયસંપત્તિ કબજામાં રાખી ત્રણ વર્ષ પૂર્વેની તારીખ નાખી રજીષ્ટર કરનારને દ્રવ્યલોભથી વશીભૂત કરી એ કરારખતને રજીષ્ટર કરાવવામાં આવ્યું હતું. વિનયચંદ્રભાઇને દેશનિકાલની સજા થયા પછી તથા તેમની સહધર્મિણીનો સ્વર્ગવાસ થયા પછી ખોટી ફરિયાદ કરી ડિક્રીનો હુકમ મેળવી તેમની વીણાપાણિના જેવી બાળિકાને રસ્તે રખડતી ભિખારિણી કરી દેવાનો દુરાત્મા હરિદાસે નિશ્ચય કર્યો હતો. એ વાર્ત્તા પણ ગામના સર્વે લોકો જાણે છે. ”

“ પ્રિયકાન્તભાઇને શામાટે અને કેવી રીતે હરિદાસજીએ અરણ્યવાસી કર્યા હતા એ હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવો.” વિનયચંદ્રે કહ્યું.

“ નરરાક્ષસ હરિદાસે તેમનો જીવ લેવાના વિચારથી જ તેમને વનવાસી કર્યા હતા. મુંબઇમાં તેમનું ખૂન કરતાં કદાચ સત્ય ઘટના પ્રકાશિત થઇ જાય એવા ભયથી એ રાક્ષસે તેના ગુરુ પ્રેતોદ્ધાર પરમહંસ સાથે મસલત કરી, ગોપાળદાસદ્વારા પ્રિયકાન્તભાઇનાં પત્નીના અસત્ય મૃત્યુ સમાચાર પત્રમાં લખી મોકલી તેમને જનશૂન્ય પાર્વત્યપ્રદેશમાં મોકલી દીધા હતા. આ જુઓ, હરિદાસે લખેલા એ પત્રની નકલ મ્હેં મ્હારી પાસે રાખેલી છે. ત્યાર પછી થોડાં વર્ષના અંતરે એ કુટિલ કારભારીએ ત્રણ માણસોને દ્રવ્યલોભ દર્શાવી પ્રિયકાન્તભાઇનું ખૂન કરવા મોકલ્યા હતા. તેઓ સર્વે અત્રે ઉપસ્થિત છે. હવે આપ તેમની જુબાની લ્યો. ” દુર્લભરાયે સંક્ષિપ્તમાં સઘળો સત્ય ખુલાસો કર્યો.

ધીમે ધીમે હરિદાસજીનું મ્હોં વિશેષ મલિન બની ગયું તેમની રાક્ષસી મહાત્વાકાંક્ષાની પાપના પાયા ઉપર ઉભી થયેલી ક્ષણભંગુર ઇમારત સત્યની પ્રબળતાથી જમીનદોસ્ત થઈ ગઈ. અગાધ સાગરમાં ડુબતો માણસ જીવનસંરક્ષણની આશાથી તૃણખંડ ધારણ કરે એવી રીતે હરિદાસજીએ પોતાના બન્ને હાથ જોડી શુષ્ક કંઠે કંપતાં કંપતાં

પ્રિયકાન્ત તરફ જોઇને કહ્યું:–"પ્રિયકાન્તભાઈ! આપ તો સારી રીતે જાણો છો કે, નિરંતર યોગાભ્યાસ સિવાય મ્હેં અન્ય એક પણ કાર્ય કર્યું નથી. હું સંસારની જટિલતા બિલકુલ સમજી શકતો નથી. મ્હેં જે સઘળાં અનુચિત કાર્યો કર્યા છે તે યોગના નીશાથી જ કર્યા છે. હવે દયા કરી આપ મ્હને ક્ષમા આપો. હું લોકાલયનો પરિત્યાગ કરી એકાન્ત અરણ્યમાં જઈ મ્હારું અવશિષ્ટ આયુષ્ય યોગાભ્યાસ કરવામાં પસાર કરીશ."

પ્રિયકાન્તના મુખમંડળપર મૃદુહાસ્યરેખાએ દર્શન દીધું. તેણે હરિદાસનાં આ વચનોના ઉત્તરમાં કાંઈ કહ્યું નહિ. દુર્લભરાયે હસીને કહ્યું:—"ઓ યોગિવર હરિદાસ! અદ્યાપિ ત્હારા યોગનો નીશો અદ્રશ્ય થઇ ગયો નથી કે? ત્હારા જેવા યોગીઓના માટે અંગ્રેજ ગવર્નમેન્ટે અત્યુત્તમ તથા અતિ નિર્જન યોગાભ્યાસગૃહોની સ્થાપના કરી રાખી છે. તેને "Solitary cell" કહેવામાં આવે છે. એ એકાન્ત સ્થળે રહી તું જીવનપર્યન્ત યોગાભ્યાસ કર્યા કરજે. એ સ્થળે જો યોગાભ્યાસ કરવામાં સહજ પણ વિલંબ થશે તો કાળી ડગલીવાળા તને દંડપ્રહાર કરી પાછા ત્હારી પાસે યોગસાધનાની પ્રવૃત્તિ કરાવશે."

ત્યાર પછી ગોપાળદાસ, કપટશંકર, કાળિદાસ અને કરીમઅલીની જુબાની લેવામાં આવી.

પ્રેક્ષકો અત્યાર સુધી શાન્ત અને સ્થિર થઈ રહી આ ભયંકર હકીકત સાંભળતા હતા. એક પ્રતિષ્ઠિત ગામવાસીએ ઉઠી સાહેબ પાસે જઇને કહ્યું:–"અમારો સર્વેનો માત્ર આપ સાહેબને એટલો જ અનુરોધ છે કે, શયતાન હરિદાસને આ ગામમાં જ સઘળાં મનુષ્યોના દેખતાં આપ ફાંસીએ ચઢાવો."

સાહેબે હસીને કહ્યું:—"Oh, I see! I wish I had the power to do it!"

એ દિવસે યોગિરાજ હરિદાસ ભગતના કેસની તપાસ આટલેથી બંધ થઈ.

## પ્રકરણ ૩૬ મું.

### પાર્વતીનું સ્નેહાર્દ્ર હૃદય.

"શું કહો છો, કાકીજી? આજે તો તમારું મ્હોં અત્યંત પ્રસન્નતાપૂર્ણ જોવામાં આવે છે! વળી આજે તમને આટલું બધું હસવું કેમ આવે છે?"

પાર્વતીએ ચપળાનાં આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:–"કોણ ચપળા કે? તું આવી છે કે? આજે તો હસી હસીને મ્હારું પેટ ફુલી ગયું છે!"

"આજે આટલું બધું હસવું આવવાનું શું કારણ છે, કાકીજી?" ચપળાએ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"મ્હારી નિર્મળાનો આ ફાલ્ગુન માસની ત્રયોદશીને દિવસે વિવાહ થવાનો છે." પાર્વતીએ પોતાના આનંદનું કારણ પ્રદર્શિત કર્યું.

"તમે શું કહો છો? નિર્મળા બ્હેનનો વિવાહ થશે? કોની સાથે થશે? એ સંબંધી હું તો કાંઇ જાણતી જ નથી." ચપળાએ અજ્ઞાનતા દર્શાવી.

"જા જા મ્હારી સાથે પણ ઠઠ્ઠામશ્કરી કરતાં શરમાતી નથી કે?" પાર્વતીએ સહજ રોષ દર્શાવ્યો.

"પરંતુ તમે આજે આટલાં બધાં હસો છો કેમ એ જાણવાની મ્હારી ઇચ્છા છે?" ચપળાએ પ્રશ્ન કર્યો.

"આવતી ત્રયોદશીના શુભ દિવસે મ્હારી નિર્મળાનો રજનીકાન્ત સાથે વિવાહ થવાનો હોવાથી મ્હેં અનંગમોહિની પાસે જઇને તેમને પૂછ્યું હતું કે, 'આ વિવાહ પ્રસંગે મ્હારે શાં શાં કાર્યો કરવાનાં છે, તે મ્હને કહો?' આ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે, "પાર્વતી માશી, આજથી તમારે એક અત્યંત આવશ્યકીય કાર્ય કરવાનું છે.' મ્હેં કહ્યું, 'શું આવશ્યકીય કાર્ય કરવાનું છે?' અનંગમોહિનીએ કહ્યું:–" લગ્ન પ્રસંગે હું મ્હારી નિર્મળાને વિવિધ પુષ્પાલંકારોથી વિભૂષિતા કરવાની અભિલાષા રાખું છું. ભરુચથી એક બે માળીઓને તેડાવ્યા છે. આ કાર્ય માટે ઘણાં પુષ્પો જોઇશે; માટે આજથી તમે

પુષ્પો મેળવવાનો પ્રયત્ન કરો. ક્યા ક્યા ગામમાં કોના પુષ્પો ધાનમાંથી ક્યી ક્યી જાતનાં પુષ્પો મળશે તેની તમે તપાસ કરો.' આ વચનો સાંભળી હસી પડીને મ્હેં કહ્યું:—"વાહરેવાહ! સોના રૂપાનાં ઘરેણાં ઘડાવવાનાં મૂકી તમે મ્હારી નિર્મળા માટે પુષ્પોનાં જ ઘરેણાં તૈયાર કરાવશો કે? વળી વિવાહને હજી પંદર દિવસનો વિલંબ છે ત્યાં સૂધીમાં જોઇએ એટલાં પુષ્પો મળી શકશે. એ માટે અત્યારથી પ્રયત્ન કરવાની જરૂર નથી.' પછીથી અનંગમોહિનીએ કહ્યું:–"પાર્વતીમાશી, હું સંન્યાસીની સહધર્મિણી છું. સોના રૂપા સાથે હવે મ્હારો વિશેષસંબંધ નથી વળી આ સમસ્ત વિશ્વસંસારમાં કોઈ અત્યંત પવિત્રતાપૂર્ણ વસ્તુ હોય તો તે પુષ્પો જ છે. દેવદેવાદિપર પણ ભાવિક હિન્દુઓ ભક્તિગદ્ગદ્ અંતઃકરણથી પુષ્પાલંકારો પહેરાવે છે, તેથી સંસારમાં સ્વર્ગની દેવી સ્વરૂપિણી નિર્મળાને હું વિવિધ પ્રકારના પુષ્પાલંકારોથી જ વિભૂષિતા કરીશ.' ચપળા! કહે જોઇએ કે આવાં વચનો સાંભળવામાં આવ્યાથી કોને હસવું ન આવે? અનંગમોહિનીનો ઉન્માદ અદ્યાપિ દૂર થયો હોય એમ મ્હને લાગતું નથી." પાર્વતીએ પોતાના હાસ્યનું કારણ વિસ્તારથી નિવેદન કર્યું.

"કાકીજી, જ્યારથી પ્રિયકાન્તભાઇનું પુનરાગમન થયું છે એ દિવસથી જ અનંગમોહિનીનો સઘળો ઉન્માદ દૂર થઈ ગયો છે. પ્રિયકાન્તભાઇએ પ્રણયમંત્ર ફુંકી અનંગમોહિનીના સઘળા વ્યાધિઓ દૂર કરી દીધા છે." ચપળાએ કહ્યું.

"ત્યારે તેમણે આવો દુરાગ્રહ શામાટે કરવા માંડ્યો છે? પુષ્પોનાં ઘરેણાં મ્હારી નિર્મળા પહેરે એ મ્હારાથી તો જોઇ નહિ શકાય." પાર્વતીએ સહજ રોષમિશ્રિત સ્વરે કહ્યું.

"કાકીજી, તમે કાંઈ જાણતાં નથી તેથી જ આમ બોલો છો. દુર્લભરાય દશહજાર રૂપિયા લઈ નિર્મળા બ્હેન માટે સુવર્ણાલંકારો ખરીદી લાવવા મુંબાઇ ગયા છે, હવે તો તમને શાન્તિ થઇને?" ચપળાએ ખુલાસો કર્યો.

"ચપળા! હવે મ્હારા મનમાં મ્હને એક જ પ્રકારનું દુઃખ થયા કરે છે. જો કે મ્હારી નિર્મળા થોડા દિવસમાં જ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી સુખી થશે; પરંતુ આ સુખ વસુમતીના નસીબમાં જોવાનું નહોતું તેથી તેણે અકાળે જ આલોકનો ત્યાગ કર્યો છે. જો

હમણાં એ જીવતી હોત તો તે કેવો અપૂર્વ આનંદ અનુભવત ?" આટલાં વાક્યો ઉચ્ચારતાં ઉચ્ચારતામાં પાર્વતીનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું.

"પાર્વતી કાકી, આવા શુભ સમયે અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવો છો એ વ્યાજબી નથી." ચપળાએ કહ્યું.

પછીથી ચપળા અને પાર્વતી છૂટાં પડયાં.

---

## પ્રકરણ ૩૭ મું.

### શુભ વિવાહ.

ફાલ્ગુન માસની શુક્લત્રયોદશીના શુભ દિવસે રજનીકાન્ત સાથે નિર્મળાનો શુભ વિવાહ થનાર હતો. ધીમે ધીમે એ શુભ દિવસ આવી પહોંચ્યો. રાત્રિનો સમય થયો. પૂર્ણચંદ્રે હસતાં હસતાં પૂર્ણ ગૌરવથી આસ્માનમાં ઉપસ્થિત થઇને દર્શન દીધું. 'સ્વર્ગ-સદન'નું શોભાસૌન્દર્ય જોઈ નેત્રો અંજાઇ જતાં હતાં. પંખીઓ વૃક્ષોની ડાળીઓપર બેસી કર્ણપ્રિય સંગીત ગાઈ રહ્યાં હોય એવો ભાસ થતો હતો. વાયુદેવતા પુષ્પોની સુગંધિ હરી લઇને સ્વચ્છંદતાથી વિહરતા હતા. ચંચળા, પ્રેમ-વિહ્વળા, વસન્તવાયુના સ્પર્શથી અધીરા સરિતા પૂર્ણ સોહાગથી પૂર્ણ-શશીને આલિંગન કરી પૂર્ણવેગથી પ્રવાહિતા થતી હતી.

આજે અનંગમોહિની પુષ્પાલંકારોથી નિર્મળાને વિભૂષિતા કરતી હતી. પુષ્પાલંકારો તૈયાર કરાવવા માટે તેણે મુંબાઇથી નિપુણ માળી અને માળણને રામપુરમાં તેડાવ્યાં હતાં. એ માળી તથા માળણે વિવિધ પ્રકારનાં રંગબેરંગી સુગંધિત પુષ્પોના અનેક મનહર અને આકર્ષક અલંકારો તૈયાર કર્યા હતા. અનંગમોહિનીએ અપાર આનંદથી નિ-ર્મળાના સુકુમાર અંગપર એ પુષ્પાલંકારો પહેરાવ્યા. ક્વચિત્ ક્વચિત્ ચંચળ વસન્તાનિલ આવી તેના કૃષ્ણ કેશકલાપને સ્પર્શ કરી તેના કાનમાં મૃદુસ્વરથી, મધુર કંઠથી કોઇ અપરિજ્ઞાત ભાષામાં, ક્યાં કયો અલંકાર પહેરવો જોઇએ એ કહેવા લાગ્યો. પુનઃ જાણે કે, તેના શિલ્પ અને નૈપુણ્યથી મુગ્ધ થઈ તેના કેશકલાપ અને કપોલને ચુંબન કરી પલાયન કરી જવા લાગ્યો !

પુષ્પસજ્જા સંપન્ન કરીને અનંગમોહિનીએ નિર્મળાને કહ્યું:— આ સ્થળે આ આયના સ્હામે ઉભી રહીને એક વખત જો જોઇએ કે, તને કેવી સુંદરતાથી સુસજ્જિતા કરી છે! તું ત્હારા સૌન્દર્યનું આયનામાં અવલોકન કરીશ ત્યાં સૂધીમાં હું પણ અલંકારવિભૂષિતા થઇને ત્હારી પાસે આવી શકીશ."

આમ કહીને નિર્મળાને આગ્રહપૂર્વક આયના સ્હામે ઉભી રાખી અનંગમોહિની ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ. તે અલંકારોની પેટી ઉપાડી એક પછી એક અલંકાર પોતાના અંગપર પહેરવા લાગી. હીરાનો એક જ્યોતિર્મય હાર તેણે પોતાના કંઠમાં પહેર્યો. ચરણોથી મસ્તક સૂધી જ્યાં જે અલંકાર શોભે ત્યાં તે અલંકાર તેણે પહેર્યો. ત્યાર પછી તેણે એક બહુમૂલ્ય આસમાની રંગની સાડી પહેરી. પછીથી તે નિર્મળા પાસે આવીને તેને કોઈ સ્થળે લઈ ગઈ.

એક એકાન્ત ઓરડામાં પ્રિયકાન્ત એકલો બારી પાસે બેસીને સહાસ્ય મુખે આકાશ તરફ દૃષ્ટિ કરી કાંઈ જોઈ રહ્યા હતો. અનંગમોહિની નિર્મળાને એ ઓરડાના દ્વાર પાસે ઉભી રહેવાનું કહી, પ્રિયકાન્ત પાસે જઇ તેના સ્કંધ પ્રદેશપર હાથ મૂકીને ઉભી રહી. જાણે કે પ્રમથપતિના પાસે અન્નપૂર્ણા શિવપુરી ઉજ્વળ મનોહર જ્યોતિનો વિસ્તાર કરીને ઉભી રહી! પ્રિયકાન્તે અનંગમોહિનીના આપાદ મસ્તકનું નિરીક્ષણ કરીને કહ્યું:—"આજે આટલા બધા અલંકારો પહેરવાની ઇચ્છા કેમ થઈ, વારુ?"

અનંગમોહનીએ કહ્યું:—"તમે જ્યારે મ્હને એકલી મૂકીને અરણ્યવાસી થયા હતા અને મ્હેં વિધવાવેશ ધારણ કર્યો હતો ત્યારે તમે પાછા આવો એટલે સર્વાંગને રત્નાલંકારોથી વિભૂષિત કરી એક વખત તમારી પાસે ઉભી રહેવાની મ્હારા અંતરમાં પ્રબળ આશા હતી."

"એ આશા તો રામપુરમાં ત્હેં પૂર્ણ કરી હતી." પ્રિયકાન્તે કહ્યું.

"આજે આ 'સ્વર્ગ–સદન' માં મ્હેં મ્હારી એ આશા પુનઃતૃપ્ત કરી છે. હજી બીજી એક આશા કિંવા ઇચ્છા હું પૂર્ણ કરીશ. મ્હારા આ જીવનની સકળ ઇચ્છાઓ પૂર્ણ થઈ છે. હવે જો તમારી કદાચ ઇચ્છા અગર સંમતિ હોય તો આજથી જ હું ભગવાં વસ્ત્રો પહેરું–પછીથી આ જીવનમાં કદાપિ હું રત્નાલંકારો પહેરીશ નહિ."

પ્રિયકાન્તે હસીને કહ્યું:—"ના! તું આવા રત્નાલંકારોથી વિ-

શેષ સુંદર દેખાય છે! અન્નપૂર્ણા કદાપિ કોઈ સમયે સંન્યાસિનીનો વેશ ધારણ કરે ખરી કે?"

"ત્યારે હું તમારી ઇચ્છાનુસાર રહીશ. જીવનપર્યંત હું આવી રીતે રાજ-રાણી જ રહીશ." અનંગમોહિનીએ કહ્યું.

"ત્હારે બીજી શી ઇચ્છા પૂર્ણ કરવી છે તે તો હવે કહે?" પ્રિયકાન્તે પૂછ્યું.

"આજથી હું મ્હારો સકળ અધિકાર મ્હારી નિર્મળાને સ્વાધીન કરી દઉં છું; હું સાંસારિક ચિંતાથી આજથી મુક્ત થઉં છું."

* * * *

એ રાત્રે ઘણા જ સમારોહથી રજનીકાન્ત સાથે નિર્મળાનો શુભ વિવાહ થઇ ગયો. રમણીઓના ગીતધ્વનિથી, વાજીંત્રોના કર્ણપ્રિય સ્વરથી, પુરોહિતના પવિત્ર મંત્રધ્વનિથી એક પ્રકારનો આનંદજનક કોલાહલ થઈ રહ્યો.

---

## પ્રકરણ ૩૮ મું.

### ભયાનક આગ કિંવા કર્મફળ.

કેશવકાન્ત અને તારાસુંદરી મુંબાઇ જઇ પરેલરોડપર આવેલી એક ગલીમાંની ચાલીમાં રહેવા લાગ્યાં. એ સ્થળે તેમણે પોતાનાં નામ ઠામ પણ બદલી નાખ્યાં હતાં. એક નોકરને રાખી બજારનું સઘળું કામકાજ તેની પાસે કરાવવામાં આવતું હતું. એક રસોઇઆને પણ માસિક દશ રૂપિયાના પગારથી રાખવામાં આવ્યો હતો. કોઈ પણ દિવસે સંધ્યાકાળ પૂર્વે કેશવકાન્ત ઘરની બ્હાર પગ કાઢતો નહોતો.

આ સ્થળે સઘળી સંપત્તિ પોતાની પાસે રાખવી તારાસુંદરીને વ્યાજબી જણાઈ નહિ; તેથી તેણે એક જનસમાજમાં સારી પ્રતિષ્ઠા પામેલી, અને ક્રેશી અધિકારીની દેખરેખ નીચે ચાલતી બેન્કમાં પોતાની પાસેની લગભગ પંચોતેર હજાર રૂપિયાની રોકડ રકમ પોતાના નામપર ડિપોઝીટ મૂકી. એ રકમના વ્યાજમાંથી બન્ને જણાં પોતાનો જીવન નિર્વાહ કોઇ પણ પ્રકારનું કષ્ટ અનુભવ્યા સિવાય નિભાવી શકે તેમ હતાં.

ધીમે ધીમે આવી રીતે એક મહિનો પસાર થઇ ગયો. કેશવકાન્તને કવિતાઓ લખવાનું જે વ્યસન લાગેલું હતું. મુંબાઇ આવ્યા પછી પણ તે છૂટયું નહોતું; તેથી તે પોતાના નવા નામથી કિંવા તખલ્લુસથી કેટલાંક ખુશામદીઆં પત્રોમાં કવિતાઓ લખી મોકલતો હતો.

મધ્યરાત્રિનો સમય થયો હતો. રસ્તાપર મનુષ્યોનો અવરજવર બંધ થઈ ગયો હતો. ટ્રામ પણ બંધ થઇ હતી. આવા સમયે જે ચાલીમાં કેશવકાન્ત અને તારાસુંદરી બીજા માળપર ભાડે રહેતાં હતાં તે ચાલીના નીચેના ભાગમાંથી એવો ભયંકર અવાજ સંભળાયો કે, " આગ લાગી છે--આગ લાગી છે. "

તારાસુંદરી એક છત્રપલંગમાં નિદ્રાધીના થઈ ગઇ હતી. કેશવકાન્ત એક આરામખુરસીમાં આડો પડી એક કાવ્યગ્રંથ વાંચતો હતો. ઉપર્યુક્ત ભયંકર અવાજ સાંભળવામાં આવતાં જ તે ચમકીને બેઠો થઇ ગયો, અને તેણે તારાસુંદરીને ક્ષણમાત્રમાં જ જાગ્રત કરી આ ભીષણ સમાચાર કહી દીધા.

નીચેના ભાગમાં હૉટલ આવેલી હતી. એ હૉટલની રસોઇનું કાર્ય જે સ્થળે થતું હતું ત્યાં આગ લાગી હતી. હૉટલનો માલિક હૉટલને બંધ કરી પોતાને ઘેર ચાલ્યો ગયો હતો. હૉટલના નોકરો આગ લાગતાંની સાથે જ હોટલની બ્હાર નીકળી પડયા અને તેમણે જ સર્વે માણસોને સાવધાન કરવાના ઉદ્દેશથી આગ લાગી છે--આગ લાગી છે એવી બૂમો પાડી. એ બૂમો સાંભળવામાં આવતાં જ ચાલીમાંનાં સઘળાં મનુષ્યો નીચે ઉતરી પડયાં. જે મનુષ્યોના અંતરમાં જીવ બચાવવા કરમાં સંપત્તિ બચાવવાની પ્રબળ ઇચ્છા હતી તેઓ હજી બ્હાર નીકળી શકયાં નહોતાં.

કેશવકાન્તના મુખે આગ લાગ્યાના સમાચાર સાંભળવામાં આવતાં જ તારાસુંદરી સાવધાન થઇ; પરંતુ જણસો વગેરે બચાવવાની ઇચ્છાથી તેણે કેશવકાન્તને ઉદ્દેશીને કહ્યું:—" પ્રિયતમ ! આ આગનું પરિણામ કેવું આવશે તેની કલ્પના અત્યારે થઈ શકે તેમ નથી; માટે આપણે આપણી સઘળી સંપત્તિ જે પેટીમાં છે તે પેટીને સાથે લઇને નીચે ઉતરી પડવું જોઇએ. તમે પેટી ઉપાડી લ્યો ત્યાં સુધીમાં હું ચણીઓ પહેરી લઉં છું. "

કેશવકાન્તની નામરજી હોવા છતાં તેનાથી તારાસુંદરીની ઇચ્છા વિરુદ્ધ વર્તી શકાયું નહિ. તેણે સઘળી જણસોની તથા રોકડ રકમની પેટીને મહામુશિબતે ઉંચકી લીધી. ત્યાં સુધીમાં તારાએ ચણીઓ પહેરી લીધો, અને બન્ને જણાં દાદર પાસે જઈ પહોંચ્યા.

પરંતુ અત્યાર સુધીમાં અગ્નિદેવતાએ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું હતું. દાદરનો કઠેરો સુદ્ધાં સળગી ઉઠયો હતો. દાદરપરથી નીચે ઉતરતાં અગ્નિદેવતાનો ભોગ થવું પડે તેમ હતું. ચોતરફ અગ્નિની ઝાળ ફેલાઈ ગઈ હતી. ધુમાડો પણ પુષ્કળ ભરાઇ ગયો હતો. વળી આ દાદર સિવાય ચાલીમાંથી નીચે ઉતરવાનો બીજો એકે માર્ગ નહોતો. કેશવકાન્ત અને તારાસુંદરી આવા સંકટ પ્રસંગે એકબીજાનાં મ્હોં તરફ ભયચકિત દૃષ્ટિથી જોઈ રહ્યાં હતાં. કેવી રીતે નીચે ઉતરવું તેનો એક પણ ઉપાય તેમને સુઝતો નહોતો. તેમનું બન્નેનું હૃદય જોશથી ધબકતું હતું. થોડા સમય પછી તેઓ બન્ને જણાં "રક્ષણ કરો–કોઇ અમારું રક્ષણ કરો." એવી બૂમો પાડવા લાગ્યાં; પરંતુ ચાલીની નીચે એટલા બધાં માણસો એકત્ર થઇને કોલાહલ કરતાં હતાં કે, તેમનામાંથી કોઈના પણ કાને આ પાપિષ્ઠ પાપિષ્ઠાની બૂમ પહોંચતી નહોતી.

ક્રમાન્વયે અગ્નિદેવતાએ અત્યંત ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. અગ્નિદેવતાની નિષ્ઠુરતાથી કેશવકાન્ત અને તારાસુંદરીનાં વસ્ત્રો સળગી ઉઠયાં અને ટૂંક સમયમાં જ અપાર વેદનાથી તેઓ અસ્થિર બની જઈ આ પ્રચંડ અગ્નિનો ભોગ થઈ પડયાં.

યથાસમયે બમ્બાવાળાઓની મદદ આવી પહોંચી. પ્રભાતકાળ સમયે આગ નિર્વાપિત થઇ ગઈ. અગ્નિદેવતાના પ્રાબલ્યથી લગભગ અડધી ચાલી બળી ગઇ હતી. આગ શાન્ત થયા પછી પોલિસખાતાના કર્મચારીઓએ અંદર તપાસ કરી તો કેશવકાન્ત અને તારાસુંદરીના વિકૃત થઈ ગયેલા અને પિછાની પણ ન શકાય એવા મૃતદેહ તેમનો મળી આવ્યા. નિયમાનુસાર એ બન્નેના મૃતદેહપર જ્યૂરી ભરવામાં આવી અને ત્યાર પછી સરકારી કર્મચારીઓદ્વારા જ એ બન્નેના મૃતદેહોને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. આવી રીતે પાપિષ્ઠ કેશવકાન્ત અને પાપીયસી તારાસુંદરીને તેમના મહાપાપની પરમકૃપાળુ પરમાત્માદ્વારા આલોકમાં જ હૃદયભેદક સજા થઈ. મહાત્મા કબિરની બે લીટીઓનું આ સ્થળે સ્મરણ થાય છે કે,

"સાહેબકે દરબારમેં, કયું કર પાવે દાદ ?
પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરિયાદ!"*

બીજે દિવસે આ હૃદયવિદારક વર્તમાન મુંબાઇનાં સામાહિક વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા; તેમાં કેશવકાન્ત અને તારાસુંદરીનો એક ફોટો પણ બે ચાર દિવસના અંતરે પ્રકટ થયો. એ ફોટો અગ્નિ શાન્ત થયા પછી તારાસુંદરીની તિજોરીમાંથી પોલિસને મળી આવ્યો હતો. આ તિજોરી એક પ્રખ્યાત ઇંગ્રેજી કંપનીની બનાવેલી હોવાથી આવી ભયંકર આગમાં પણ તે સહિસલામત રહી શકી હતી. પોલિસ અધિકારીએ કેશવકાન્ત અને તારાસુંદરીના સગાંવ્હાલાનો પત્તો મેળવવા ઘણો પ્રયત્ન કર્યો; કિન્તુ એ પ્રયત્નમાં નિરાશા મળ્યાથી તેણે દૈનિક વર્તમાન પત્રોમાં એ ફોટો છપાવવાની વ્યવસ્થા કરી હતી. ફોટા સાથે તેમના શોચનીય મૃત્યુવર્તમાન પણ પ્રસિદ્ધ થયા હતા.

'ગુજરાત ગૌરવ' વર્તમાનપત્રની ઑફિસમાં કેટલાંક દૈનિકપત્રો પણ આવતાં હતાં. કેશવકાન્તની ગેરહાજરીમાં તેનું કામકાજ **બી. જી.** ઠાકોર કરતો હતો. યથાસમયે જે દિવસના અંકમાં કેશવકાન્ત અને તારાસુંરીનો ફોટો અને તેમના શોચનીય મૃત્યુની હકીકત પ્રસિદ્ધ થઇ હતી તે અંક ઠાકોરના હાથમાં આવ્યો. ફોટો જોતાંની સાથે જ તે સઘળી હકીકત સમજી શક્યો; તેણે અધીરચિત્તે અને વિપણ્ણહૃદયે ફોટા સાથે પ્રસિદ્ધ થયેલી હકીકત પણ વાંચી જોઇ. તત્પશ્ચાત્ એ અંક લઇ તે તરત જ કેશવકાન્તના શ્વસુરપક્ષમાં ગયો અને આ હૃદયવિદારક વર્તમાન તેણે ત્યાંનાં સર્વ માણસોને કહી સંભળાવ્યા. અભાગેની મણિગૌરીને આવી રીતે તેની નવયુવાવસ્થામાં જ વૈધવ્યની પ્રાપ્તિ થઇ.

---

* પ્રથમ ખરાબ કામ કરે, અને પછી દુઃખ આવે ત્યારે આક્રંદ કરવા બેસે તથા ખુદા પાસે દાદ માગે તો તેની દાદ ખુદા કેવી રીતે સાંભળે ?

## ઉપસંહાર.

યથા સમયે હરિદાસજી ભગતના ભયંકર અપરાધોનો ન્યાય રામપુરવાસી મનુષ્યો સમક્ષ થયો અને તેને જીવનપર્યંત દેશનિકાલની સજા થઈ. દુર્લભરાય ને તેના અપરાધોની પ્રથમથી જ માફી આપવામાં આવી હતી. પ્રેતોદ્ધાર પરમહંસને ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થઈ.

હરિદાસજી ભગતનું સઘળું કામકાજ વિનયચંદ્ર કરવા લાગ્યો, અને ટૂંક સમયમાં જ તેણે સર્વ પ્રકારની સુવ્યવસ્થા કરી નાખી.

તારાસુંદરીના મૃત્યુ વર્ત્તમાન અને વૃદ્ધ જમાઇને જીવનપર્યંત દેશનિકાલની સજા થયાના સમાચાર થોડા કાળના અંતરે જ તારાસુંદરીનાં માતાપિતાના જાણવામાં આવ્યા. તેમણે હરિદાસજી ભગતની સઘળી સંપત્તિ પ્રાપ્ત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ એ પ્રયત્નમા અંતે તેમને નિરાશ જ થવું પડયું.

જે બેન્કમાં તારાએ પંચોતેર હજારની રોકડ રકમ પોતાના નામથી મૂકી હતી એ બેન્કે પણ થોડા કાળના અંતરે દીવાળું ફુંક્યું, અને અનેક શ્રીમંત તથા ગરીબ મનુષ્યોની થાપણોનો ઉપયોગ એ બેન્કના દેશી ચાલકે ચાંદીના સટ્ટામાં કરી નાખી, અંતે પાયમાલ થઈ જઈ આત્મઘાત કર્યો. વાંચકબંધુઓ! આ સ્થળે જ અમારી આ નવલકથા સંપૂર્ણ થાય છે.

સમાપ્ત.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય
તરફથી
નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ
અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ
ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.
BOOKSELLER & PUBLISHER
Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे
तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩
અમદાવાદ.
શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું.

સચિત્ર નવલકથા

# લતા અને લલિતા

## ભા. ૧-૨-૩-૪

**લખનાર ચુનીલાલ વર્ધમાન શાહ**

લતા અને લલિતા એ બે બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગ ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે, કેળવાયેલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે તે સઘળું તેના પ્રથમ ભાગમાં આવે છે. બીજા ભાગમાં વાર્તાના નાયકનું એક વાનપ્રસ્થ જોગીરાજ સાથેના સહવાસનું તથા સૂર્યસિંહ શોભના અને રમાના સ્નેહદર્શનનું ચિત્ર આવે છે. સ્વર્ગમાંથી નંદિનીના પત્રો વાંચવા જેવા છે અને તે વાંચકને પરલોકનું ભાન કરાવે છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. સુંદર છપાઇ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પુઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિમ્મત દરેક ભાગની ૦-૧૨-૦ મુજબ રૂ. ૩-૦-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ

## અત્યુત્તમ ઐતિહાસિક નવલકથા

# કાશ્મીર અને કેસરી

( બીજી આવૃત્તિ )

લેખક:—ચુનીલાલ વર્ધમાન શાહ

જે સમયે યુરોપ–કેસરી નેપોલિયન બોનાપાર્ટ પોતાની વીરતાથી આખા યુરોપને ગજાવી–ધ્રૂજાવી રહ્યો હતો, તેજ સમયે હિંદુસ્તાનમાં પંજાબ–કેસરી મહારાજા રણજીતસિંહનું નામ ગાજી રહ્યું હતું. રણજીતસિંહને અફઘાનો સાથે ઘણીવાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સ્વારીઓ લઇ જવી પડી હતી, જેમાં છેલ્લી સ્વારીમાં વિજય પ્રાપ્ત થયો હતો, અને તે વિજય એટલો તો દૃઢ હતો કે પુનઃ અફઘાનો રણજીતસિંહના જીવનકાળપર્યંત કાશ્મીર સામે ઉંચું માથું કરીને જોઇ શકયા નહોતા. રણજીતસિંહની વીરતા, દીવાન હરિદાસની દેશભક્તિ, સહજારામનું શૌર્ય, મહેશ્વરની દીનતા, કનકપ્રભાની કરૂણાજનક સ્થિતિ તથા શાહજાદી જેનબનો સીખ સરદાર ઉપરનો પ્રેમ ઇત્યાદિ આકર્ષણીય ચિત્રોને વીર, કરુણા તથા શૃંગારરસથી એવી સુંદર રીતે આલેખવામાં આવ્યાં છે કે વાંચકની જિજ્ઞાસા એક પછી એક પ્રકરણ વાંચવાને ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પૂઠું કીમત રૂ. ૧.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ

ત્રણ દરવાજા–અમદાવાદ

સચિત્ર ! સચિત્ર !

વિશ્વવિખ્યાત નવલકથાકાર જ્યૉર્જ ડબ્લ્યુ. એમ. રેનૉલ્ડ્ઝ કૃત 'બ્રોન્ઝ સ્ટેચ્યુ' નામક ચમત્કારિક કિંવા અદ્ભુત નવલકથાનું સરળ, રસિક અને આકર્ષક રૂપાંતર.

# પિશાચમંદિર

પ્રયોજકઃ—રા. ચુનીલાલ વર્દ્ધમાન શાહ

આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. વળી ગુજરાતી વાચકોને વાંચવામાં વિશેષ સરળતા પડે એ માટે પ્રયોજકે મૂળ ઇંગ્રેજી વસ્તુસંકલનાને ઘણી કુશળતાથી ગુજરાતીમાં ઉતારી છે; આમ હોવાથી વાંચતાં બિલ્કુલ કંટાળો ઉપજવાનો ભય છે જ નહિ. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્તભેદ, ભયાનક ચક્રયંત્ર, કેદમાં સપડાયલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમપ્રસંગ, પુણ્યમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. માત્ર એટલુંજ નહિ પરંતુ આ નવલકથા વાંચતાં પ્રથમ વખતે પાત્રો પ્રત્યે જે ભાવ ઉત્પન્ન થાય છે તેજ ભાવ બીજી વખત વાંચતાં ઘણો સ્પષ્ટ થતો હોવાથી તેના મૂળ લેખક જ આ નવલકથાને બે વખત વાંચવાની ખાસ ભલામણ કરે છે. આ **નવલકથામાં ફોટો ઝીંકોનાં પાંચ મનહર ચિત્રો આપેલાં** છે. પાકું રૂપેરી પૂઠું, મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૨૫૦ છતાં કિમ્મત રૂ. ૨—૦—૦ લખોઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
બુકસેલર એન્ડ પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ

જુની આંખે નવો તમાશો !

ચાલુ જમાનાનો યથાર્થ ચિતાર !

સચિત્ર સામાજિક સર્વોત્તમ નવલકથા

# આજકાલનું હિન્દુસ્તાન.

અથવા

## પ્રાણહારક મૃગજળ

કર્ત્તાઃ—રા. નારાયણ વિસનજી ઠક્કુર

ચાલુ સમયમાં ચાલતા નીંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતા વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુધામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, અબળાનું સાહસ, ભયંકર પ્રપંચજાળ, નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા, ભાગિરથીની ભયંકરતા, અધઃપાતનો આરંભ, કપિંજલાનો કાળ અને સુલોચનાની અદ્રશ્યતા વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. ભાષામાં, વિચારમાં અને વસ્તુસંકલનામાં આ નવલકથા અત્યુત્તમ છે. રા. ઠકકુરની નવલકથાઓની વિશેપ પ્રશંસા કરવાની આવશ્યકતા નથી જ. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૮-૦. લખોઃ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

વિશ્વવિખ્યાત નવલકથાકાર જ્યૉર્જ ડબ્લ્યુ. એમ. રેનૉલ્ડ્ઝની
અતિ લોકપ્રિય નવલકથા "ફૉસ્ટ્" નો અવિકલ
ગુર્જર અનુવાદ

સચિત્ર ! સચિત્ર !

# ભયંકર ભેદ

અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

અનુવાદક, રા. નારાયણ વિસનજી ઠક્કુર

આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગત્માં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે, અને જ્યારે પિશાચની નરકગર્ત્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે તે સમયે તેમની કેવી દયાજનક દુર્દશા થઈ જાય છે એનું જો તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાં જ દેખાશે, લિન્સડોર્ફ દુર્ગના ગુપ્ત ભેદો, ભેદોનો પ્રકાશ, જીર્ણ પત્રમાંનો લેખ, આનંદોત્સવ, ઉત્સવનો ભંગ, પ્રાતજ્ઞા ને પ્રતિહિંસા, પ્રેમપરીક્ષા, નારંગવાટિકા, ભયંકર ભેદ વગેરે પ્રકરણો વાંચતાં ઘણું જ આશ્ચર્ય અને આનંદ ઉત્પન્ન થાય તેમ છે. નવલકથાના શૉખીનોને આ નવલકથા એક વખત વાંચી જોવાની ખાસ ભલામણ છે. આ નવલકથાનો મૂળ લેખક રેનૉલ્ડ્ઝ છે અને અનુવાદક ઠક્કુર નારાયણ છે એટલે ગ્રંથની અધિક પ્રશંસા કરવાની આવશ્યકતા રહેતી જ નથી. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૦૦, રૂપેરી નામ તથા પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રોવાળી આ નવલકથાની કિમ્મત માત્ર રૂ. ૨—૦—૦ છે. લખો:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

નવી રસિક સચિત્ર નવલકથા ! હમણાંજ પ્રસિદ્ધ થઈ છે.

# કંગાલ કેદી

અથવા

## સ્નેહ—બંધન

પ્રયોજકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

આ નવલકથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહ-જ્યોતિનું આદર્શ સાધુજીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્ત્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કૃષ્ણલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, નર્મદાની પ્રાણહારક આશા, પાપિષ્ઠ તેમજ લુચ્ચા કેશવલાલની અને પાપિષ્ઠા કાળિકાની કુટિલતા, સતી સાધ્વીની શીયળપ્રીતિ, સ્વરૂપચંદ ટોપીવાળાની નીચતા, સ્ત્રીચરિત્ર, પિશાચિનીનો આવિર્ભાવ, સ્ટીમરમાંથી સમુદ્રમાં સમાધિ! આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. મ્હોટી સાઈઝનાં પૃષ્ઠ ૨૫૦. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, આકર્ષક છપાઈ, ચીકણા સફેદ કાગળ, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૧૨—૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

ચમત્કારિક હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર

સાંસારિક નવલકથા

# દગાબાજ દુનિયા

પ્રયોજક, રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું તણાઇ આવવું, સ્ટેશન માસ્તર કૃષ્ણુલાલે સંપત્તિના લોભથી પોતાના જીવનને બદલી નાખવું, વીસમી સદીના લોફર જેન્ટલમેન કેશવલાલનાં અને નાટકની ચુડેલ સીતાનાં કુટિલ કારસ્થાનો, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને આદર્શ સ્વામીસ્નેહ, કઠોર વૈધવ્યજીવન, સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય, પાપનો પશ્ચાત્તાપ, સંતાનસ્નેહ, કારભારીની કાર્યકુશળતા, લોકચર્ચા અથવા ગામડાનું ગૅઝેટ, પ્રચંડ નિરાશા, ચોરને પોટલે ધૂળની ધૂળ આદિ અનેક રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર. આ નવલકથા પૂર્વે જ્યારે ઇન્ડિયન લૉયલિસ્ટમાં ક્રમશઃ છપાતી હતી ત્યારે વાચકવર્ગનું ઘણું જ આકર્ષણુ કરી શકી હતી. મ્હોટા કદનાં પૃષ્ઠ લગભગ ૨૨૦ મનહર છપાઇ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું લાયબ્રેરીને શોભાવે એવું રમણીય પૂઠું. આ નવલકથાનાં ચિત્રો જોઇ તમે 'અપૂર્વ' શબ્દ જ ઉચ્ચારશો. મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ આજેજ મંગાવો:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

રોમાંચ ઉપજાવે એવી દુઃખપૂર્ણ અને હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર સચિત્ર, રસિક, બોધક અને જ્ઞાનોત્તેજક નવલકથા.

# ભાગ્યદેવીની ભયંકરતા

અથવા

## આદર્શ વિધવા

**અનુવાદકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર**

આ નવલકથા એક સર્વોત્તમ બંગાળી નવલકથાનો અનુવાદ છે. આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે, તેનું ઇંગ્રેજી, હિન્દુસ્તાની વગેરે ભાષામાં પણ ભાષાંતર થયું છે. **ભાગ્યદેવીની ભયંકરતાથી** એક કંગાલ દીનદરિદ્ર કુટુંબને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે તેનો આ નવલકથામાં ઘણો જ આકર્ષક ચિતાર આપવામાં આવ્યો છે. સતીના જીવનનો હૃદયભેદક અંત, નિષ્ઠુર નરેન્દ્રનાથની પ્રબળ વિલાસવાસના, વિશ્વેશ્વરની સાધુતા અને પરોપકારિતા, લેણદારોનો જુલ્મ, કઠોર વૈધવ્યવ્રત, લગ્નને બદલે ચિતા, સેવાધર્મ અને કર્ત્તવ્યમહિમા, પાપિષ્ઠની પાપયાચના, સતીનો સંદેશો ! પાષાણ ઉપર ઉપદેશરૂપ જળસિંચન, સંસારમાં સ્વર્ગની દેવી, દેવી અન્નપૂર્ણાની સ્થાપના વગેરે વિષયોનું શાબ્દિક ચિત્ર વાંચતાં વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. મનુષ્યજીવનમાં કષ્ટની પરિસીમાનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૦૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિમ્મત માત્ર રૂ. ૧–૪–૦. લખોઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

આશ્ચર્યનો મહાસાગર! ચમત્કારોનો ભંડાર!

આશ્ચર્યયુક્ત અસંખ્ય ઘટનાપૂર્ણ સામાજિક સચિત્ર નવલકથા!

# પિશાચિની કે પ્રમદા?

પ્રયોજકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

આ નવલકથામાં એક પછી એક એવા ભાષણ આશ્ચર્યજનક ચમત્કારિક પ્રસંગોનું શાબ્દિક ચિત્ર આંકવામાં આવ્યું છે કે, આ વાર્તા સંપૂર્ણ વાંચ્યા સિવાય તમારી જીજ્ઞાસાનો અંત આવશે નહિ. ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, મહામાયાનું જળમાં ડુબી જવાથી નિપજેલું મૃત્યુ, સુંદરી લીલાવતીની બિમારી, પ્રેમની હરિફાઇ, યુવકનો આત્મસંયમ, વિધવાની વિરહવેદના, ધડથી જૂદું થઇ ગયેલું મસ્તક, સ્મશાનભૂમિમાં પિશાચોનું પાપમંડળ, સંન્યાસીનું અદ્ભુત શિક્ષણ, વિદેશિનીના જીવનનો ભેદ, પ્રણયનિરાશા, માયાજાળ, દીવાની યુવાની, ભેદનું ખુલવું, પ્રમદાનું પુનર્મિલન, પાપનો પસ્તાવો, સોબતની અસર વગેરે વિવિધ વિષયોથી પરિપૂર્ણ. સાંસારિક જ્ઞાન મેળવવું હોય, ચમત્કારપર ચમત્કાર જોવા હોય, સંયમનું માહાત્મ્ય અને સુખ નિહાળવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૬૦, સુંદર છપાઇ, ચાર મનહર ફોટોગ્રાફિક ચિત્રો; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૮-૦. લખોઃ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

ત્રણ દરવાજા—અમદાવાદ

રસિક સામાજીક નવલકથા !

સચિત્ર ! સચિત્ર ! !

# સ્વર્ગમાં શયતાન

પ્રયોજકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

ઉપરથી મહાત્મા જેવા દેખાતા અને સંસારમાં સાધુ લેખાતા; પરંતુ હૃદયમાં હળાહળ ભરી રહેલા પુરુષો પોતાના ઉપર ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે, દ્રવ્યલોભથી કેટલીક વખતે મનુષ્ય પિશાચનું સ્વરૂપ ધારણ કરી કેવાં પૈશાચિક અને રુંવાં ખડાં કરે એવાં નિષ્ઠુર કાર્યો કરે છે, સાધ્વી સતી નારી પ્રાણાન્તે પણ પોતાના સતીત્વ ધનનું કેવી રીતે સંરક્ષણ કરે છે, પત્નીપ્રાણ પતિ પોતાની પત્નીના વિયોગે કેવો દુઃખમગ્ન રહે છે, જે સંપત્તિથી સંસારપર ઉપકાર કરી શકાય છે એજ સંપત્તિનો દુરુપયોગ થતાં સ્વધર્મનિષ્ઠ મનુષ્યોને કેવાં ભીષણ સંકટો સહન કરવાં પડે છે, ખોટાં મૃત્યુપત્ર કેવી રીતે તૈયાર થાય છે એ વગેરે અનેક રસિક, ચમત્કારિક અને આકર્ષક ઘટનાઓથી ભરપૂર નવલકથા **સ્વર્ગમાં શયતાન** અવશ્ય વાંચો. આ નવલકથા સ્ત્રીઓના હાથમાં પણ વિના સંકોચે મૂકી શકાય એવી નિર્દોષ અને જ્ઞાનદાયિની છે. આ નવલકથા પ્રત્યેક સાહિત્યશોખીન ગૃહસ્થને વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૦૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો મનહર છપાઇ, પાકું રૂપેરી લાયબ્રેરીને શોભાવે એવું આકર્ષક પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૧–૪–૦ લખોઃ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

આધુનિક આર્યસંસારનો તાદશ્ય ચિતાર !

# સંસાર કે નરકાગાર ?

( સામાજિક સચિત્ર નવલકથા )

પ્રયોજક:—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

આજકાલના કહેવાતા સુધારકોનું આંતરજીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે, જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ઠા થાય છે, ખરાબ સોબતથી કેવું ભીષણ દુઃખ ભોગવવું પડે છે, વેસ્યાવિલાસથી અંતે કેવી પાયમાલી, ખાનાખરાબી થાય છે, સહધર્મિણીનો ત્યાગ કરી પરદારમાં પ્રીતિ રાખનાર યુવકોની કેવી દુર્દશા થાય છે, મદ્યપાનના વ્યસનથી મનુષ્યજીવન કેવું અધમ થાય છે, સંશયાધીન પુરુષોનો સંસાર કેવો નરકાગાર સમાન હોય છે, પાપપૂર્ણ મહત્વાકાંક્ષા રાખવાથી જીવનનો કેવો વિનાશ થાય છે અને આજકાલના કહેવાતા સુધારકમન્યો કેવું **પરોપદેશે પાંડિત્યં** ચલાવે છે એનો આબેહુબ ચિતાર આ નવલકથામાં સાદી, સરળ પરંતુ રસિક ભાષામાં ચિતરવામાં આવ્યો છે. સ્ત્રી, પુરુષ, બાળક, બાળિકા, વૃદ્ધ અને વૃદ્ધા સર્વને માટે આ નવલકથા ઉપદેશરૂપ થઇ પડવા ઉપરાંત આનંદ આપનારી નિવડે તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, સુંદર છપાઇ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૪-૦ લખો:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

જોશી ત્રંબકલાલ જીવરામ કૃત રસિક નવલકથા.

# કલન્દરની કટાર અથવા
## સંસાર ખાંડાની ધાર.

**ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો સહિત.**

આ પુસ્તકમાં નવીન નવીન વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભયંકર ખુનરેજી અને લોહીની નદીઓ વ્હેવડાવનારાં દશ્યોનો આબેહુબ ચિતાર આપે તેવાં કેટલાંક પાત્રો આ નવલકથાની રંગભૂમિપર કામ કરીને વાંચનારને ક્વચિત્ સ્તંભિત બનાવી દે છે તો ક્વચિત્ થરથર કમ્પાવી મૂકે છે. નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં દશ્ય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે તે સર્વ વિષયો વાંચતાં વાંચકની આંખોમાંથી આંસુની ધારા વ્હેવા માંડે તેમ છે. કોમળ હૃદયની કામિનીઓ પ્રેમને માટે કેટલાં બધાં સાહસો વેઠીને, જીવનનું બલિદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરૂષના પ્રેમને સંપાદન કરે છે, એ વાંચતાં વાંચતાં શરીરમાં ક્વચિત્ કંપનો આવિર્ભાવ થાય છે તો ક્વચિત્ માત્ર શિથિલ થઇ જાય છે. તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલ્મ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, મનુષ્યના અવતારમાં પેદા થયેલ શયતાનો, અમૃતમાં હળાહળ ભરનારી ભામિનીઓ, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. પૃષ્ઠ ૩૦૦ પાકું પૂઠું મૂલ્ય ૧-૮-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર**

**ત્રણ દરવાજા—અમદાવાદ**

ભારતીય વીર યોદ્ધાઓનાં પરાક્રમોનો તાદૃશ્ય ચિતાર દર્શાવતી ઐતિહાસિક નવલકથા.

# કમળાદેવી

આ નવલકથામાં ભારતીય વીર રજપૂત જાતિનાં પ્રબળ પરાક્રમો, પ્રેમ, વિરહ, સંયોગ વિયોગ વગેરેના વિવિધ પ્રસંગો, સ્વદેશ ભક્તિનું માહાત્મ્ય, મોહની માયાજાળ, આત્મોત્સર્ગ વગેરેનું ઉત્તમ પ્રકારે આલેખન કરવામાં આવ્યું છે. સંસારને સ્વર્ગીય સુખમય બનાવવાને માટે આ નવલકથા એક વખત આપના કુટુંબમાં અવશ્ય વંચાવો. ઇતિહાસના જ્ઞાન સાથે આનંદ મેળવવો હોય, રણશૂરા રજપૂતોની સ્વદેશભક્તિનું દર્શન કરવું હોય, માયાજાળમાં ફસાવાથી ભોગવવા પડતા દુઃખને જોવું હોય, પાપીઓનાં પાપનું ભીષણ પરિણામ નિરખવું હોય તો આ નવલકથા આજેજ મંગાવીને વાંચો. સુંદર સફેદ ચીકણા કાગળ પૃષ્ઠ સંખ્યા લગભગ ૪૦૦ પાકું સોનેરી પૂઠું, મનહર છપાઇ છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦

લખો:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

**બુકસેલર એન્ડ પબ્લીશર**

ત્રણ દરવાજા—**અમદાવાદ**

૧૮૫૭ ના બળવાને લગતી સચિત્ર ડિટેક્ટિવ નવલકથા !

અસંખ્ય ભેદ ભરમોથી ભરપૂર

# બાગે શયતાન

અથવા

# તલવારનું તૂફાન.

( પ્રયોજક:—રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશી. )

આ નવલકથામાં હિન્દમાં ઇ. સ. ૧૮૫૭ માં થએલા ભયંકર પ્રાણહારક બળવાનો તાદૃશ્ય ચિતાર ચિતરેલો હોઈ, તે ઉપરાંત નાનાસાહેબ અને તાતીઆ ટોપીની અનેક ગુપ્ત બાબતોને પણ પ્રકાશિત કરવામાં આવી છે. નાનાસાહેબની જાલિમ અને હૃદયભેદક નિષ્ઠુરતા, તાતીઆ ટોપીનું કલ્પનામાં પણ ન આવી શકે એવું અદ્ભુત ચાતુર્ય, ડિટેક્ટિવ રામપાલસિંહની કાર્યકુશળતા, ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગની નિપુણતા, ગૉર્ડન નામક ઇંગ્રેજની હૃદયદ્રાવક સ્થિતિ, હેલનનું હૃદયભેદક ખૂન, ફ્રાન્સ દેશના મૅકેયર નામના એક શયતાન લૂંટારાનાં ભીષણ કાવત્રાં, સ્ટિફનનો સ્વર્ગીય પ્રેમ, આર્યબાળા મેંનાની સ્વદેશભક્તિ, અગ્નિમાં ભોગ આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય તેમ છે. આ નવલકથામાં વીર, શૃંગાર અને કરુણા આદિ સર્વ રસોનો સમાવેશ થયેલો છે. મ્હોટી સાઈઝનાં પૃષ્ઠ સંખ્યા ૩૩૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂઠું કિમ્મત માત્ર રૂ. ૨—૦—૦.

લખોઃ —

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

તૈયાર છે. નવીન સચિત્ર નવલકથા. તૈયાર છે.

# મુરાદેવી

અથવા

## મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

( એક ઐતિહાસિક નવલકથા. )

( પ્રયોજકઃ—ચંબકલાલ જીવરાજ જોશી. )

આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત, નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા, મહારાણી મુરાદેવીના કંકણની ચોરી થતાં રાજા ધનનંદની કેવી વિચિત્ર સ્થિતિ થઇ હતી, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી; ચાણક્યે પોતાના અપમાનનો બદલો લેવા માટે ભયંકર પ્રતિજ્ઞા ધારણ કરીને 'બ્રહ્મબળથી બ્રહ્માંડ પણ ડોલી શકે છે' એ સૂત્રને સિદ્ધ કરવા માટે શા શા ભયંકર ઉપાયો યોજ્યા હતા, એ સર્વ વિષયોનું ઘણીજ સરળતાથી વિવેચન કરવામાં આવ્યું છે. મુરાદેવીના નામપરથીજ મૌર્યવંશના રાજાઓનું નિકંદન નીકળી ગયું તેમજ શરણાગતને નિભાવવા માટે રાજા સમરકેતુએ ભયંકર યુદ્ધ આરંભ્યું, તડિતા નામક એક મનોહારિણી માનિનીએ રાજાના ચિત્તને ડોલાવીને પ્રલયકાળને ખેંચી લાવવાનો આરંભ કર્યો આદિ સર્વ ઘટનાઓ વાંચતાં ભારતના પૂર્વ ઇતિહાસનું તેમજ નૈતિક સિદ્ધાંતોનું સારું જ્ઞાન મળી શકે તેમ છે. સ્ત્રીઓ તથા બાળકોના હાથમાં પણ આ પુસ્તક વિના સંકોચે વાંચવા આપી શકાય તેમ છે. પ્રથમ ભાગની કિં. ૧—૮—૦ પૃષ્ઠ ૩૭૫.

મળવાનું ઠેકાણું—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર, ત્રણ દરવાજા—અમદાવાદ

સચિત્ર સામાજિક નવલકથા. હમણાંજ પ્રસિદ્ધ થઇ છે.

# કમનસીબ લીલા

આજકાલના કેળવાયલા યુવકને અમુકજ કન્યા સાથે પરણવાની ફરજ પાડવાથી તેનાં સગાં વ્હાલાંઓને તેમજ તેને પોતાને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે, અંતે તેમનો સંસાર કેવો વિષમય બની જાય છે તેમજ માત્ર ફેશન અને બ્હારના આડંબરવાળી ઉચ્છ્રૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા રાખનાર યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવાં કુટિલ કાર્યો કરે છે, સમજુ યુવકોનું શું કર્ત્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રસ્ય દ્રષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. સંયોગ વિયોગના પ્રસંગો, વિરહવેદના, પ્રેમની નિરાશા, સ્નેહમાં સંકટ વગેરે રસિક ચિત્તાકર્ષક વિષયોથી ભરપૂર મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ સંખ્યા ૨૮૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, પાકું રૂપેરી પૂઠું છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૧૨-૦ લખોઃ-

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

રા. નગીનદાસ મંછારામકૃત રસિક નવલકથાઓ

## મધુર મધુરી અથવા મુંબાઈની મોહિની

અલબેલી મુંબાઈની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમનાં કામણબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે, અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાન્ત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. મ્હોટી સાઇઝનાં લગભગ ૨૫૯ પૃષ્ઠ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો ગ્લેઝ કાગળ મનહર છપાઇ પાકું રૂપેરી પૂઠું, કિમ્મત રૂ. ૧—૮—૦.

## ભક્તાણી કે ભામટી ?

નટવરના સુપ્રસિદ્ધ લેખક નગીનદાસ મંછારામ કૃત આ નવિન પુસ્તક છે. આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. આમાં એક વાણુક ગૃહસંસાર, ભક્તાણીને નામે ચાલતા ભામટાવેડા, એક રસોઇઆ બ્રાહ્મણની લંપટતા વગેરે બનાવો સારા આલેખાયેલા છે. હાસ્યરસ પણ ભરપૂર છે. સાથે ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. કાગળ ઉંચા લાયબ્રેરીને શોભાવે તેવા, પાકું રૂપેરી નામનું પૂઠું છતાં કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ માફ.

રા. નરભેશંકર પ્રાણજીવન દવે એમ. એ. કૃત નવલકથા

## સુંદર અને વિદ્યાનંદ અને પ્રેમનો ચિતાર

(આવૃત્તિ બીજી)

આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું એવું આબેહૂબ આલેખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધ બની જાય તેમ છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભાવત બનાવો વગેરે વાંચતા મનરંજન થાય તેમ છે. બે સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ. લગભગ ૨૦૦, સુંદર સફેદ કાગળ, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૪—૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

જીવનનો રક્ષક ! સાચો માર્ગદર્શક !

ઈન્ડીઅન

# પીનલકોડ

( બીજી આવૃત્તિ )

કર્તાઃ—શ્રી૦ ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ

ઇડર સ્ટેટના માજી જ્યુડીશીયલ સેક્રેટરી અને સેસન્સ જજ

ફોજદારી ગુન્હાઓમાંથી આત્મરક્ષણ કરવા, મારામારી વગેરેથી બચવા, કેવા પ્રકારની મારામારી મહાવ્યથા ગણાય છે? ગર્ભપાત, મનુષ્યહરણ, ગુલામી, વિશ્વાસઘાત, ચોરાયલી મિલકત લેવા બાબત, ઠગાઇ, ખોટાં બનાવટી ખતો, નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા, લગ્ન સંબંધીના ગુન્હા, ચલણી નોટો, ધમકી, આબરૂ લેવા બાબત વગેરે દરેક બાબતો સંબંધીની કલમો તથા તેના વિસ્તૃત અને માર્ગદર્શક ખુલાસા આપેલા છે. એ ઉપરાંત એવા કેસો ઉપર જુદી જુદી હાઇકોર્ટોએ ચુકાદા આપેલા છે એ સઘળો હેવાલ વિસ્તારથી આપેલો હોવાથી, ફોજદારી ગુન્હાઓમાં આવેલા માણસો, કોર્ટ સંબંધીનું કામકાજ કરનાર, પોલિસ અધિકારીઓ, મેજીસ્ટ્રેટો, ઇંગ્રેજી નહિ જાણનાર વકીલો, દેશી રાજ્યના ન્યાયાધીશો વગેરેને આ ગ્રંથ ખાસ ઉપયોગી છે. આ કાયદો તદ્દન નવો એટલે ઇ. સ. ૧૯૧૬ માંજ બ્હાર પડેલો છે. કાગળ ગ્લેજ ઉંચા, પાકું સોનેરી પુઠું, છતાં આ મ્હોટા રામાયણ જેવડા ગ્રંથની કિંમત માત્ર રૂ. ૭—૦—૦ છે. પોષ્ટેજ માફ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

## રૂપીઆ સવામાં

# ઇંગ્રેજી શિખવું છે?

**થોડા વખતમાં થોડી મહેનતે જરૂર જેટલું ઇંગ્રેજી શિખનાર**

આજકાલ સર્વ બાબતોમાં અને સર્વ ઠેકાણે ઇંગ્રેજી ભાષાનો પ્રચાર થવાથી ઇંગ્રેજી નહિ જાણનારાઓને શું નથી વેઠવું પડતું? સારી બુદ્ધિ હોવા છતાં તેમજ સારા હુન્નરો આવડતા હોવા છતાં ફક્ત ઇંગ્રેજી નહિ જાણવાથી કેટલા બુદ્ધિશાળી યુવકો પાછળ રહ્યા છે? જો આવુંજ છે તો ખરીદો.

## ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રકટર

# રાજભાષા

આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શિખી શકાય છે, અક્ષર જ્ઞાન, લખતાં, બોલતાં, કાગળ લખતાં, વગેરે શિખવાનું આ ઉત્તમ સાધન છે, આજ સુધી આવી જાતની બહાર પડેલી તમામ બુકો કરતાં આમાં દોઢો સમાસ છે. નાનપણમાં ભણવાનો યોગ નહી પામેલા યુવાનોને ઇંગ્રેજી ભણવાનું આ એક અમૂલ્ય સાધન છે. વિશેષ ખાત્રી માટે વિદ્વાનો, વર્તમાનપત્રો તેમજ આ પુસ્તક ઉપરથી અભ્યાસ કરનારાઓના અભિપ્રાયો આમાં સામેલ છે. પૃષ્ઠ સંખ્યા ૩૬૪ છે. આટલી સગવડતા હોવા છતાં કિમત માત્ર રૂ. ૧। પોસ્ટેજ માફ.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ**

**ત્રણ દરવાજા—અમદાવાદ**

**અતિ ઉત્તમ ગ્રન્થ! અદ્‌ભુત અદ્વિતીય ગ્રન્થ!**
**એક એક નકલ પ્રત્યેક્ ઘરમાં રહેવી જ જોઇએ! દરેક ગૃહસ્થે વાંચવું જ જોઇએ.**

# રતિશાસ્ત્ર — કોકશાસ્ત્ર

આ અમૂલ્ય અદ્વિતીય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન્ સ્ત્રી પુરુષોને અતિ ઉપયોગી થઇ પડે એવા ગુપ્ત વિષયો–દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર જાતિ, તેમનાં લક્ષણ, કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર, અદ્‌ભુત વાજીકરણ, વશીકરણ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત–ગર્ભસ્રાવની રામબાણ અનુભવસિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ઉત્તમ ટુચકા, ઇચ્છાનુસાર પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરુષ અને સ્ત્રીનાં ગુપ્ત લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વળા કર્તવ્ય, પુત્રપુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા, વીર્યપ્રભાવ, નપુંસકતા, તેને માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા, તેની દવાઓ, પૌષ્ટિક ઔષધો, ઋતુઓમાં પાળવાના નિયમો બળવાન્ અને દીર્ઘાયુ થવાના ઉપાયો, વિર્યવર્દ્ધક ગુટીકાઓ, મુખગંધ, ખીલ, ચાઠાં, નેત્રરોગ, જીભરોગ, વાળ વધવાની, વાળ કાઢવાની, તાવની, ગુપ્ત રોગની, કાનની, કંઠમાલની, કોઢ, ક્ષય, શ્વાસ, દમની દવાઓ, સરસ્વતી આવડે તે માટે ચૂર્ણ, મંત્ર, જંત્ર, મરડો, પેશાબ, ઉધરસ, ખસ, ખરજવું, ખીલ, આધાશીશી, સલેખમ, જુ, લાખ, જલંદર, સાપ, વીંછી, મધારખી, કૉલેરા, સ્ત્રીના કમળનો સોજો, રક્તપિત્ત દરાજ, ભગંદર, કાંસાશ્વાસ, નાસુર, કમળો, ફેફરૂં, રતાંધળાપણું, હરસ, વિસ્ફોટક, ભાંગરાકંપ, દિવ્ય દૃષ્ટિ, વગેરે ઉપરાંત બુઢ્ઢા ના થવાય તે માટે, ગર્ભિણીના અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રકટ કરી છે.

એક વખત અવશ્ય વાંચી વંચાવી લાભ લ્યો, **ગુજરાતી ભાષામા આવો બીજો કોઇ પણ દળદાર, ઉપયોગી ગ્રન્થ નથી.** સોનેરી નામો સાથે પાકુ પૂઠું–**કીંમત રૂ. ૩–૪–૦** ( પોસ્ટેજ સાથે ) આજે ને આજેજ પત્ર લખો:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
બુકસેલર–ઠે. ત્રણ દરવાજા–**અમદાવાદ**

સુપ્રસિદ્ધ અમેરીકન વિદુષી બાઈ મીસીસ ઇલીઝાબેથ ટાઉનનાં
" લેસન્સ ઇન લીવીંગ "નામના પુસ્તકનું ભાષાન્તર.

# જીવનશિક્ષા.

આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તમસ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતન મતનું ધોરણ, વિકાસક્રમ અને મુક્ત તથા શાશ્વત જીવન, વિશ્વચેતા, સર્વજ્ઞ શી રીતે થવું ? મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અન્તઃપ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, આબાદાનીનો ઇલાજ, આરોગ્યતા તથા આબાદાનીના સિદ્ધાન્તો તથા ઇલાજો, મનની અને શરીરની પરસ્પર ક્રિયા, સારો દિવસ શી રીતે નિર્ગમવો ? તમારું આત્મગાન વગેરે જીવનના ઉંચામા ઉંચા સિદ્ધાન્તો ઘણા સારા સમજાવ્યા છે. આ પુસ્તકની ઇંગ્રેજીમાં લાખો નકલો ખપી ગઇ છે એજ આ પુસ્તકનું મહત્વ બતાવે છે. મીસીસ ઇલીઝાબેથ ટાઉન "ધી નાનટીલસ" નામક સર્વ વિદ્યાપૂર્ણ માસિકનાં સંપાદિકા છે અને તેની પ્રત્યેક માસે બે લાખ પ્રતો નીકળે છે એજ એમની વિદ્વતાની સાક્ષી આપે છે. કાગળ ગ્લેજ ઉંચા, પૂંઠું પાકું, લાયબ્રેરીમાં રાખવા યોગ્ય છતા કિં. રૂ. ૧ાા પો. માફ.

મળવાનું ઠેકાણું:—
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
નવુ દરવાજા—અમદાવાદ

મહાત્મા કબીરની કાવ્ય પ્રસાદી

# કબીર કાવ્ય

આમાં મહાત્મા કબીરના દોહરાનો અને તેમા રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં વિસ્તારપૂર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટિ, ઇશ્વરશકિત, મૃત્યુ વગેરે સંબંધીનો ઘણો જ ઉત્કૃષ્ટ ખ્યાલ આવે છે. ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારું જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથી તે વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો એમાં અદ્‌ભૂત રસ છે. આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવનીઅંગ, જીવનમૃતકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્‌ભુત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથીજ થશે. શિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે (૧) **કબીરને ગુરૂની પ્રાપ્તી (૨) કબીરના અદ્‌ભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઈ જઇ બાદશાહ માર્ફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પૂરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં ડુબાડી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધી અવસ્થામાં પાણીપર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલસે એમ કહી સજીવન કરવું વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે.** સર્વ સાધારણોની સગવડ ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઉંચા. પાકા પુંઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો, બાંધણી મજબુત હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧।।। પોસ્ટેજ માફ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર એન્ડ પબ્લીશર.
ત્રણ દરવાજા—અમદાવાદ

## નવી નવલકથાઓ હમણાંજ બહાર પડી છે.

| | |
|---|---|
| આજકાલનું હિન્દુસ્તાન ભાગ ૧ લો. (સચિત્ર) ... | ૧—૮—૦ |
| " " " ૨ જો. " ... | ૧—૮—૦ |
| ભયંકર ભેદ. (સચિત્ર) ... ... ... | ૨—૦—૦ |
| રમણી કે રાક્ષસી ? (સચિત્ર) ... ... ... | ૧—૮—૦ |
| પિશાચમંદિર. " ... ... ... | ૨—૦—૦ |
| લતા લલિતા ભાગ ૧ લો. (સચિત્ર) ... ... | ૦-૧૨-૦ |
| " " ૨ જો. " ... ... | ૦-૧૨-૦ |
| " " ૩ જો. " ... ... | ૦-૧૨-૦ |
| " " ૪ થો. " ... ... | ૦-૧૨-૦ |
| કંગાલ કેદી અથવા સ્નેહ—બંધન (સચિત્ર) ... | ૧-૧૨-૦ |
| ભાગ્યદેવીની ભયંકરતા ! " ... | ૧—૪—૦ |
| દગાબાજ દુનિયા. (સચિત્ર) ... ... ... | ૧—૮—૦ |
| પિશાચિની કે પ્રમદા ? (સચિત્ર) ... ... | ૧—૮—૦ |
| સંસાર કે નરકાગાર ? (સચિત્ર) ... ... | ૧—૮—૦ |
| સ્વર્ગમાં શયતાન (સચિત્ર) ... ... ... | ૧—૪—૦ |
| બાગે શયતાન. (સચિત્ર) ... ... ... | ૨—૦—૦ |
| મુરાદેવી " ... ... ... | ૨—૦—૦ |
| કલંદરની કટાર. " ... ... ... | ૨—૦—૦ |
| કમનસીબ લીલા. " ... ... ... | ૧-૧૨-૦ |
| મધુર મધુરી. " ... ... ... | ૧—૮—૦ |
| ભકતાણી કે ભામટી ? (સચિત્ર) ... ... | ૧—૮—૦ |
| સુંદર અને વિદ્યાનંદ " ... ... | ૧—૪—૦ |
| કમળાદેવી. ... ... ... ... | ૧—૮—૦ |
| કાસ્મીર અને કેસરી ... ... ... | ૧—૦—૦ |
| તરુણ તપસ્વિની ભાગ ૧—૨ ... ... ... | ૩—૦—૦ |
| કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૧—૨ ... ... | ૨-૧૨-૦ |
| રણઘેલા રજપૂતો. " ... ... | ૩—૦—૦ |

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
**બુકસેલર અને પબ્લીશર**
**ત્રણ દરવાજા—અમદાવાદ**